# સ્નેહાર્પણ



જેઓ આ 'સંસ્મરણો'ના ઘણાખરા પ્રસંગે સાથે હતા, જેમના પ્રથમથી છેવટ સુધીના પ્રવાસસાહચર્યથી અનેક સ્થળે 'અમે' લખી શક્યો છું, તે—

શ્રીયુત સ્નેહી

**નંદલાલ માધવદાસ અમરશી**

ના આનંદી સ્વભાવના સ્મરણમાં.

# આમુખ.

તા ૮મી મે ૧૮૨૬ ને રોજ સ્ટીમર રજપુતાનામા મેં ત્યારથી દરેક મેનમા મારે ઘેર પત્રો લખતો તેનો પ્રથમ ઉદ્દેશ મારા સ્નેહી સ્વજનને મારી મુસાફરીનો કાર્ડિક ખ્યાન આપવાનો હતો આ પુસ્તકમા જે વર્ણન પ્રકટ કર્યું છે તે મારા સદર પત્રો મારા સ્વજનોએ તે પત્રો જાળવી રાખ્યા હતા તેથી મને ઘણી સગવડ થઈ પડી

નવુ લખવાનો સમય નહોતો તાજેતર વિચારો નોંધના તે વધારે ઠીક લાગ્યા ભાષા ઘરગત્તુ છે તે પણ એક રીતે યોગ્ય ગણાય અસલ છપાવવા માટે તૈયાર નહિ કરેલ વસ્તુમા પ્રાકૃતતા હશે તો નૈસર્ગિકતા પણ જરૂર માલુમ પડશે ઉપો ઘાતનો ભાગ પાછા વળતી વખત સ્ટીમરમા લખ્યો અહીં આવીને તો માત્ર છેવટની અનુક્રમણિકા (ઇંડેક્સ) પુરતુ છપાઈ રહ્યા પછી કરી છે

ગુજરાતી ભાષામા પ્રવાસના પુસ્તકોની તંગી ઘણી છે જનારને નકામો ખર્ચ ઘણો થાય છે અને કેટલીક વાર દૂર દેશ જવામા કલ્પનામા અનેક મુસીબતો ધારી લેવાય છે એ સબધ મા કાર્ડિક હકીકત ઉપયોગી થઇ પડશે એમ કેટલાક મિત્રોને લાગવાથી મુસાફરી દરમ્યાન મારા મન ઉપર પડેલી છાપ આમ પુસ્તકાકારે પ્રકટ કરવા વિચાર કર્યો છે તે ગ્રંથની સમાલોચના ઉપરની હકીકત લક્ષમા રાખી થવી યોગ્ય છે

ક્વચિત્ અગ્રેજી શબ્દોનો ઉપયોગ વધારે પડતો થઇ ગયો છે તે અસલ ઉલ્લેખ પત્રાકારે હોઇને થયેલ છે શિષ્ટ ભાષા હોવાનો દાવો આ પુસ્તકને અંગે કરવામા આવતો નથી

યુરોપની મુસાફરીમાં મુશ્કેલી નથી. નિરામિષાહારી તરીકે રહેવામા અગવડ નથી. દરેક સ્થાને ગાઈડબુકો નકશા વિગેરેની પૂરતી સગવડ છે અને સુલભ છે. ઇંગ્લિશ ભાષા પરનો કાબુ જેમ વધારે હોય તેમ મુસાફરી વધારે સગવડથી થઈ શકે છે. ફ્રેન્ચ ભાષા આવડની હોય તો સગવડમા ઔર વધારો થાય છે પણ તે અનિવાર્ય નથી.

મુસાફરી આખ ઉઘાડી રાખીને કરવાની જરૂર છે, દેશમા ત્યાથી ઘણુ લઈ આવવા જેવુ છે, રીતરિવ જો સરખાવવા યોગ્ય છે, સમાજબંધારણ વિચારવા જેવા છે, યુરોપ દુનિયા પર પ્રભુત્વ કેમ ભોગવે છે તેના અતર્ગત કારણોમા ઉતરવા જેવુ છે. વર્ષોથી ચાલી આવતી અને દેશકાળ પ્રમાણે ફરતી સસ્થાઓ અભ્યાસ કરવા યોગ્ય છે, કેળવણીની પ્રગતિ જોવા યોગ્ય છે–ઘણુ જોવા જાણવા સમજવા જેવુ છે. તેમની વ્યવસ્થાશક્તિ, સ્ત્રીસમાજની વર્તમાન સ્થિતિ આદિ મુદ્દા પર અન્યત્ર ઉલ્લેખ કર્યો છે પણ પુસ્તકનું કદ વધી જવાથી આ ગ્રથમા દાખલ કર્યા નથી મોજ-શોખ ખાતર પ્રવાસ કરવા જાય તે કરતા જો શીખવાની નજરે જાય તો સહાનુભૂતિપૂર્વક કરેલ અવલોકન દેશને ઘણી રીતે લાભદાયી થાય તેમ છે એવો મને અનુભવ થયો છે.

મને સમય ઓછો હોવાથી હુ ઘણી જોવા લાયક જગ્યાએ જઈ શક્યો નથી. યુરોપના માર્ગદર્શક તરીકે આ ગ્રથનો ઉપયોગ થઈ શકે તેમ નથી, પણ મારા મન પર થયેલી અસરો એ બતાવે છે. 'સસ્મરણ' નામ એજ કારણે મે રાખ્યુ છે. એમા પ્રવાસવર્ણન કરતા પ્રવાસ દરમ્યાન જોવાયુ તેની નોધ અને તે પર લખાયલી ટીકા અવારનવાર જોવામા આવશે કેવળ પ્રવાસ

વર્ણનનાં પુસ્તક છપાવવાની બહુ જરૂર નથી, કારણકે ગાઈડબુકો અંગ્રેજીમા તો સુલભ છે.

પ્રવાસ કરવા જનારે નોંધ તેજ વખતે કરી લેવી. એથી તાજી અસરની ચોક્કસ નોંધ રહે છે અને લાગે વખતે સ્મરણશક્તિને તસ્દી આપવી પડતી નથી. વિલાયત–યુરોપના પ્રદેશમાં નહિ જનારને, ત્યાં પ્રથમ દર્શને શી અસર થાય છે તે અત્ર જોવામાં આવશે. અનેક સાંસારિક બાબતપર વિચારો અન્યત્ર લખ્યા છે તે પણ એક વખત જોઈ જવા ભલામણ છે. વિલાયતમાં સર્વ સારૂ છે એમ માનવાનું કારણ નથી, પણ શીખવા જેવું ઘણું છે એમ મને લાગ્યું છે. ગુણદૃષ્ટિએ ત્યાંથી સારાનું ગ્રહણ અને અનુકરણ થાય તો સમાજપ્રગતિને તેથી બહુ લાભ થાય તેમ છે.

ચિત્રો વધારે આપવા ઈચ્છા હતી, પણ મુદ્રણની અગવડે અલ્પ સંખ્યાથી સંતોષ માન્યો છે. યુરોપમા સર્વ સ્થળોએ પોસ્ટ કાર્ડ અને આલ્બમો બહુ મળે છે અને હું પણ તેનો સારો જથ્થો લઈ આવ્યો છુ. મારા 'સ્મરણો' એનાથી તાજાં રહે છે.

ગુર્જરજનતાની આ રીતે કાંઈ સેવા થઈ શકે તો તે પણ એક પ્રકારનું સાફલ્ય ગણવાની હોંસમા આ નૈવેદ્ય ધર્યું છે.

નાળીએરી પૂર્ણિમા, સ. ૧૯૮૩
પ્રીન્સેસ સ્ટ્રીટ, મનહર બીલ્ડીંગ
તા. ૧૩–૮–૧૯૨૭

મો. ગિ. કાપડીઆ.

## આ પુસ્તકમાં આપેલાં ચિત્રો

### ની

# અનુક્રમણિકા.


| | પૃષ્ટાંક |
|---|---|
| વરસાઈનિના ફુવારા (વરસાઈલિ-ફ્રાન્સ) ... ... | ૮૧ |
| સેંટ પૉલ્સ કેથીડ્રલ (લંડન-ઇંગ્લાંડ) .. .. | ૧૦૪ |
| હેમ્પ્ટન કોર્ટ (લંડન-ઇંગ્લાંડ) ... ... ... | ૧૪૨ |
| લેક લેમનનુ દૃશ્ય (જીનેવા-સ્વીટ્‌ઝરલાંડ) . .. | ૨૧૬ |
| ઇન્ટર લાકન-રગેનનુ દૃશ્ય (શેડેગ-સ્વીટ્‌ઝરનાડ) | ૨૨૫ |
| મિલાનની સિમેટરીમાંનો સ્તૂપ (મિલાન-ઇટાલિ) . | ૨૬૪ |
| લીનીંગ ટાવર (પીઝા-ઇટાલિ) .. .. . | ૨૭૭ |
| સેંટપીટર્સનું દેવળ (રોમ-ઇટાલિ) | ૨૯૬ |
| સા સુસી મહેલ (પોટ્સડામ-જર્મની) .. | ૩૪૫ |
| વોટરલૂ-પેનોરેમા નંબર-૩ (બેલ્જીઅમ).. | ૩૮૩ |




## વિષયોની સામાન્ય

# અનુક્રમણિકા.


પ્રાથમિક તૈયારી-ઉપોદ્‌ઘાત ... ... ૧—૩૦
સ્ટીમર રાજપુતાના-એડન-પોર્ટસેડ ... ... ૩૧—૫૯
ફ્રાન્સની જમીનપર-માર્સેલ્સ ... ... ૬૦—૬૫
પેરિસનું વૈવિધ્ય ... ... ... ... ૬૫—૮૭
પેરિસથી લંડન, ડોવર માર્ગે ... ... ૮૭—૯૦
લંડન (આપણુ વિલાયત) ... ... ૯૧-૧૫૦
ઑક્સફર્ડ-સરસ્વતીનું ધામ... ... ... ૧૫૦-૧૬૦
કેન્ટરબરી-મારગેટ ... ... ... ૧૬૦-૧૬૫
હેન્ડન. બાદશાહી વાયુયાનદર્શન ... ... ૧૬૬-૧૭૦
સ્કોટલાંડ-સરોવરોનો પ્રદેશ, વિગેરે ... ... ૧૭૧-૧૮૬
લંડન સબંધી પ્રકીર્ણ ... ... ... ૧૮૭-૧૯૭
પેરિસને રસ્તે (બુલો-ફોકસ્ટન) ... ... ૧૯૭-૧૯૭
પેરિસનુ ખાસ (પૃ. ૮૭ થી ચાલુ) ... ... ૧૯૮-૨૦૪
સ્વીટ્ઝરલાંડ (જીનેવ, ઇંટરલાકન આદિ) ... ૨૦૫-૨૪૮
ઇટાલિ (મિલાન, ફ્લોરેન્સ, રોમ, વેનિસ આદિ. ૨૪૯-૩૨૩
જર્મની (અર્વાચીન અને સ્કોલરોનો પ્રસંગ) ... ૩૨૪-૩૭૮
બેલ્જિયમ ... ... ... ... ૩૭૯-૩૮૪

# ઉપોદ્ઘાત

## પ્રાથમિક તૈયારી વિગેરે

### પાશ્ચાત્ય પરિસ્થિતિજ્ઞાન

યુરોપની મુસાફરીને અગે આપણામા અનેક પ્રકારના અવ્યવસ્થિત ખ્યાલો ચાલ્યા કરે છે અને પરિણામે આપણે યુરોપ સબધી ઘણુ ઓછુ જાણીએ છીએ ત્યાથી મુસાફરી કરીને આવેલા માણસોએ યુરોપ સબધી વિચારો ફેલાવવા સબધમા જોઇએ તેટલુ લક્ષ્ય આપ્યુ નથી અથવા પ્રવાસવર્ણનોમા જૂઠા જૂઠા દેખાવો અથવા સાચાકામની મોટી વાતો કરવાના પ્રસગો હાથ ધરવાને કારણે આપણે યુરોપીય પ્રજા પાસેથી શુ શીખવાનુ છે તે બાબતમા લગભગ તદ્દન બેનસીબ રહ્યા છીએ મૂળમા આપણી ભાષામા પ્રવાસવર્ણનના પુસ્તકો બહુજ ઓછા છે અને જે છે તે અમુક ઉદ્દેશથી લખાયલા હોય છે, પણ મુસાફરી કરવામા પ્રાથમિક તૈયારી કેવી કરવી જોઇએ, કઈ બાબતોપર લક્ષ્ય આપવુ જોઈએ, મુસાફરીનો કાર્યક્રમ કેવો ગોઠવવો જોઇએ અને એવી એવી મુસાફરીની બાબતના પ્રેરક અને સહાયક લેખો ગુજરાતી ભાષામા મારા જોવામા આવ્યા નથી પરિણામે ઘણાને યુરોપ જવુ એ મોટુ મહાભારત કામ લાગે છે અને કેટલાક તેમા ધર્મની ક્ષતિ જુએ છે અને અનેક પ્રકારની ગેરસમજુતીમા વધારો પાછા આવનારના અમુક પ્રકારના વર્તનપરથી થાય છે પરિણામે જે પાશ્ચાત્ય પ્રજા સાથે આપણુ હિત હાલ તુરત જોડાયલુ છે, લગભગ

સોદસો વર્ષનો જેની સાથે સંબંધ છે તેનાં ઘરબાર આપણે જોયાં નથી, તેઓનાં આદર્શો આપણે જોયાં નથી, તેઓની રીતભાત આપણે અવલોકી નથી અને તેમના વ્યક્તિગત અને સમષ્ટિગત વ્યવહારમાંથી ગ્રહણ કરવા યોગ્ય તત્ત્વને સમજી સંગ્રહી રાખ્યા નથી. આટલાં વર્ષોનો જેની સાથે પરિચય હોય તેને આપણે બરાબર જાણીએ નહિ અને તેમની સંસ્થાઓ, ખાવાપીવાના વ્યવહારો, સમાજ સંગઠન, અભ્યાસસ્થાનો, આનંદસ્થાનો અને આખું સામાજિક રાજ્કીય અને સાંવ્યાવહારિક તેમજ ઔદ્યોગિક અને નૈતિક બંધારણ સમજીએ નહિ એ ઇચ્છવા યોગ્ય ભાગ્યેજ ગણાય. આપણા સમાન પંક્તિવાળાના કે ઉપરની કે નીચેની પંક્તિવાળાના આચારવિચાર અને રહેણીકરણીના નિયમો જાણવાની આપણી ખાસ ફરજ છે, આપણે અત્યારે તેની જરૂરીઆત છે એ આપણે કાંઇ નહિતો સામાન્ય વ્યવહારના નિયમે પણ સ્વીકારવુંજ જોઈએ. એ સર્વ બાબતોમાંથી આપણે કાંઇ આદરી શકીએ, આપણી પૌર્વાત્ય ભૂમિકામા પાશ્ચાત્ય સંસ્કારને કયું સ્થાન છે, આપણે સારાં તત્ત્વો કેવી રીતે સમજી વિચાર જાણી આપણા વ્યવહારમાં વ્યાપારમાં ઉદ્યોગહુન્નરમાં નૈતિક વર્તનમાં અને સમાજ સંગઠનમાં જોડી શકીએ, ત્યારેજ આપણે આપણા ઘરના માલેક થવાનો દાવો સિદ્ધ કરી શકીએ એમ મને લાગવાથી આ વિચારો આકારમાં મૂક્યા છે. આપણે કઇ વાતો અને કઈ સંસ્થાઓ સ્વીકારવી એ તદ્દન જુદો વિષય છે પણ પ્રથમતો આપણે પૌર્વાત્ય સંસ્થાઓને સમજવી જોઈએ અને સમજવા માટે મુસાફરી કરવી જોઇએ, એમનાં સ્થાનમાં જઇ એમને જોવા જોઇએ, એમની સંસ્થાઓને સ્થાનપર જઈ સમજવી જોઈએ, એમના ઘરબાર રહેણીકરણી જાણવા સમજવા જોઈએ અને તે પણ સર્વ પ્રેમભાવે કરવું જોઇએ. પ્રથમથી આપણે એવા વિચારથી ચાલીએ કે યુરોપમાં સર્વત્ર નાસ્તિકતા—અજ્ઞાન અને અવ્યવસ્થા છે તો આપણે કાંઈ નવું શીખી શકીએ નહિ. સમજવા માટે પ્રેમભાવની જરૂર છે અને આદરવા પહેલા સૂક્ષ્મનિરીક્ષણ પ્રથક્કરણ અને અભ્યાસની જરૂર છે.

### સમજવાની જરૂર.

કોઇ પણ સમાજને સમજવા માટે તેમના સ્થાનપર જવાની ખાસ જરૂર છે. અભ્યાસ કરવા માટે બારીક અવલોકન કરવાની જરૂર છે અને કોઇ પણ હકીકત આદરવા પહેલા આપણા સંસ્કારોનો અભ્યાસ, આપણા આદર્શોનો સ્પષ્ટ ખ્યાલ અને આપણા વ્યવહારને પરિવર્તન આપવામાં રાખવી જોઇતી સંભાળની બહુ જરૂર છે. પાશ્ચાત્ય બધું નિંદનીક નથી, પૌર્વાત્ય બધું સાર્વત્રિક થઈ શકે તેવું નથી, હવે આપણે વ્યવહાર આખી દુનિયા સાથે કરવાનો છે એટલે અસલની પેઠે હિંદુસ્થાનમાં દરવાજા બંધ કરીને બેસી શકીએ તેમ નથી; એની સાથે આપણે જે કાંઈ પૂર્વસંસ્કારો રહ્યા છે તે ખોઈ નાખીએ તો અન્યને આપવાની આપણી પાસે બીજી કોઇ ચીજ નથી, એ ચીજ ખોઈ બેઠા પછી સાંપડવી લગભગ અશક્ય છે અને અત્યારે તો સ્થિતિ એવા પ્રકારની છે કે ઘણુંખરૂં સમજ્યા વગરનું અનુકરણ થાય છે, રહસ્ય પ્રાપ્ત કરવાને બદલે ઉપર ઉપરનો ભપકો આદરી દેવાય છે અને ઠેકાણા વગરનું ગાડું આમતેમ ઘસડાયા કરે છે, આપણી અત્યારની સ્થિતિ હોકાયંત્ર વગરના વહાણ જેવી છે. આપણે આ મહા પરિવર્તન કાળમાં બહુ વિચાર કરવાની જરૂર છે, ઘણું જોવા જાણવાની જરૂર છે અને ચોક્કસ પગલે અને ધારેલે હિસાબે આગળ વધવું હોય તો મુસાફરી કરવાની ખાસ જરૂર છે.

### દેશાટનના લાભ.

ચતુરાઇ પ્રાપ્ત કરવા માટે અસલના જાણીતા નીતિના સંસ્કૃત વાર્તિકમાં જે અનેક સાધનો બતાવ્યાં છે તેમાં અગ્રસ્થાન 'દેશાટન'ને આપવામાં આવ્યું છે તે તદ્દન યોગ્ય લાગે છે. દેશાટન કરવાથી અનેક પ્રકારના મનુષ્ય સ્વભાવનો અભ્યાસ થાય છે, જૂદા જૂદા રીતરિવાજો જાણવામાં આવે છે અને ખાસ કરીને આપણી જાત ઉપર ઘણો વિશ્વાસ આવે છે. બહારગામ ગયા પછી આપણે આપણા પોતાના ઉપર આધાર રાખવો પડે છે, આપણામાં કઇ શક્તિઓ છુપાઇ

રહેલી છે તેનો આપણને ખ્યાલ આવે છે અને અનેક નાની મોટી અગવડોમાં આપણે કેવી રીતે બહાર નીકળી શકીએ છીએ તે પર આપણી મુસાફરીની ફતેહનો આધાર રહે છે અને આખા જીવનમાં આત્મવિશ્વાસ અથવા સ્વાવલંબન અતિ અગત્યનો સદ્‌ગુણ છે તેનું ભાન થાય છે.

વધારે મહત્વની હકીકત આપણા વિચારક્ષેત્રની થતી વિશાળતા છે. આપણને નિર્ણય કરવાનું સાધન આપણા વિચારોનો સરવાળો છે, આપણું ભંડોળ નાનું હોયતો નિર્ણય કાચા-અધુરા-અપરિપકવ રહે. જેમ ભંડોળ મોટું તેમ નિર્ણય ચોક્કસ અને લાંબો વખત ચાલે તેવા હોય છે. એવા નિર્ણયો મુસાફરી પૂરી પાડે છે. દેશાટનના અનેક ગુણો છે પણ અત્ર તે પર લેખ લખવાનો નથી. હિંદુસ્થાનની નજરે મુસાફરી કેવી રીતે કરવી અને તેને માટે તૈયારી કેવી કરવી એ અત્ર પ્રસ્તુત છે. આ બાબતમાં લોકોમા ઘણા વિચિત્ર ખ્યાલ રહેલા અનુભવ્યા છે તેથી યુરોપની મુસાફરી કરવાને અંગે પ્રસ્તુત પ્રાથમિક બાબતોનો ઉલ્લેખ પ્રથમ કર્તવ્ય ગણ્યો છે.

**પ્રાથમિક તૈયારીઓ.**

મુસાફરી કરવાનો નિર્ણય કેટલાક વખત પહેલાં કરવામાં આવે છે તે પર કેટલીક તૈયારીનો આધાર રહે છે અને કેટલીક તૈયારી તો કરવીજ પડે છે.

યુરોપની મુસાફરી કરવાનો સર્વથી વધારે અનુકૂળ સમય નરમીનો છે એપ્રીલથી સપ્ટેંબર સુધીનો સમય બહુ અનુકૂળ છે. માર્ચ માસની અધવચમાં નીકળવાનું બની આવે તો ઘણું ઠીક પડે છે.

હિંદુસ્થાનમાં સમય મળે તો નીચેની બાબતો મુસાફરી કરતા અગાઉ કરી રાખવી બહુ ઠીક થઇ પડશે.

(a) અભ્યાસ.

(૧) સ્થાપત્ય. યુરોપમાં ખરી જોવાની ચીજો કુદરતના

સૃષ્ટિસૌંદર્ય ઉપરાંત મોટાં દેવળો અને ભવ્ય મુકામોની ખરી કિંમત સમજવા માટે શિલ્પ–સ્થાપત્યના પ્રકાર અને એની વિવિધતા અને વિશિષ્ટતાનો અભ્યાસ કરવો. ગોથીક સ્ટાઇલ, કોરીન્થીઅન, ડોરીઅન અને કોરીઅન એ ત્રણેના પ્રકાર, રોમેનસ્ક સ્ટાઈલ, ગ્રીક સ્ટાઇલ, બાઈઝેન્ટાઈન વિગેરેનો તફાવત બરાબર સમજ્યા વગર શિલ્પના ખરા નમુનાઓનો ખ્યાલ નહિ આવે. મોટાં ભવ્ય દેવળોમાં કારીગિરી–શિલ્પ કેવું છે તેનો બરાબર તો નહિ પણ ઉપરચોટીઓ અભ્યાસ કરવા માટે, કાંઈ નહિ તો આનંદ મેળવવા માટે પણ શિલ્પના પ્રાથમિક જ્ઞાનની મજા ઘણી છે. એના અભ્યાસ માટે પ્રાથમિક પુસ્તકોનું લીસ્ટ અન્યત્ર આપ્યું છે. વિશેષ અભ્યાસ કરવાની ઈચ્છાવાળાએ મોટાં પુસ્તકો શોધી લેવાં. તદ્દન સાધારણ જ્ઞાનની ખાસ જરૂર છે. વખત ન હોય તો સ્ટીમરમાં પણ એનો સહજ અભ્યાસ કરી લેવો

(૨) ચિત્રકળા. યુરોપના પ્રવાસ દરમ્યાન દેવળો ઉપરાંત અનેક મોટી ગેલેરીઓ આવે છે. એમાં લાખો રૂપિયાની કિંમતનાં ચિત્રો હોય છે. પેઇન્ટીંગ અને મોઝેઈક કામમાં ઘણો તફાવત છે. પેઈન્ટીંગ એ કેન્વાસ અથવા શરૂઆતમાં કપડાંપર તેલ રંગથી કાઢેલ ચિત્ર હોય છે અને મોઝેઇક એટલે નાના પથરો કે આરસના ટુકડા બેસાડી તેનું ચિત્ર બનાવ્યું હોય છે. મોઝેઇકના ચિત્રમાં કુદરતના દેખાવો અને મનુષ્યની છબી આવી શકે છે. આની કળા ખાસ સમજવા જેવી છે. એનો વિકાસ પણ અભ્યાસ કરી સમજવા જેવો છે. એની જુદી જુદી સ્કૂલોનો ખ્યાલ કરવાનો છે. ઇટાલીમાં ચાર સ્કૂલ મોટી છે. વેનીશીયન સ્કૂલ, ફ્લોરેન્ટાઇન સ્કૂલ, મીલાન (અથવા લોંબાર્ડી) સ્કૂલ અને રોમન સ્કૂલ. એ દરેકનો ખ્યાલ અને ખાસીઅત જુદા જુદા છે એમાં મનુષ્ય શરીરનો આકાર, ભાવ, અભિનય, મ્હોઢાનો ચ્હેરો, પરસ્પેક્ટીવ (દેખાવ) અને દૂર નજીકના ભાવોમા બહુ વિવિધતા છે કોઈ અભિનય પ્રાધાન્ય છે, કોઈ ચ્હેરાપર ભાવ લાવવામાં કુશળ છે, કોઇ નૈસર્ગિક ભાવો વધારે લાવે છે, કોઇ જનાવરનો અભ્યાસ કરેલ હોય છે,

કોઈ સૌંદર્યને પૂજે છે. એ સર્વ તફાવત કળાની દૃષ્ટિએ સમજવા જેવા છે. પ્રથમ કપડાંપર પેઈન્ટીંગ થતું હતું, ત્યારપછી કેટલા ફેરફાર થયા, દરેક સૈકામાં ચિત્રકળા કેવી રીતે વિકાસ પામી અને દરેક સ્કૂલ કેમ વધી તેનો ઇતિહાસ સમજવાની જરૂર છે. એ ઉપરાંત ફ્રેન્ચસ્કૂલ, જર્મનસ્કૂલ, બેલ્જીઅનસ્કૂલ, ડચસ્કૂલ, ઇગ્લીશસ્કૂલ, નોર્વેજીઅનસ્કૂલ એ દરેકનો તફાવત, વિકાસ અને વર્તમાન શૈલી ઉપર બરાબર લક્ષ્ય આપવાની જરૂર છે. દરેક મોટા શહેરમાં ચિત્રસંગ્રહ ઘણો વિશાળ છે અને નીરખીને જોતાં ઘણો સમય લાગે તેવું છે એ વાત ખરી છે, પણ જો કળાની દૃષ્ટિએ ચિત્રકામ સમજવું હોય તો સામાન્ય જ્ઞાનની અને પ્રત્યેક સ્કૂલના ઇતિહાસના જાણપણાની ખાસ જરૂર છે એ વગર એક એક ચિત્રના ત્રીશહજાર પાઉન્ડ કે સાઠહજાર પાઉન્ડની કિંમત કેમ હોઈ શકે તેનો ખ્યાલ આવવો અસંભવિત છે.

(૩) મનુષ્ય શરીરનો અભ્યાસ. એને 'એનેટામી' કહે છે. એના અંગ પ્રત્યંગના અભ્યાસની ખાસ જરૂર બાવલાં–પૂતળાં જોવાને અંગે છે દરેક પ્રજાએ બહુ જાતના બાવલાનો સંગ્રહ કર્યો છે તેનો અભ્યાસ જો 'એનેટામી' જાણી હોય તો આનંદ આપે છે. એક બાવલા–પૂતળાંને બરાબર સમજવા માટે આ જ્ઞાનની જરૂર છે. એથી કળાકારની કૃતિનો સાચો ખ્યાલ આવશે. એના અભ્યાસમાં પુસ્તકજ્ઞાન ઉપરાંત અવલોકનની બહુ જરૂર છે. જરા ટેવ પાડવાથી એ કળા પ્રાપ્ત થઈ શકે તેવું છે. દરેક વિભાગના સામાન્ય જ્ઞાનના પુસ્તકોનું લીસ્ટ અન્યત્ર આપ્યુ છે.

(૪) સંગીત (મ્યુઝીક). આ જરા આકરો વિષય છે. આપણું સંગીત તાલસુર પર રચાયલું છે યુરોપીય સંગીતમાં 'હારમની'ને મુખ્ય સ્થાન છે. મ્યુઝીક માટે પાછી ઇટાલીઅન, જર્મન, ફ્રેન્ચ, ઇગ્લીશ સ્કૂલો છે. એ દરેકમાં થોડો થોડો તફાવત છે. બની શકે તો એના રસિક માણસો પાસેથી આ તફાવત સમજી લેવો. એ ઉપરાંત સ્ટીમરમાં

અને અન્યત્ર 'ડાન્સ' જોવાના પ્રસંગો બહુ આવે છે. એમાં કળા શી છે તે સમજવા માટે એના પ્રકાર જાણી લેવાની જરૂર છે. વન સ્ટેપ, વોલ્ટસ ( Vaultz ), ટેંગો વિગેરે એના પ્રકાર છે. ટાંગો નાચ આપણા લોકોને ઘણો મળતો આવે છે. ઉપરાંત અમેરિકન લોકો એક ચાર્લસ્ટન નામનો નાચ કરે છે. આનું સામાન્ય જ્ઞાન હોય તો આપણી આસપાસ જે વસ્તુ ચાલતી હોય તે આપણાથી સમજી શકાય છે.

(b) મુસાફરી કરનારને ફ્રેન્ચભાષાના જ્ઞાનની જરૂર પડે છે. હાલમાં અમેરિકનો આખા યુરોપમાં બહુ મોટી સંખ્યામાં મુસાફરી કરે છે એટલે અંગરેજી ભાષા ઉપર સારો કાબુ હોય તો ખાસ વાંધો આવતો નથી પણ જરૂરી ફ્રેન્ચભાષાનું ઉપર ઉપરનું જ્ઞાન હોય તો સગવડ ઘણી આવે છે. ફ્રેન્ચભાષાનું મુસાફરી પૂરતું જ્ઞાન મેળવવું હોય તો મને એમ કહેવામાં આવ્યું છે કે ત્રણ ચાર માસ એક એક કલાક રોકવાથી થઈ શકે છે અને પછી પારિસમાં તેનો જાતિઅનુભવ થાય છે એટલે શીખી જવાય છે. લંચ અને જમવાની ચીજોના લીસ્ટ ને મેન્યુ ( Manu ) કહેવામાં આવે છે તે ફ્રેન્ચમાં જાણવાની ખાસ જરૂર છે અને સંખ્યાવાચક શબ્દો પણ ફ્રેન્ચભાષાના જરૂર જાણવા. બાકી દરેક મોટા સ્ટેશનોએ ઈન્ટરપ્રેટર ( દુભાષીઆ ) ઘણું ખરૂં હોય છે એટલે કામ ચાલે છે.

(c) યુરોપમાં મુસાફરી કરનાર ભૂગોળ ભણેલ હોય છે એમ આપણે માની લઈએ છીએ છતાં યુરોપનો અને પ્રાંતવાર નકશો જોઇ જવો અને સાથે રાખવો. મોટા શહેરની ભૂગોળ ધ્યાનમાં રાખી લેવી અને રેલવે લાઇનો સીધી કેવી રીતે મળે છે તેના પણ નકશા આવે છે તે જોઈ જવા અને પાસે રાખવા. છેલ્લી મોટી લડાઇ પછી ભૂગોળમાં ખાસ કરીને સરહદોમાં અને નામોમાં ફેરફાર ઘણો થયો છે તેથી નવા નકશાનો અભ્યાસ કરી લેવો. આ એકાદ કલાકનું કામ છે પણ જરૂરી છે. ભૂગોળના અને રેલવે લાઈનના ચોક્કસ જ્ઞાન વગર ઘણા માણસો આડીઅવળી મુસાફરી કરી બેવડા ખરચમાં ઉતરે છે.

પેસેજ

મુસાફરી કરવાનો નિર્ણય થાય એટલે પોતાનો હિસાબ ગણી પેસેજ લઈ લેવો જો યુરોપ આખો જોવો હોય તો ઇટાલીઅન લાઇન (Loiyd Trestino) ની સ્ટીમર દર માસની પહેલી તારિખે અને ૫ંદરમી તારિખે મુંબઈથી ઉપડે છે તેની ટીકીટ લેવી પહેલી તારિખે સ્ટીમર ઉપડે છે તે ઇટાલીના મેડીટરેનીઅનના જીનોઆ (Genoa) બંદરે જાય છે અને ૫ંદરમી તારિખે ઉપડે છે તે ઈટાલીના એડ્રીઆટિકના વેનીસ (Venice) બંદરે જાય છે ઈટાલીઅન લાઈનમા સગવડ પૂરતી છે અને વેજીટેરીઅન ખાવાનુ મળી શકે છે જીનોઆ વાળી લાઇન લેવાનુ બને તો નેપલ્સ ઉતરી જઈ વીસુવીઅસનો જ્વાળામુખી જોઇ આવી રોમ જવુ અને ત્યાથી પીઝા ફ્લોરેન્સ મીલાન થઇ રીવીએરાના ભાગ મોન્ટીકાર્લો અને નીસ જોઈ માર્સેલ્સને રસ્તે થઇ લીયો જોઇ પારિસ જવુ વધારે અનુકૂળ પડશે જીનોઆ ઉતરવાનું થાય તો પાછા ફરતા વેનિસથી બેસવાની સ્ટીમર લેવી એટલે લંડનથી નોર્વે, હોલંડ, બેલ્જીઅમ થઈ જર્મની જોઈ સ્વીટ્ઝરલાંડ થઇ વીએના જવાય અને ત્યાથી વેનિસ આવાય સમય હોયતો વેનિસથી કોન્સ્ટાંટીનોપલ ગ્રીસ, કૈરો, એલેકઝાંડ્રીઆ અને નાઈલનો પ્રદેશ જોઈ પોર્ટસેડથી સ્ટીમર પકડવી પી એન્ડ ઓ કંપનીનો મેલ પણ અનુકૂળ છે ખાવાપીવાની સર્વ સગવડ થઇ શકે છે એમા એજીકેટ વધારે જાળવવો પડે છે પી એન્ડ ઓ કંપનીની સ્ટીમર માર્સેલ્સ જાય છે ત્યાથી રીવીએરાના વિભાગ જોઇ પારિસ જવુ એ માર્ગ પણ વધારે અનુકૂળ છે પેસેજ જેમ બને તેમ જલ્દી લઈ લેવાની જરૂર એ છે કે એપ્રીલ મે માસમા યુરોપ જનારનો ધસારો ઘણો હોય છે અને બહુ મોડા પેસેજ મેળવવામા અગવડ પડે છે મહેનત કરવાથી પેસેજ મોડો પણ મળી શકે છે એ લક્ષ્યમા રાખવુ

પેસેજ બની શકે ત્યા સુધી ફર્સ્ટક્લાસનો લેવો કારણ કે સ્ટીમરમા જતા આવતા અઢાવીશ દિવસ ગાળવાના હોય છે અને

સ્ટીમરના એકજ ભાગમાં ફરવું ગમતું નથી. આખી સ્ટીમરમાં ફરવાની અનુકૂળતા વધારે છે એટલા પૈસા ખરચવાની શક્તિ ન હોયતો સેકન્ડકલાસ પણ ખોટો નથી પ્રથમ કલાસમા વિભાગ હોય છે જેની હકીકત આગળ આવશે.

**આઉટ ફીટ.**

સાથે કેટલી વસ્તુ લેવી અને કેટલી ન લેવી એ સવાલ પહેલી વખત મુસાફરી કરનારને ઘણો મુઝવે છે. આપણા દેશમા મુસાફરી કરવાની પદ્ધતિમાં અને યુરોપની રીતભાતમાં એટલો બધો તફાવત છે કે આ સંબંધી ઘણો ખ્યાલ કરવાની જરૂર છે. આ હકીકત ચાર માસ મુસાફરી કરવા જનારને ઉદ્દેશીને છે ત્યાં અભ્યાસને અંગે બે ત્રણ વર્ષ રહેનારને જૂદી હકીકત લક્ષ્યમાં લેવાની છે તે આગળ જોશું પ્રથમ શું ન લેવું તે જોઈ જઇએ.

બેડીંગ જરા પણ લેવુ નહિ. દરેક હોટેલમાં અને સ્ટીમરમાં તથા રેલવેમાં ઓઢવાનાં પૂરતાં મળે છે. સખ્ત ઠંડી હોય ત્યારે પણ પૂરતું ઓઢવાનું મળે છે ખાસ શોખ હોય તો એક સારી શાલ રાખવી જે ભાર ન કરે અને કોઈવાર પગ ઉપર નાખી શકાય. ભાતાનો ડબ્બો (ટીફીન બાસ્કેટ) લેવાની જરૂર નથી. દરેક સ્થાને ખાવા પીવાની સગવડ પૂરતી હોય છે, વેજીટેરીઅનને માટે પણ પૂરતી ચીજો મળી શકે છે. ભાતું નકામો બોજો કરે છે અને ઉપયોગમાં જરા પણ આવતું નથી ખાસ શોખ હોયતો એકાદ બે અથાણાં (આચાર) અને જીરાળું લેવા જો કે તેની પણ ખાસ જરૂર નથી. લીધા હોય તો સીલ્ડ બાટલીમાં લેવા કે બીજા કપડાંને ખરાબ કરે નહિ.

પાણીનું કાંઇ પણ ઠામ કે ટંબલર લેવાની જરૂર નથી. દરેક હોટેલમાં અને સ્ટીમરના કેબીનમાં તે માટે સગવડ હોય છે અને યુરોપની હવામાં ઘણું પાણી પીવું પડતું નથી. કોઇવાર જરૂર પડે તો લેમન સ્કવોશ કે ઓરેંજાડ પી લીવા; તે તંદુરસ્તીને લાભ કરનાર છે, કોઈ જાતના કેફ વગરના છે અને સર્વત્ર લભ્ય છે.

યુરોપમાં મજુર (કુલી) નાના સ્ટેશને હોતા નથી, મળે છે ત્યારે ચાર્જ આકરો હોય છે એટલે જેમ બને તેમ ઓછો સામાન હોય તો મુસાફરીમાં મઝા ઘણી આવે છે. એનો મુદ્દો એ છે કે જરૂર પડયે આપણે આપણો સામાન હાથે ઉચકી શકીએ તેટલો હોયતો બહુ ઠીક પડે છે. ભુલથી અથવા ખોટા ભયથી વધારે સામાન મુંબઈથી લીધો હોય તો થોમસ કુકને ત્યાં મૂકી દેવો. તે પાછા આવતી વખત પ્રથમથી ખબર આપવાથી તમને બરાબર આપી દેશે.

મુંબઈથી ઘણાં કપડાં લેવાં નહિ. બે સુટ ચાઇનાસીલીકના સાથે રાખવા જેનો ઉપયોગ પોર્ટસેઇડ સુધી થઇ શકશે. સુટ એટલે પાટલુન વેસ્ટ અને જેકેટ (હાફકોટ). તે ઉપરાંત એક સુટ ગરમ કરાવી લેવો. આથી વધારે સુટ લેવા નહિ. ઇંગ્લાંડ અથવા લંડનમાં બહુ સસ્તાં અને સુંદર કટના કપડાં થાય છે ત્યાં બીજો એક સુટ કરાવવો. રેશમી બે સુટ યુરોપમાં તદ્દન નકામા છે તે માર્સેલ્સ થોમસ કુકને સોંપી દેવા અને બે ગરમ સુટથી આખી મુસાફરી થઇ શકે છે તે લક્ષ્યમાં રાખવું.

સ્ટીમરમાં તેમજ હોટેલમાં કપડા ધોવાનું ખાતું હોય છે. તમે માગો ત્યારે કપડાં મળી શકે છે. સુટને તો કરચલી પડે ત્યારે રિપાસ્ટ (ઇસ્ત્રી) કરાવવાનો હોય છે જે બે ત્રણ કલાકમાં મળી શકે છે. ચોવીશ કલાકમાં ધોવાનાં કપડાં મળે છે.

સુટ—ગરમ કપડાનાં કરાવવાં. વીન્ટર-શિયાળામાં કપડાં વધારે ગરમની જરૂર છે જે ઉન્હાળામાં ભારે પડે છે. કેટલો વખત રહેવાનું છે તેને અનુસાર કપડાં કરાવવાં. ડ્રેસીંગ ગાઉન (કપડાં બદલવાનો ઓવરકોટ) જરૂરનો છે. સ્ટીમરમાં બાથરૂમ વિગેરેમા જતા તેની ખાસ જરૂર પડે છે. ગરમ ઓવરકોટ મુંબઇથી ન લેવામાં આવે તો ચાલશે. પેરિસ કે લંડન જઇ તુરત લઇ લેવો ઉન્હાળાનો ઓછો ગરમ હોય છે. લાંબો વખત રહેવું હોય અને શિયાળો યુરોપમાં ગાળવાનો હોય તો બહુ ગરમ ઓવરકોટ રાખવો પડે છે. બે ઋતુના બે ઓવરકોટ હોય તો વધારે સારૂં

ખમીસ સુતરાઉ અથવા ખોસકીની જાપનીઝ સીલ્કના છ લેવા, વધારેની જરૂર નથી. અંડરવેરમાં ચાર ગંજીફરાક અને બે ગરમ અને બે સુતરાઉ ટ્રાઉઝર લેવા. મોજાં નાનાં ( sock ) સુતરાઉ બે જોડી રાખવા. ઉપરાંત ત્રણ ટાઇ લેવી અને એક ડઝન કોલર એટલી વસ્તુ પહેરવાની રાખવી. હજામતનો સામાન અને માથું ઓળવાનો સામાન લેવો. યુરોપમાં બુટ સાફ રાખવા, કોલર ચોખ્ખો પહેરવો, હજામત દરરોજ કરવી અને ટાઇ સુંદર પહેરવી, કપડાં બશથી દરરોજ પોતાને હાથે સાફ રાખવા. આટલી બાબત બહુ લક્ષ્યમાં રાખવાની જરૂર છે.

પીજામા સુટ-રાત્રે સુવાના બે જોડ રાખવા. એને અવારનવાર ધોવરાવી નાખવા.

ઉન્હાળામાં જનારે બુટ લેવાની જરૂર નથી. શુઝ એક જોડી અને કેબીનમાં પહેરવાના સાદા સ્લીપર બસ છે. જોડાં સાફ કરવાનો સામાન કાંઇ પણ સાથે લેવો નહિ. રાત્રે સુતી વખત શુઝ રૂમ અથવા કેબીન બહાર મૂકવા એટલે સ્ટુઅર્ટ અથવા વેટર સવારે ઉઠીએ તે પહેલાં શુઝ પાલીસ કરી રાખે છે. બુટની જરૂર શિયાળામાંજ પડે છે. આટલો સામાન એક સુટ કેસમાં સમાઇ શકે છે. ૨૪ ઇંચની કેસ આપણે ઉપાડી શકીએ છીએ. યુરોપમાં મોટા માણસો પણ પોતાનો સુટકેસ ઉપાડી જાય છે. પોર્ટરની રાહ જોવામાં આવતી નથી.

એ ઉપરાંત એક નાની ચામડાની હેન્ડ બેગ રાખવી. સહજ મોટી હોય તો ઠીક પડશે. એમાં જરૂરી કાગળ, વાંચવાની ચોપડી અને એવી પરચુરણ ચીજો પડી રહે છે. બીજા હાથમાં તે ઉપાડી શકાય છે. છત્રી જરૂર રાખવી. લાકડીની જરૂર નથી.

પોતાને એલચી કે સોપારીનો શોખ હોયતો સાથે રાખવા. વિલાયતમાં તે સારાં મળતાં નથી.

જેમ બને તેમ ઓછો ભાર રાખવાથી આખી મુસાફરીમાં બહુ સગવડ પડશે અને કદાચ ભૂલથી વધારે સામાન લીધો હોયતો

જ્યાં ફરીવાર આવવાનું હોય ત્યાં હોટેલમાં મૂકી દેવો. હોટેલવાળા વગર ભાડે સામાન રાખે છે.

આઉટફીટમાં વધારે ખરચ કરવાની જરૂર નથી જ્યારે ખપ પડે ત્યારે યુરોપના કોઇ પણ શહેરમાં સર્વ મળી શકે છે, મનગમતું મળી શકે છે અને સસ્તે ભાવે મળી શકે છે. અભ્યાસ કરવા જનાર વિદ્યાર્થીએ ગરમ કપડાં વધારે લેવા પડેછે તે યુરોપમાં લેના આપણી સ્રીઓને કપડાની વધારે જરૂર છે જઇ આવેલ સ્રીઓને પૂછવું. એ સંબંધમા અનુભવની ખાસ જરૂર છે પુરતાં ગરમ કપડાં ન રાખનાર સ્રીઓને ઘણી અગવડ પડવા સંભવ છે.

## પાસપોર્ટ.

મુસાફરી શરૂ કરવા પહેલાં પાસપોર્ટ જરૂર લેવો અને તેને ખૂબ જાળવી રાખવો. દરેક સરહદ ઉપર પાસપોર્ટની ખાસ જરૂર પડે છે. બ્રીટિશ પાસપોર્ટનું માન સર્વત્ર સારૂં દેખાય છે. દરેક સરહદ પર ધીરમગામ હતું તેવા થાણા હોય છે. ત્યાં સામાન બતાવવો પડે છે. એટલા માટે જો મુસાફરી દરમ્યાન નવો સામાન ખરીદ કરવામાં આવે તો બનતા સુધી એનું બંડલ કરી હિંદુસ્થાન રવાને કરી દેવો. ઘણે ભાગે ઇડીયનને કાંઇ પણ સરહદ ઉપર કનડગત થતી નથી. પૂછે ત્યારે આપણે તો તેની ભાષા પણ જાણતા ન હોઇએ. કહેવું કે જોઇ લો. સામાન ઉઘાડીને બાગ્યેજ બતાવવો પડે છે. સીગારેટ રેશમી કપડાં અને સોનાના સીક્કા માટે દરેક સરહદપર ઘણી ચોકસી થાય છે તે લક્ષ્યમા રાખવું.

## મુસાફરીનો કાર્યક્રમ.

યુરોપમા કેટલુ રહેવાનુ છે તેનો પ્રથમથી વિચાર કરીને કાર્યક્રમ ઘડવો આખું યુરોપ બે માસમાં જોઈ શકાય છે અને એક વર્ષ

પણ તે માટે ઓછું પડે છે, એટલે પોતે પોતાનું ટાઈમટેબલ બનાવવું. વળી ટાઇમ કેટલો છે તે મુકરર હોય તો એક રસ્તે બેવડી મુસાફરી કરવી પડતી નથી અને પૈસાનો બચાવ થાય છે. આપણે જે કાંઇ જીવન અભ્યાસદૃષ્ટિએ જોઈ શકીએ છીએ તે ઇગ્લાંડ સ્કોટલાંડમાં છે. આપણે જે લોકોની ભાષા સમજતા હોઇએ તેના સંબંધમાં આવીએ તો કાંઈ ઊંડા ઉતરી શકીએ. ઇગ્લીશ પ્રજા બહુ ઓછુ બોલનારી છે એ ખરૂ છે, પણ એની સંસ્થાઓ બહુ અભ્યાસ કરવા લાયક છે. આપણે એમનાં સારા તત્ત્વોને આપણા પૌર્વાત્ય સંસ્કારો સાથે યોગ્ય રીતે આમેજ કરવા હોય તો અંગરેજ જીવન, એમની સસ્થાઓ, એમના નાટયગૃહો, એમનો વિવેક, એમની વ્યાપાર પદ્ધતિ, એમની મોટા કાર્યો હાથ ધરવાની રીત, એમનો અંદર અંદરનો વ્યવહાર, એમની લગ્નની સંસ્થા, એમની મોટી બાઇનો-ખાણો, એમની સાંચાનામ પદ્ધતિ, એમની રેલવે, અંડરગ્રાઉન્ડ, પોલિસ, લશ્કર, પાર્લામેન્ટ, દેવળ વિગેરે વિગેરે અનેક બાબતો જોવાની છે, લાખો માણસોનો સરળતાથી વ્યવહાર અવરજવર કેમ ચાલે છે તે સમજવાનું છે અને અનેક ઐતિહાસિક અને દૃશ્ય સ્થાનો સરોવરો પુલો દેવળો જોવાના છે, કોઇ પણ લાઇનમાં સારાને એ કેટલુ માન આપે છે તેનો અભ્યાસ કરવાનો છે-વિગેરે; અને આ સર્વ જૂદા જૂદા આકારમાં અન્ય પ્રજામા પણ છે પણ જેની ભાષા ન આવડતી હોય ત્યાં આપણે લગભગ બહેરા અને મુગાની કોટિમાં આવી જઇએ છીએ એટલે લગભગ દોઢમાસ ઈંગ્લાંડ સ્કોટલાંડમા જરૂર ગાળવો, પારિસ માટે પંદર દિવસ બહુ થઇ જશે. બાકી બર્લીન અને રોમ માટે પાચ પાચ દિવસ ફ્લોરેન્સ વેનીસ મીલાન જેવા શહેર માટે બે બે દિવસ, પીઝા માટે ચાર કલાક-આવી ગણતરી પ્રથમથી કરીને આખો કાર્યક્રમ ગોઠવવો. કોઈ સમાન પસંદગીવાળો જઈ આવેલ હોય તેનાથી માહીતગારી મેળવવી. સામાન્ય રીતે નીચે પ્રમાણે દિવસો રાખ્યા હોય તો સ્ટીમરની મુસાફરીના દિવસોનો પણ એમા સમાવેશ થઇ જશે અને આખા યુરોપનો ઉપર ઉપરનો સારો ખ્યાલ આવશે.

| | | | |
|---|---|---|---|
| ઈંગ્લાંડ–સ્કોટલાંડ | દોઢમાસ. | નોર્વે–સ્વીડન. | દશ દિવસ. |
| હોલાંડ–બેલ્જીઅમ. | આઠ દિવસ | જર્મની. | બાર દિવસ |
| સ્વીટ્ઝરલાંડ | પંદર દિવસ | ફ્રાન્સ | પંદર દિવસ. |
| ઈટાલી | બાર દિવસ | ઓસ્ટ્રીઆ | ચાર દિવસ. |
| બલ્ગેરીઆ | ચાર દિવસ | તુર્કસ્તાન | સાત દિવસ. |
| ઈજીપ્ટ | આઠ દિવસ | | |

આ રીતે લગભગ સાડા ચાર માસનો કાર્યક્રમ થાય અને સ્ટીમરનો એક માસ વધારે સમજવો દિવસ ઓછા હોય તો ફેરફાર કરવો, પણ સર્વત્ર જોવાનો વિચાર રાખવો. મોટો ખરચ કરીને વારંવાર નીકળી શકાતુ નથી. દશ પંદર દિવસ અણધારી અગવડ કે નરમ તબીઅતના પણ રાખવા, જોકે યુરોપની રહેવાની પદ્ધતિ એવી છે કે સારા હવાપાણીને લઈને માણસ રીતસર રહે તો તબીઅત બગડવાના પ્રસંગો બહુ જુજ આવે છે.

### એકસચેન્જ અને નાણું.

કાર્યક્રમ મુકરર કરવા જેટલોજ મહત્વનો પ્રશ્ન નાણાનો છે અથવા બીજી રીતે કહીએ તો મુસાફરીનો કાર્યક્રમ પોતાને કેટલો ખરચ કરવાનો છે તેને અનુસારેજ ગોઠવી શકાય છે. જેઓ ગમે તેટલો ખર્ચ કરી શકતા હોય તેને માટે આ સવાલ નથી પણ અમુક રકમમાં પૂરૂ કરવું હોય તેણે આ પ્રશ્ન બહુ વિચારવાનો છે ખરચની લગભગ પરિસિમા (હદ) બાંધી શકાય તેવું છે. મુસાફરી સેકન્ડ કલાસમાં થઇ શકે છે. કોન્ટીનન્ટ ઉપર ત્રણ કલાસ છે. સેકન્ડ સારો છે. ફર્સ્ટમાં માણસો ઓછા બેસે એટલીજ વધારે સગવડ છે ઇગ્લાંડમાં ફર્સ્ટ અને થર્ડ કલાસ છે. ટીકીટ રીઝર્વ કરાવવાથી સગવડ ઘણી થાય છે.

દરેક પ્રજાના એક્સચેન્જના ભાવ ફર્યા કરે છે પણ સાધારણ રીતે હાલ નીચેના ભાવો છે તે ધ્યાનમાં રાખવા. એક રૂપીઆના ૧ શી. ૬ પેન્સનો ભાવ છે એટલે મુસાફરી કરવા જનારને લગભગ રૂ. ૧૩–૫–૦ માં એક પાઉન્ડ મળે છે. પાઉન્ડને અંગે ભાવો બોલાય છે.

એક પાઉન્ડના

| | | |
|---|---|---|
| ફ્રેન્ચ ફ્રાન્ક | ૧૬૦ | (ફેરફાર ઘણો) |
| જર્મન માર્ક | ૨૦ાા | (સ્ટેડી) |
| બેલ્જીઅન ફ્રાન્ક | ૧૬૦ | (ફરતા જાય છે) |
| સ્વીસ ફ્રાન્ક | ૨૫ | (સ્ટેડી) |
| ઇટાલીઅન લીરા | ૧૪૦ | (ઘટતા જાય છે) |

આ સર્વ ભાવો લક્ષ્યમા રાખવા વીએનાના પીએસ્ટા, ઈજીપ્તના ચલણના ભાવ પણ સમજવા અને તે અનુસાર પોતાનો હિસાબ ગણી મર્યાદા ગોઠવવો એ સર્વેન્જના ભાવો બરાબર સમજવાની જરૂર છે વળી કોઇ પણ દેશમા પ્રવેશ કરી વખત એકાદ પાઉન્ડના ચીલ્લર સીક્કા તે દેશના અગાઉથી લઇ લેવા એટલે ટેક્સી મજુરી વિગેરેમા અગવડ પડે નહિ કે માર પડે નહિ બાકી પાઉન્ડ બધે તુરત વટાવી શકાય છે

### ક્રેશ-ક્રેડીટ

પાઉન્ડ પાસે રાખવાની ઘણી પદ્ધતિ છે ચોમસ કુ પાચ અથવા દશ પાઉન્ડના ચેક આપે છે તે તેના કોઈ પણ ઓફિસમા વટાવી શકાય છે વળી ઘણીખરી હોટેલો તથા બેન્કો તે ચેક સ્વીકારે છે એમા ગડબડ થવાનો ભય નથી કારણ તમારી નમુનાની સહીવાળી બુક તમને આપવામા આવે છે અને તે બતાવીને ચેક પર પછવાડે સહી કરી નાખુ લેવાનુ હોય છે જેટલો ખર્ચ કરવાનો હોય તેના પાઉન્ડના ચેક આ રીતે લઇ લેવા.

જેમનુ જોખમ લાગતુ હોય 'લેટર ઓફ ક્રેડીટ' કુકવાળા આપે છે તે તેની કોઈ પણ ઓફીસમા બતાવવાથી તેમાથી જોઇએ તેટલા પાઉન્ડ ઉપાડી શકાય છે લેટર ઓફ ક્રેડિટ લેવામા અગવડ એ છે કે એ માત્ર કુકની કોઈ પણ ઓફિસમાજ વટાવી શકાય છે, બીજી કોઇ બેન્ક કે હોટેલમા તેનું નાણું મળતુ નથી જ્યારે કુના ચેક લગભગ દરેક હોટેલ અને બેન્કવાળા સ્વીકારે છે.

જે અભ્યાસ કરવા લંડન કે અન્યત્ર જતા હોય અને એકજ ઠેકાણે ઘણો વખત રહેવાના હોય તેણે મુંબઈ કુકની ઓફિસમાં કરંટ એકાઉન્ટ ખોલવો વધારે જોખમ પાસે રાખવું નહિ જોઇએ તેમ ચેક લખી નાણું લઇ આવવું.

## સ્ટીમર-વાંચન ઇ.

સ્ટીમરમા બેઠા પછી તુરત ડેક સ્ટુઅર્ડને મળી તેની પાસેથી એક ડેકચેર લેવી. ડેકચેર પોતાની લઇ જવાની જરૂર નથી ડેકસ્ટુઅર્ડ આપે છે અને તેને 'ટીપ' આપવાની તો હોયજ છે, એટલે ડેકચેર સભાળવાની જરૂર નહિ રહે. ડેકચેરની ખાસ જરૂર છે. સ્ટીમરમાં તેર ચઉદ દિવસ ગાળવાના છે તેથી ઘડતા ફેરફાર માટે દરરોજ થોડા કલાક ડેકચેર માટે પણ રાખવાજ પડે છે અને દરિયા સામે તે પર બેસવામા એક જાતનો આનંદ આવે છે. ડેકચેર પોતે લીધી હોય તો માર્સેલ્સ ઉતરતી વખત પી એ. કંપનીને કે ટોમસ કુક્ને નામની સ્લીપ લગાવી આપી દેવી. પાછા આવતા પ્રથમથી લખવાથી સ્ટીમર-પર તમારી ચેર બરાબર હાજર રહેશે.

સ્ટીમરમા વધારે વખત ડેક ઉપર કાઢવો. સ્મોકીંગરૂમ, મ્યુઝિક હોલ અને ડેક ઉપર જ વધારે બેસવું. બહુ વખત કેબીનમા કાઢવો નહિ, નહિતો એકલવાયુ લાગશે અને સફરના દિવસો જાડવા આકરા લાગશે.

વાચવાની ચોપડી સાથે હેન્ડબેગમા લઇ લેવી દરેક સ્ટીમરમા નાની લાઇબ્રેરી હોય છે અને તેમાથી બુકો વાચવા મળે છે પણ પોતાની પસંદગીનીજ બુકો વાચવી હોયતો પોતે સાથે રાખવી અને માર્સેલ્સ મૂકી દેવી

ઉપરાંત મુંબઇથી સ્ટીમરમા બેસતી વખતે એક સુંદર 'ગાઇડ બુક' જરૂર લઈ લેવી સેચલ ગાઇડ ( Satchel Guide to Europe by Rolfe & Crockett દર વર્ષે નવી આવૃત્તિ

છપાય છે અને તેમાં છેલ્લામાં છેલ્લા ફેરફારો દાખલ કરેલા હોય છે. તેની નવી આવૃત્તિ જરૂર લેવી અને મુસાફરીમાં તે લેઈ જવી.

મી. બેડેકરની દરેક પ્રાંતની ગાઈડ આવે છે તે બહુ વિસ્તારવાળી છે. દરેક પ્રાંતમાં જવા પહેલાં તે લઈ લેવી અને તેના પ્રત્યેક શહેરમાં જવા પહેલાં તે વાંચી લેવી એટલે ખાસ જોવા જેવું શું છે તેનો ખ્યાલ આવે અને નકામો વખતનો વ્યય થાય નહિ. સ્ટીમરમાં તો સેચલ ગાઇડ અને યુરોપનો નકશો બસ થશે.

**ડ્રેસ સુટ.**

ડ્રેસ સુટનો સવાલ જરા ઘુંચવાળો છે. સ્ટીમરમાં સાંજના ૭ વાગે જમવાનો ટાઈમ થાય છે. ડીનર પહેલાં ડ્રેસ કરવાનો રિવાજ હતો અને હજુ પણ છે. દિવસનાં કપડાં કાઢી હાથ મોં બાલ સાફ કરી કાળો પાટલુન, ઉઘાડું જેકેટ, કાળો હાફકોટ અને બો કોલર પહેરવાના રિવાજને આ વાત લાગુ પડે છે. લડાઈ પહેલાં તો ઈંગ્લાંડમાં આ રિવાજ બહુ પ્રચલિત હતો. લડાઇ પછી ઘરમાં તો કોઈ કપડાં બદલતું નથી, માત્ર મોટા મેળાવડામાં જવાનું હોય ત્યારેજ હવે ડ્રેસ કરવામાં આવે છે. પણ સ્ટીમર ઉપર અને ખાસ કરીને ફર્સ્ટક્લાસમાં ડ્રેસ કરવાનો રિવાજ છે. જ્યાં જવું ત્યાંના રિતરિવાજને, ખાસ બાધ ન આવતો હોયતો, માન આપવું. તેને અંગે ડ્રેસ કરવાની જરૂર છે. એ સુટ મુંબઇમાં તૈયાર કરાવતાં લગભગ રૂ. ૧૫૦–૧૭૫ નો ખર્ચ થાય છે. કોન્ટીનન્ટ ઉપર તેની બીલકુલ જરૂર નથી. ઇગ્લન્ડમાં પણ બહુ તો એક બે વખત ઉપયોગ થાય છે. આ બાબતમાં યોગ્ય લાગે તેમ નિર્ણય કરવો.

**રમત-ગમત.**

બ્રીજ કે બીઝીક રમતાં આવડે તેને સ્ટીમરપર વધારે અનુકૂળતા પડે છે. અંગરેજો દા (stake) મૂક્યા વગર રમતા નથી. તેઓ કલ્પનાથી આપણી જેટલો વગર દાએ રમતમાં રસ લઈ શકતા નથી.

અને સૂતનો ચરસ ખોટો છે એટલે નગર હાથે રમવું. નહિતો ટેન્‌ટેનીસ, બકેટ કવોઈટ્સ ( Bucket-Quoits ), બુલ બોર્ડ ( Bull board ), ડેક ક્વોઇટ્સ ( Deck quoits ) વિગેરે સ્ટીમરપર રમવાની ખાસ રમતો રમવી. એ રમતો સહેલી છે અને થોડા પ્રયાસથી તેના નિયમો જાણી શકાય છે. દરેક સ્ટીમરપર રમતનાં સાધનો સ્ટીમર તરફથી પૂરાં પાડવામાં આવે છે.

આ સિવાય પોતાને પસંદ આવે તેવી ડ્રાફ્ટ, ચેસ (શેતરંજ) વિગેરે ઇન્ડોર ગેમ સાથે લઇ લેવી. જગા બહુ ઓછી રોકે તેવીજ વસ્તુઓ લેવી.

## સ્ટીમરમાં ખોરાક.

સ્ટીમરમાં અંગરેજો લગભગ સાત વખત ખાય છે.

૧. સવારે ઉઠતાં ચા, ખારા બીસ્કીટ, ફ્રુટ. એને બેડ–ટી (Bed-tea ) કહેવામાં આવે છે.

૨. સાડા આઠ વાગ્યે છોટાહાજરી–( Breakfast ) એમાં પોરીજ વિગેરે ઘણી ચીજો હોય છે.

૩ અગીઆર વાગે બીફ–ટી લે છે.

૪. એક વાગે લંચ. બહુ મોટા પાયા ઉપર એને ડીનરજ કહી શકાય

૫. ચાર વાગે ટી. એની સાથે પેસ્ટ્રી તથા કેક–જામ વિગેરે લે છે. કેટલાક બ્રેડ પણ લે છે.

૬. સાંજે સાત વાગે ડીનર લે છે.

૭ નાચ્યા પછી ૧૦–૧૧ વાગે રાત્રે કેટલાક સુપે–સપર લે છે એમાં ઠંડું ખાવાનું હોય છે.

સ્ટીમરમાં સીસીકનેસ–વોમીટ થવાનો ભય ઘણો લાગે છે તેનું એક કારણ અપચો હોય છે. દરિયાની હવાથી ભૂખ વધારે લાગે છે પણ જઠરાગ્નિ સાધારણ હોય છે. જેને દરિયાની હવાથી શરીર

સુધારવું હોય તેણે ખોરાક સાદો અને પૌષ્ટિક લેવો ઓછું ખાવાથી શરીર બગડતું નથી નિયમિત ખાવાનું તો સ્ટીમરના નિયમોથીજ બની આવે છે અને તે બહુ લાભ કરનાર છે. ના ૧–૩ અને ૭ તો છોડી દેવા યોગ્ય છે. એની જરા પણ જરૂર નથી. અને બાકીના ચાર રહે છે તેમાં જોઇતો ખોરાક જરૂર મળે છે મિતાહારી થવું ખાસ જરૂરી છે.

સી સીકનેસ ઘણુંખરૂં અપચાથી થાય છે ઋતુ સારી હોયતો થતી નથી. થાયતો તેની સામા થવું. કેબીનમાં પડયા ન રહેવું. ડેક ઉપર ફરવું અને મ્યુઝીકહોલમાં બેસવું અથવા રમવું. કદાચ સી-સીકનેસ થાય તો જરા પણ ગભરાવું નહિ. એ વ્યાધિ જીવલેણ કદિ થતો નથી એકાદ દિવસ એ જરા મુંઝવે છે પણ બીજે દિવસ સારો આવવાનો છે એમ મનમાં ચોક્કસ માન્યા કરવું. સ્ટીમરમા લેમન સ્કવોશ–લીંબુમાં બરફ લીધા કરવો. એ પી શકાય તેવી ચીજ છે અને તદુરસ્તીને ફાયદો કરનાર છે

**સમય કેમ પસાર કરવો.**

સ્ટીમરમા અનેક અજાણ્યા માણસોનો પરિચય થાય છે. બધાની સાથે હળવું મળવું. અંગરેજો પણ એડન છોડયા પછી પરિચય કરવા હોંસ રાખે છે અને હિંદુસ્થાનની નવાબી ભૂલતા જાય છે એમની સાથે પરિચય કરવામા વધારે જાણવા શીખવાનુ મળે છે દરેકના અનુભવ સમજવા અને વાતોમા રસ લેવો. હિંદુસ્થાનમાં જોવા જેવી જગ્યાની વાતો સર્વને બહુ ગમે છે. બાકી પોતાને સર્વ સામાન્ય વિષયનું જ્ઞાન હોય તેની વાતો કરવી. અમુક ધંધાની વાતો રસ ઉપજાવતી નથી એ લક્ષમાં રાખવું. જેમ સામાન્ય જ્ઞાન અને વ્યવહાર બુદ્ધિ વધારે હોય છે તેમ વધારે આનંદ આપી લઇ શકાય છે. જે અતડા રહેવા આતુર હોય તેને કદિ પણ વળગતા જવુ નહિ. બાકી મ્યુઝીકહોલ અને ડેકચેર, રમતગમત અને જોવાનું વારંવાર બન્યા કરે છે એટલે તેર દિવસ પસાર થતાં વખત ભારે લાગતો નથી.

**મુસાફરી.**

સ્ટીમરમાથી ઉતર્યા પછી પાસપોર્ટ અને સામાન બતાવવો પડે છે તેમા જરા પણ ગભરાવાનું કારણ નથી. યુરોપમાં ૨૬ જગ્યાએ સરહદો આવે છે પણ થોડા સામાનવાળાને કોઈ જગ્યાએ અડચણ પડતી નથી. પાસપોર્ટ બહુ સંભાળીને રાખવો. તેના વગર મુસાફરી કરવાનું બની શકે તેમ નથી. કદિ ગુમ થઈ જાય તો દરેક જગ્યાપર બ્રીટિશ કોન્સલ હોય છે તેને મળી પાસપોર્ટનો નંબર આપવો. તે તાર કરી (તમારે ખરચે) જવાબ મુંબઈથી મંગાવી ડુપ્લીકેટ પાસપોર્ટ આપશે. આમાં બે ત્રણ દિવસની નકામી ઢીલ અને પૈસાનો ખર્ચ થશે. બેદરકાર માણસ મુસાફરીને યોગ્ય ન ગણાય તે પણ ધ્યાનમાં રાખવું.

**ટુર.**

મુસાફરીની ટુર થોમસકુક અને અમેરિકન એકસ્પ્રેસ કરી આપે છે. તમારે જ્યાં જ્યાં જવું હોય ત્યાનું લીસ્ટ આપો, દિવસો કેટલા કરવા છે તે કહો, એટલે તે તમને ખર્ચનો અંદાજ આપે. પછી કઇ તારિખે કેટલે વાગ્યે ક્યાંથી બેસવું અને ક્યાં જવું, કઈ હોટેલમાં ઉતરવું વિગેરે સર્વની વિગતવાર ડાયરી અને ટીકીટો આપશે. તમારે કોઇ હોટેલમા કાઇ આપવું પડેજ નહિ. બધી સગવડ થઈ રહે. માત્ર નાની બક્ષીસ કે મજુરી આપવી પડે. આખી મુસાફરીની ટીકીટો પણ કુકવાળા આપે છે. તમારે કોઈ સ્ટેશને ટીકીટ ખરીદવા પણ જવું પડતુ નથી ભાષાના અજ્ઞાનને કારણે અને હોટેલ ઇત્યાદિમાં બધે ભરચક રહે છે તેથી અગવડ ઘણી થાય છે તે દુર કરવા આવી ટુર કરવી વધારે સારી છે. તેમાં નીચેની સંભાળ રાખવી.

ટુર બે ત્રણ માસની એક સાથે ન લેવી અરધી અથવા એક તૃતીયાશ પ્રથમ લેવી અને આગળ મોટા શહેરમા પૂરી કરવી. ત્યાં સુધીનો કાર્યક્રમ ફાવ્યો હોય તો આગળ વધારવી. ખાસ કારણ વગર આપેલા ટાઈમમાં જરા પણ ફેરફાર કરવો નહિ. કરવો પડે તો તારથી

અગાઉ ખબર આપી દેવી. કોઈ ભાગ તબીઅતના કારણે છોડી દેવો પડે તો તેટલા પૈસા રીફંડ મંગાવી લેવા.

**સહચાર-સોબત.**

યુરોપના કોંટીનન્ટ ઉપરની ટુરમાં બે જણાએ સાથે જવું. એકલા મુસાફરીમાં ઘણી અગવડ આવે. કુદરતી હાજતે જવા સામાન કોણ સંભાળે એવો વિચાર આવે અને નરમગરમ તબીઅતે બન્ને અજાણ્યા પણ સ્નેહી માણસો બહુ ઉપયોગમાં આવે છે. ઉપરાંત આપણે કોઈ નવી ચીજ કે નવું સૌંદર્ય કે શિલ્પનો નમુનો જોઇએ તેની બીજા સાથે વાત કરીએ ત્યારે આપણા મનમાં પણ વાત ચોક્કસ થાય છે. બીજાને ચોખી ભાષામાં સમજાવવા જતાં આપણા વિચારોની પણ સ્પષ્ટતા થાય છે અને આપણો ભારતવર્ષીય સ્વભાવ એવો છે કે તદ્દન એકલા આપણે આનંદનો અનુભવ કરી શકતા નથી સોબતમાં કુલ બે કે ત્રણ હોય તોજ મજા આવે છે. સંખ્યામાં તેનાથી વધારો થાય તો બધા તૈયાર હોય પણ એક તૈયાર ન હોય તો નકામો કાળક્ષેપ થાય છે અને ઠરાવેલો સમય કે ટ્રેન ચૂકી જવાય છે.

કાર્યક્રમ નક્કી હોવો જોઇએ અને તેને ચોક્કસ વળગી રહેવાની ચીવટ હોવી જોઇએ. મોટી ગાઇડબુકો ઉપરાંત દરેક મુસાફરીનાં સ્થળોમાં નાની નાની ગાઇડબુકો અને નકશા મળે છે. સ્વીટ્ઝરલાંડ અને ઇટાલીના લગભગ જાણવાલાયક સ્થળોના સ્થાનિક નકશા અને ડુંગરોના પોઇંટોના નકશા મળે છે. કુકની ઓફિસમાં How to see Rome, How to see Milan &c. આવી બુક દરેક શહેરમાં મળે છે. એવી બુકો અને નકશાઓ જરૂર લેવા. હોટેલોમાં પણ તે મળે છે. એથી ક્યાં જવું અને ક્યા છીએ તેનો ખ્યાલ આવે છે. શહેરની પ્રત્યેક સ્ટ્રીટ તે નકશામાં બતાવેલી હોય છે.

**હોટેલો.**

હોટેલના પાંચ વિભાગ પાડવામાં આવે છે:—

(a) Hotel de Lux વિશિષ્ટ હોટેલ
(b) Superior first-class પહેલા દરજ્જાની ઊંચી હોટેલ.
(c) Ordinary first-class પહેલા દરજ્જાની સાદી હોટેલ.
(d) Superior Second-class બીજા દરજ્જાની સુંદર હોટેલ.
(e) Ordinary Second-class બીજા દરજ્જાની સાદી હોટેલ.

સગવડમાં દરજ્જા પ્રમાણે ફેરફાર સમજવો. "એ" ક્લાસ અમેરિકન ક્રોડાધિપતિઓ અને રાજમહારાજાઓ પસંદ કરે છે.

સાધારણ રીતે આપણા સંયોગો અને ખરચવાના બજેટનો વિચાર કરી હોટેલની પસંદગી કરવી. બહુ ચાપચીપ ન હોય અને આપણે ઠીકઠીક મુસાફરી કરી શક્તા હોઈએ તો c વિભાગવાળી પ્રથમ દરજ્જાની સાદી હોટેલ લેવાથી સુંદર સ્થાન મળશે અને ખાવાની સગવડ જળવાશે.

તદ્દન ઓછા ખરચે મુસાફરી કરવી હોય તો સેકન્ડક્લાસ હોટેલ પણ ખોટી નથી. એક મોટા શહેરમાં સાત દિવસથી વધારે રહેવાનું હોય તો Pensione (પેન્શીઓની) ઘણી જગ્યાઓ હોય છે. તેમાં ખાવાનો રહેવાનો ચાર્જ સાદો પણ અઠવાડિયાનો ભાવ ઠરાવે છે. એમાં પણ સગવડ જળવાય છે.

આ સર્વ બાબતો નાની લાગશે પણ આવી આવી નાની બાબતોનો સરવાળો મોટો થાય છે અને અંગત અગવડ ભોગવ્યા સિવાય પૈસાની રીતસર કરકસર કરવાની જરૂર સર્વ કોઇ સ્વીકારે છે એટલે એમાં જરા પણ શરમાવાની જરૂર નથી. દરેક જગ્યાએ વિગતવાર પૂછવું, હોટેલવાળાએ બીલમાં ખોટો ચાર્જ ભૂલથી કર્યો હોય, આપણે બીજે રેસ્ટોરાંમાં જમ્યા હોઇએ ને તેનો ચાર્જ કર્યો હોય તો તેનું ધ્યાન ખેંચવું, તુરત સુધારી આપશે અને એવી બાબતમાં શરમાવાની જરા પણ જરૂર નથી.

ટીપ.

બક્ષીસ. આ રિવાજ યુરોપમાં ચાલુ થઇ ગયો છે અને દરેક 'સરવીસ' કરનાર તમે વિદાય થાઓ તે પહેલાં બક્ષીસની આશા રાખે છે.

સ્ટીમરમાં કેબીન સ્ટુઅર્ટ અને ટેબલસ્ટુઅર્ટને બક્ષીસ આપવાની હોય છે. ખાસ સરવીસ લીધી હોય તો જૂદી વાત, નહિ તો દરેકને દશ દશ શીલીંગ આપવા યોગ્ય ગણાય. એ ઉપરાંત નાવાના રૂમવાળો (Bath–Topaz) પણ પાંચ શીલીંગની આશા રાખે અને ડેકસ્ટુઅર્ટને પણ એટલી રકમ આપવી જોઇએ.

હોટેલમાં પણ તમારા વેટરને કાંઇ આપવું જોઇએ. હવે દરેક હોટેલમાં લીફ્ટ હોય છે. લીફ્ટમેન તથા બેગેજ ઉપાડનાર કાંઈ આશા રાખે.

દરેક હોટેલમાં એક Portier હોય છે. એ બહુ ઉપયોગી વ્યક્તિ છે. એને આખા શહેરની ખબર હોય છે. તમારી દરેક જરૂરીઆત તે પૂરી પાડે છે, માગો તે જાતની હકીકત પૂરી પાડે છે, ટેક્સી વિગેરેનો ઓરડર કરે છે અને વિદાય થાઓ ત્યારે તેને 'ટીપ' આપો તો ખુશીથી લે છે.

લડાઇ પછી 'ટીપ'ની બાબતમાં બેવડું નુકશાન થાય છે. દરેક હોટેલવાળા બીલ ઉપર દશ ટકા 'સ્પેશીઅલ સરવીસ'ના બીલમાં ચાર્જ કરે છે. આ રકમ તે 'ટીપ'ની આપવી પડતી હતી તેજ છે; અને છતાં 'ટીપ' આપવાનું ઘણું ખરૂ તો ઊભુંજ રહે છે દેશકાળને અનુસરીને આપણું ગાડું ગબડાવવું આ બાબતમાં યોગ્ય છે. આપણી ઉપર ધ્યાન, કરેલી સરવીસ વિગેરે જોઇને યોગ્ય લાગે તેમ કરવું.' એનો એક સરખો નિયમ હોઇ શકતો નથી.

**સગવડ–અગવડ.**

યુરોપમાં મુસાફરી કરવામાં કોઇ પ્રકારની અગવડ આવે તેમ નથી. જરા હકીકત સમજીને કામ લીધું હોય તો બધી સગવડ થાય છે અને જરા અગવડ પડે તો સહન કરી લેવાની ટેવ પાડવી. તદન ચેનચમન મુસાફરીમાં થાય નહિ એ ધ્યાનમાં રાખવું. ખાવાને વખતે ખાવાનું મળે છે અને રેલવે, સ્ટીમર, હોટેલ, રેસ્ટોરા બધાં અનુકૂળતાથી વર્તે છે. માત્ર ખીસામાં પૈસા હોય તો જરા પણ અગવડ આવતી નથી, ખાસ અગવડ લાગતી હોય તો કુકની ટુર લેવી એટલે તમારૂ બધું કામ તેઓ કરી આપશે.

**સ્થાનિક ગાઇડો અને ટુરો.**

કુક અને બીજી કંપનીઓની (એજન્સીઓની) દરેક સ્થળે સ્થાનિક ઇટીનરરી (ટુર–મુસાફરી) હોય છે અને તેઓ ખાનગી ગાઇડ માર્ગદર્શકો પણ આપણે ખરચે પૂરા પાડે છે. સ્થાનિક ઇટીનરરીમા લાભ અને ગેરલાભ સમાયલા છે. લાભ એ છે કે અજાણ્યા શહેરમાં ક્યા જવું અને ઇતિહાસ વિગેરે શું છે તેનું આપણને જ્ઞાન ન હોય ત્યારે બહુ થોડા વખતમા આ ટુરથી આપણે ઘણું જોઈ શકીએ છીએ અને ખર્ચ ઓછો થાય છે ગેરલાભ એ છે કે જે ચીજ બતાવવામાં આવે તેજ આપણે જોવી પડે છે અને એક ચિત્ર કે બાવલુ આપણને ખાસ ગમે તો તેની પાસે વિશ્રા પણ રહી શકતા નથી. એકંદરે ટુંકા વખતમા જેને મોટો કાર્યક્રમ પૂરો કરવો હોય તેણે એવી ટુરોમાં દાખલ થવું વધારે ઠીક છે. ખાનગી ગાઇડ અને ખાનગી ગાડી (મોટર) વધારે અનુકૂળ પડે પણ એવો ખરચ બહુ ધનવાન હોય તેને જ પાલવે.

**તોલ માપ.**

યુરોપમાં તોલ માપ કેવા ચાલે છે તે બરાબર લક્ષમાં રાખવાની જરૂર છે. ઇગ્લાંડમાં અને યુનાઇટેડ સ્ટેટ્સ (અમેરિકા)માં આઉંસ પાઉન્ડ ચાલે છે તે આપણે બરાબર જાણતા હોઈએ છીએ.

રા તોલાનો આઉંસ, ચાળીશ તોલાનો પાઉન્ડ (રતલ), ૧૧૨ પાઉન્ડનો હંડ્રવેટ અને ૨૦ હન્ડ્રવેટ (૨૨૪૦ રતલ)નો ટન. આ તો જાણીતી વાત છે.

ફ્રેન્ચ લોકોએ મેટ્રીક સીસ્ટમ દાખલ કરેલી છે એમાં હિસાબ બહુ સહેલા થાય છે, દશાંશ પર આધાર રાખવાનો છે અને સગવડ વધારે છે. આખા કોન્ટીનન્ટ પર આ તોલ ઘણો ખરો ચાલે છે. ગ્રામ (Gramme) એ એનો પાયો છે, એનો તોલ ૧૫.૪૩ ગ્રેન થાય છે.

| | |
|---|---|
| દશ મીલીગ્રામ=૧ સેન્ટીગ્રામ | ૧૦ ગ્રામ=૧ ડેકાગ્રામ |
| દશ સેંટીગ્રામ=૧ ડેસીગ્રામ | ૧૦ ડેકાગ્રામ=૧ હેક્ટોગ્રામ |
| દશ ડેસીગ્રામ=૧ ગ્રામ | ૧૦ હેક્ટોગ્રામ=૧ કીલોગ્રામ |

એક કીલોગ્રામ એટલે ૧૦૦૦ ગ્રામ થયા. એની બરાબર સામે ૨.૨૧ રતલ પાઉન્ડ થાય. સો કીલોનો એક કવીન્ટાલ એટલે ૨૨૧ પાઉન્ડ થાય. માપમાં મીટર (Meter) પાયો છે. એક મીટર એટલે ૩૯.૩૭ ઇંચ આપણો ત્રણ ફીટનો વાર થાય છે તે ઉપરાંત લગભગ ૩$\frac{૩}{૮}$ ઇંચ થાય તે મીટર થયો.

મીટરનો દશમો ભાગ તે ડેસીમીટર
મીટરનો સોમો ભાગ તે સેન્ટીમીટર.
મીટરનો હજારમો ભાગ તે મીલીમીટર.
દશ મીટરનો એક ડેકામીટર.
સો મીટરનો એક હેક્ટોમીટર.
હજાર મીટરનો એક કીલોમીટર.

એક કીલોમીટર એટલે લગભગ ૩૨૮૦ ફીટ ૧૦ ઇંચ એટલે લગભગ $\frac{૫}{૮}$ માઈલ થયો. લગભગ આખા યુરોપીઅન ટાઇમટેબલ કે ટેકસીમાં કીલો પર ભાવ હોય છે. એને પાંચે ગુણી આઠે ભાંગવાથી માઈલ થાય છે.

આ બન્ને તોલ માપનો વારંવાર ખપ પડે છે અને આપણે રતલ તથા વાર કે માઇલનો ખ્યાલ કરી શકીએ છીએ તેથી કીલોના

વાર કેટલા થાય અને કીલોના રતલ કેટલા થાય તે એક વાર યાદ રાખી લેવું, પછી જરા પણ ગુંચવણ નહિ થાય

દરિયાઇ માઇલને નોટ (Knot) કહે છે. ૬૦૮૦.૨૭ ફીટનો એક નોટ થાય છે. ૫૨૮૦ ફીટનો માઇલ થાય છે એટલે જમીનપરના માઈલ કરતાં દરિયાઈ માઈલ લગભગ સવાગણો છે.

ટેંપરેચર.

હવા પાણી યુરોપમાં વારંવાર ફર્યાં કરે છે તેથી બેરોમીટર અને થરમોમીટર વાંચતાં શીખી જવું બેરોમીટરથી હવા વરસાદ તોફાનનો ચોવીશ કલાકનો ખ્યાલ આવશે. બેરોમીટર તુરત વાંચતા આવડી જશે.

થરમોમીટર સેન્ટીગ્રેડ અને ફેહ્રનાઇટ (Fehrenheit) છે સેંટીગ્રેડ આખા યુરોપમાં (જર્મની સિવાય) છે. અને ફેહ્રનાઈટ માત્ર ગ્રેટ બ્રીટનમાં છે.

ફેહ્રનાઈટમાં ફ્રીઝીંગ પોઇન્ટ ૩૨ ડીગ્રીએ આવે છે અને ૨૧૨ બોઇલીંગ પોઇન્ટ આવે છે એટલે ૧૮૦ ડીગ્રી એમાં હોય છે.

સેન્ટીગ્રેડમાં ૦ થી ૧૦૦ ડીગ્રી છે. ૦ ફ્રીઝીંગ પોઇન્ટ છે, ૧૦૦ એ એનું બોઇલીંગ પોઇન્ટ છે સેન્ટીગ્રેડના થરમોમીટર આખા યુરોપમાં હોય છે તેની જે ડીગ્રી હોય તેને ૯ નવે ગુણી પાંચે ભાગી તેમાં ૩૨ ઉમેરવા એટલે ફેહ્રનાઈટ ડીગ્રી આવશે. દાખલા તરીકે ૨૦ સેન્ટીગ્રેડ હોય તો (૨૦×૯)÷૫=૩૬ તેમાં ૩૨ વધારતાં ૬૮ ડીગ્રી ફેહ્રનાઇટની થઇ આપણને બધો અનુભવ ફે૦ નો હોય છે તેથી આ હિસાબ ધ્યાનમાં રાખવો.

જર્મની વિગેરે કેટલીક જગ્યાએ Reamur's થરમોમીટર હોય છે. R અક્ષર તે પર લખેલો હોય છે તેણે ૮૦ ભાગ પાડયા છે. ૦ થી ૮૦ બાકી બધી રીતે સેન્ટીગ્રેડ જેવું. R ની એક ડીગ્રી એટલે સેન્ટીની ૧¼ સમજવી. બાકી હિસાબ ઉપર પ્રમાણે.

**ટાઇમ.**

યુરોપમાં ટાઇમ સંબંધી ખ્યાલ કરવાની ખાસ જરૂર છે. એડન સુધીમાં ઘડિયાળને અઢી કલાક પાછી ફેરવે છે, એડનથી પોર્ટ-સેડ સુધીમાં એક કલાક અને પોર્ટ સેદથી માર્સેલ્સ સુધીમાં એક કલાક એમ સાડાચાર કલાક પછવાડે ટાઇમ કરવામાં આવે છે. ઉન્હાળામાં મુંબઇના સ્ટાંડર્ડ ટાઇમ દશ વાગ્યા હોય ત્યારે સાડાચાર કલાક પછવાડે, લંડન કે પારિસમાં સવારના સાડાપાંચ વાગ્યા હોય એમ સમજવું. સપ્ટેંબરથી માર્ચમાં આ તફાવત સાડાચારને બદલે સાડાપાંચ કલાકનો સમજવો. એક રાત્રે ઓક્ટોબરમાં ઘડિયાળને એક કલાક પાછી મૂકવામાં આવે છે અને માર્ચની આખરે તેને એક કલાક વધારવામાં આવે છે. આ ગ્રીનીચ (Greenwich) ટાઇમ સમજવો. એની સરખામણી હિંદુસ્થાનના સ્ટાંડર્ડ અથવા રેલવેના ટાઇમ સાથે જ કરવાની છે.

સ્પેન અને પોર્ચુગાલમાં ઈસ્ટર્ન આટલાંટીક ટાઇમ ચાલે છે તે આપણા ટાઇમથી ચાર કલાક પછવાડે છે.

હોલંડમાં લોકલ ટાઇમ ચાલે છે તે ગ્રીનીચ ટાઇમથી વીશ મીનિટ પછવાડે હોય છે. નોરવે, સ્વીડન, ડેનમાર્ક, લીથુઆનીઆ, જર્મની, ઝેકો સ્લોવાકીઆ, ઓસ્ટ્રીઆ, હંગરી, સ્વીટઝરલાંડ, ઈટાલી, જુગોસ્લાવીઆ અને આલ્બાનીઆમાં મીડ યુરોપીઅન ટાઇમ ચાલે છે, જે ગ્રીનીચ ટાઇમથી એક કલાક પછવાડે છે. ઉન્હાળામાં મીડ યુરોપીઅન ટાઇમ અને ગ્રીનીચ ટાઇમ વચ્ચે જરા પણ તફાવત પડતો નથી.

**મોટર. એર. ટેક્સી.**

દરેક શહેરમાં સ્થાનિક હરવા ફરવા માટે ટેક્સીઓ હોય છે. ભાડું મીટર પ્રમાણે હોય છે. ઇગ્લાંડમાં માઇલ અને બાકી સર્વત્ર કીલો (લગભગ $\frac{5}{8}$ માઇલ) પર ભાડું વધે છે. અત્યારે તો એક્સચેન્જનો ફાયદો એટલો પડે છે કે મુંબઇ કરતાં પણ ટેક્સી ફ્રાન્સમાં

ઘણી સસ્તી પડે છે, માઇલે એ આનાથી વધારે ભાવ આવતો નથી કાયદાસરના ભાડા ઉપરાંત ટેક્સીવાળો લગભગ દશ ટકાની ટીપની આશા રાખે છે ટ્રામ અને બસની સરવીસ ઘણી હોય છે અને બહુ સસ્તી હોય છે લંડનમા અંડરગ્રાઉન્ડ અને બસ સાથે વધારે વ્યવહાર રાખવો ઉતાવળનું કામ હોય તોજ ટેક્સી વાપરવી બસના અને અંડરગ્રાઉન્ડના નક્શા મફત મળે છે, તે લઇ રસ્તાથી વાકેફ થઈ જવુ ટેક્સી ઉપર વધારે આધાર રાખવાથી ખરચ ઘણો વધી જાય તેમ છે વળી લંડનમા ગમે તે પોઝીશનનો માણસ અંડરગ્રાઉન્ડ કે બસમા બેસી શકે છે મુંબઇમા છે તેવો મોટા નાનાનો ખ્યાલ લંડન પારિસમા જોવામા આવ્યો નથી

હવાઈ વિમાનની સરવીસ મોટા શહેરો વચ્ચે છે હજુ તેના ઉપર વધારે અંકુશ આવતો જાય છે

ખોરાક

હોટેલમા લંચ લેવાનું રાખવાથી કાં તો બે વાગ્યા સુધી કાંઈ કામ થતુ નથી અથવા માઇલો દૂર ગયા હોઈએ ત્યાથી હોટેલે આવવુ પડે છે એટલે લંચ ગમે ત્યા કરવાનુ રાખવુ સર્વથા બહુ સારા રેસ્ટોરાં લંડન તથા પારિસમા છે

વેજીટેરીઅન રીતે રહેતા જરા પણ અગવડ આવતી નથી લંડનમા તો આપણે ઓરડર આપી શકીએ છીએ કોન્ટીનન્ટ ઉપર આપણે જરૂરી ચીજોના નામો ફ્રેન્ચમા લખી લેવા એટલે કામ ચાલી શકશે. કોઇ પણ પ્રકારની અગવડ આવતીજ નથી અને કદાચ કોઈ વખત થોડુ સહન કરવુ પડે તો પણ તેમા ગભરાવાનું કારણ નથી જેઓનો ધર્મ વેજીટેરીઅન રહેવાનું ફરમાવતો હોય તેણે તેમ રહેવુ હોય તો બરાબર રહી શકાય છે

લંડનમા મે ફરિયાદ સાભળી હતી કે ઉન્હાળામા ચાલી શકે છે પણ શિયાળામા માંસ દારૂ વગર ચાલે નહિ અને ચલાવે તો ક્ષય

રોગ થાય. મેં બારિકીથી ઊંડા ઉતરી તપાસ કરી તો આ વાતમાં ભ્રાંતિ લાગી. નબળો માણસ આવા બ્હાના તળે નીચો ઉતરી જાય છે. મેં વિલાયતમાં સોળ સોળ વર્ષથી રહેનાર મનુષ્યો જોયાં છે. તેઓ મક્કમપણે પાક્કા વેજીટેરીઅન રહી શકે છે. યુરોપીઅનોમાં પણ વેજીટેરીઅન ઘણા છે. મતલબ, બધો આધાર પોતાના મક્કમ વિચાર અને નિર્ણય ઉપર છે.

જેવું ખોરાક તેવું દારૂના સંબંધમાં સમજવું નિયમિત ખોરાક લેનારને દારૂ લેવાની જરૂર પડતી નથી. દારૂનું એક ટીપું લીધા વગર ચલાવી શકાય છે. શિયાળામાં પણ જરાપણ વાંધો આવતો નથી. બાકી જેને હદ છોડવી છે તે તો હિંદમાં પણ અત્યાચાર સેવી શકે છે અને કોઇ કોઈ તેમ કરતા હોય એવું અવારનવાર સંભળાયા પણ કરે છે.

'વેજીટેરીઅન છુ' એટલું કહેવાથી સરતુ નથી. પોતે માંસ, મચ્છી, ઇંડા કે ચીકન ખાતા નથી એમ સ્પષ્ટ કરવું. આ ચારે વસ્તુનાં નામ બોલવાં. યુરોપમાં ઇંડાને વેજીટેબલમાં ગણવામા આવે છે, મચ્છી કેટલાક વેજીટેરીઅનો ખાય છે અને ચીકનને (કુકડાના માંસને) કેટલીકવાર માંસમાં ગણવામાં આવતું નથી.

દરેક રેસ્ટોરાંમાં બ્રેડ બટર ટોસ્ટ બે કે ત્રણ વેજીટેબલ ફ્રુટ અને કોફી તો જરૂર મળે છે અને લંચ માટે તે પૂરતું ગણી શકાય. દશ મીનિટ બેસીએ તો ચોખા (ભાત) તૈયાર કરી આપે છે. યુરોપમાં દહીં (Youghart અથવા Savre Milk) બહુ સારૂં લગભગ બધે મળે છે અને ભાત સાથે જરા મીઠું લઈ ખાવામા અનુકૂળ રહે છે. આ સિવાય બીજી અનેક વાનીઓ અનુભવીને પૂછી તૈયાર કરાવી શકાય છે.

**મનોબળ.**

બાકી મુસાફરીમાં જરા સહન કરતા શીખી જવું. સહજ મોડું વહેલું થઈ જાય તો ગભરાવું કે અકળાવું નહિ. પૈસા પૂરતા રાખવા અને જરા ઉદારતા રાખવી એટલે મુસાફરીમાં કાંઈ વાંધો નહિ આવે.

નવું જોવા જાણવાનું એટલું હોય છે કે જરા અગવડ પડે તો પણ રસ વધારે પડે છે અને હંમેશાં એ ખ્યાલમાં રાખવું કે આપણા ઘરમાં જેવી સગવડ હોય તેવી તો સર્વત્ર મળી શકતી નથી; છતાં સરખામણીમાં ખરચ કરવાથી યુરોપમાં ઘણી સગવડ થઈ શકે છે એ વાત લક્ષમાં રાખવી અને કાંઇક ચલાવી લેતાં શીખી જવું. આટલી નાની વાત ધ્યાનમાં રહેશે તો મુસાફરીનો રસ લઈ શકાશે અને થાક નામ પણ લાગશે નહિ. બાકી સર્વ વાતનો આધાર પોતાની શક્તિ, આગળ વધવાની હિંમત, અને માર્ગ ન હોય ત્યાં પણ માર્ગ કરવાની છૂપી શક્તિ પર રહેલો છે. લીલા ઝાડ નીચે સૂએ મરે તેવા માણસો મુસાફરી કરી શકે છે પણ એને ગણગણાટ ઘણો કરવો પડે છે. જ્યારે રાતદિવસ નહિ ગણનારા, સર્વ સંયોગોમાં મજા માણનાર અને વિષમ સ્થિતિમાં માર્ગ કરનાર બહુ રસ જમાવી શકે છે, અને અન્યને પ્રેરણારૂપ બને છે.

એક વાત ખાસ લક્ષમાં રાખવાની છે, અને તેનું પુસ્તકમાં પણ પુનરાવર્તન થવા સંભવ છે, અને તે એ છે કે સહાનુભૂતિ અને પ્રેમથી પાશ્ચાત્ય સંસ્થાઓ અને આદર્શો નીહાળતાં તેમાંથી આપણને જોવા શીખવાનું ઘણું મળે તેમ છે. એમાંનું આદરણીય તત્ત્વ કેટલું છે તે પર પાછો વિચાર કરવાનો અવકાશ લેવો પણ બારિક અવલોકન કરવાની તક મળે તો તેમાં ઐતિહાસિક અને વ્યાવહારિક નજરે જરૂર ઉતરવા જેવું છે. આ વાત દરેક વાંચનારા લક્ષમાં રાખશે એવી આશા છે.

મો. ગિ. કા.

# યુરોપનાં કેટલાંક સંસ્મરણો

## સ્ટીમર "રાજપુતાના"

**સફરની શરૂઆત.** (તા. ૮-૫-૧૯૨૬)

ભાવનગરમાં, મુમ્બઈમાં અને સાંટાક્રુઝમાં અનેક પાર્ટીઓનો લાભ લઇ, અનેક પ્રેમાળ મિત્રો તરફથી સફળ સફર ઇચ્છા બતાવનાર હારતુરા લઇ, આજે બાર વાગે સ્ટીમર પર ચઢયો. સ્નેહીને છોડતાં જે ગ્લાનિ થાય તે બહુ થોડો વખત રહી. નવું જોવા જાણવાના ઉત્સાહમાં, અને જીવનનું કોઇ નવીન પૃષ્ટ જરૂર ઉઘડશે એવી આશામાં એ ગ્લાનિ દૂર થઈ.

સ્ટીમર ઉપર ૧૨॥ વાગે ચઢયો. ત્યાં અનેક સંબંધીઓ ઉપર આવવા શક્તિમાન્ થયા હતા. તેઓને કેબીન બતાવ્યા પછી સર્વે ઘંટ વાગતાં ઉપરના ડેક પર આવ્યા.

બીજે ઘંટ અને સીસોટિ વાગ્યા. સર્વે ઉતરવા લાગ્યા. તેમના અનેક પ્રેમોદ્ગાર સાંભળ્યા, સબોધ્યા. અનેક માયાળુ પરિજન સ્વજનના શુભ આશીર્વાદ વચ્ચે સ્ટીમર ચાલી, ત્યાં તો પ્રેમોદ્ગારનો પાર રહ્યો નહિ. ૭ સાત મીનિટ સુધી દૃષ્ટિપથમાં સર્વ રહ્યા ત્યાં સુધી આ ક્રિયા ચાલી. આખરે સ્ટીમર ઉપડી અને અમે સર્વથી છુટા પડયા. માત્ર પ્રેમ અને સ્નેહના ઉદ્ગારોના

રણકાર કાનમા થતા હતા તેના એકલા ટેકાથી હવે સ્ટીમરમા માર્ગ કરવો રહ્યો નજર પહોચી ત્યા સુધી સ્વજનોને જોયા, નજર પહોચી ત્યા સુધી મુબઈ નગરીના આલીશાન મકાનોને જોયા, કોલાબાની દિવાદાંડી ઘણા વખત સુધી દેખાઈ. અંતે એ સર્વ પૃથ્વીની સપાટિમાં એકાકાર થયુ અને ચારે તરફ જળના તરંગો અને ઊંચે આકાશ દેખાવા માડયા

**સ્ટીમર રાજપુતાના.**

કુદરત ઉપર વિજ્ઞાન કેટલો વિજય મેળવી શકે છે અને તેમા તે કેટને સુધી પહોચે છે તેનો ખ્યાલ આ સ્ટીમર જોતા આવ્યો એ સ્ટીમરનુ નામ 'રાજપુતાના' છે અને એ સ્ટીમરમા જગ્યા (પેસેન્જ) મળી હતી એમા પ્રથમ અને બીજા દરજ્જાનુ ભાડુ આપનાર પાચસો ઉતારૂઓ જઈ શકે છે. એની સગવડનો વિચાર કરીએ તો જાણે એક નાનું ગામ વિશાળ દરિયામા ચાલ્યુ જતુ હોય એમ લાગે છે. નાની શેરીઓ અને ગલીઓના કેબીનના નમરો એવી રીતે લખેલા હોય છે કે કોઈ પણ કેબીન શોધવામા મુશ્કેલી પડતી નથી સ્ટીમરના આગળના ભાગમા ફર્સ્ટકલાસ-પ્રથમ દરજ્જાનું ભાડુ આપનારની કેબીનો હોય છે. એના ત્રણ વિભાગ હોય છે તેને અનુક્રમે 'એ' 'બી' અને 'સી' કહેવામા આવે છે કેટલાક એથી પણ ઊંચા વિભાગમા જનારા ડેકની બાજુમા ઉપર કેબીન તૈયાર કરાવે છે તેને 'કેબીન ડ લકસ' કહેવામા આવે છે. એવા કેબીનો તૈયાર પણ હોય છે.

**કેબીનમાં સગવડો.**

દરેક કેબીનમા સુવા માટે એક સુંદર પલગ ( આપણી

ઇસ્પીતાળોમાં હોય છે તેવો પણ સુંદર ) તેના ઉપર તળાઈ, બે ઓશિકા અને ઋતુની જરૂરીઆત પ્રમાણે ગરમ સુતરાઉ ઓઢવાનાં આપવામાં આવે છે. એ ઉપરાંત એક કબાટ મોટો હોય છે તેમાં કપડાં લટકાવી શકાય છે અને એક બીજા ખાનાવાળા ટેબલમાં આપણી નાની મોટી ચીજો રાખી શકાય છે. બે મોટા આયના અને મોઢું ધોવાની ચાઈના વેરની કુંડી, તે ઉપર સાબુ, બે નેપકીન અને એક ટુવાલ અને એક ખુરશી—આટલી ચીજો કેબીનમાં હોય છે. બે ઉતારૂને વાપરવાની કેબીન જરા વિશાળ હોય છે.

કેબીનમાં હવા માટે ખાસ બંદોબસ્ત હોય છે. ઉપરથી સચા મારફતે નળીમાં હવા મોકલે છે અને તે હવા આપણી અનુકૂળતા પ્રમાણે અમુક દિશાએ અથવા શરીરના અમુક ભાગપર લઈ શકાય છે. સમુદ્ર સાથે કામ હોવાથી જરા હવા સંબંધી વિચાર સહજ આવે તેવું છે, પણ તે સ્થાને પણ વિચાર કરી યોગ્ય ઘટના કરી છે. શિયાળાની ઠંડી ઋતુમાં કેબીન ગરમ રહે તે માટે પણ ગોઠવણ હોય છે પણ હજી અમે એડનની આ બાજુ હોવાથી એ યંત્રનો ઉપયોગ જોઈ શકયા નથી.

**સમયનો લાભ.**

સ્ટીમરમાં લોકો તેર દિવસ કેમ ગાળતા હશે, વખત કેટલો ભારે લાગતો હશે એવો સહજ ખ્યાલ આવે તેવું છે, પણ અહીં તો વસ્તુસ્થિતિ તદ્દન જુદાજ પ્રકારની જોવામાં આવે છે. દરેક મુસાફર ચોખ્ખો આનંદ કરવાનો જ ખ્યાલ કરતો હોય છે અને તે લોકો સ્ટીમરનો તેર દિવસનો વખત જાણે ઉજાણીએ નીકળ્યા હોય તેવી રીતે પસાર કરતાં ઘણાખરા જોવામાં આવે છે.

સ્ટીમર ઉપર સર્વથી ઉપરને માળે ખુલ્લી ફરવાની જગ્યા હોય છે તેને 'ડેક' કહેવામા આવે છે. એ ડેકપર દરેક મુસાફર પોતાની ખુરશી નાખી મૂકે છે ઘણો વખત ફરે છે અને વળી ફરતા ફરતા ખુરશી ઉપર બેસે છે એ ખુરશીઓ જૂદા જૂદા પ્રકારની હોય છે પણ લગભગ સર્વે લાંબા પડીને બેસવાને લાયક હોય છે.

સ્ટીમરમા 'એ' ડેકની બાજુમા એક ઘણો સુંદર ડ્રોઈંગ રૂમ અને લાઇબ્રેરી હોલ હોય છે, જેમા બેસી ઉદ્યોગી માણસો વાંચે છે કોઈ ઉંઘતા પણ જોવામા આવે છે એ રૂમમા વાતો મોટે અવાજે કોઇ કરતા નથી ત્યાર પછી નજીકમા એક સ્મોકીંગ રૂમ હોય છે, જ્યા સીગારેટ-ચીરૂટ પીએ છે અને કેટલાક ગંજીપાની રમતો રમે છે

રાત્રે લગભગ દોઢ કલાક ડાન્સ ચાલે છે પહેલા અને બીજા કલાસના ડેકની વચ્ચેના ભાગમા રબર પાથરી જમીનને લસરતી કરવામા આવે છે મ્યુઝીક (પડઘમ) શરૂ થાય છે અને જેને ફાવે તે નાચે છે, બીજા જોવા ઉભા રહે છે આ નાચ વાનું કામ રાત્રે 'ડીનર' લીધા પછી થાય છે

જમણ-જમણસ્થાન

સ્ટીમરનો ડીનર હોલ-ડાઇનીંગ સલુન મોટા રાજવંશીના મહેલને ભૂલાવે તેવો હોય છે એમા કોણે કઈ જગાએ બેસવુ તે પહેલે દિવસે મુકરર કરે છે. એનો 'સલુન સ્ટુઅર્ડ' હોય છે તે એ કાર્ય પ્રથમ દિવસે ૩-૩૦ થી ૪-૩૦ સુધીમા કરે છે ત્યાર પછી બપોરનું જમણ (લંચ) અને રાતનું જમણ (ડીનર) એ મુકરર કરેલી જગ્યા પર સર્વે લે છે.

અહીં ખાવાની પદ્ધતિ તદ્દન અંગ્રેજી ઢબ પર હોય છે. છરી કાંટાથી ખાનાં ન આવડતું હોય તેને જરા અગવડ જણાય છે, પણ બીજાને ખાતા જોવાથી થોડા વખતમા આવડી જાય છે. સર્વથી જોવા લાયક બાબત એ હોટલની સ્વચ્છતા છે. છરી કાંટા તદ્દન સાફ હોય છે, ટેબલ સાફ હોય છે અને ખાનારા જરા પણ ગદવાડ કરતા નથી. પાશ્ચાત્ય લોકોની ખાવાની રીતભાતમાથી સ્વચ્છતાનો ગુણ જરૂર ગ્રહણ કરવા યોગ્ય છે પીરસવા આવનાર સ્ટુઅર્ડ ઘણો ચોખ્ખો હોય છે અને વસ્તુઓ બહુ સુદર રીતે ડાબી બાજુએ ધરે છે. લેનાર ચીજને ઓળખતો હોય છે તેથી જોઇએ તેટલી તેમાથી લઈ લે છે અને તેથી બગાડ બીલકુલ થતો નથી. કોઈ વસ્તુ છાડતુ નથી એમ મારા કહેવાનો આશય નથી પણ ઘણે ભાગે બગાડ બહુ ઓછો થાય છે.

વેજીટેરીઅનોને ખાવામા જરા પણ અડચણ આવતી નથી. ખાવાની વસ્તુઓ પુષ્કળ મળે છે. બ્રેડ, ટોસ્ટ, મટર, ફ્રુટસ વિગેરે ઘણી ચીજો હોય છે. સ્પર્શાસ્પર્શનો વાંધો ન હોય તો તદ્દન અન્ન ફળ શાકનો ખોરાક મળી શકે છે અને સલૂન સ્ટુઅર્ડ અને શેફ સભાળપૂર્વક તે માટેની ગોઠવણ કરી આપે છે. અંગ્રેજો રાત્રે ડીનર લે છે તે પહેલા 'ડ્રેસ' કરે છે. ડીનર માટે ખાસ કાળા રગના કપડાં હોય છે, અદર ખમીસ પણ જુદાજ પ્રકારનું હોય છે અને તેના પર જેકેટ પણ ઓછા બટનવાળુ હોય છે. એના ઉપર કોલર સાથે કાળા રગની 'બો' બાંધે છે, અને મુખ સાફ કરી માથું ઓળી તૈયાર થઈ જમવા બેસે છે મોટી હોટલોની પેઠે અહીં બેન્ડ કે ગાયન હોતા નથી, છતા આખા જમવાના વિભાગનો શણગાર એટલો સુદર હોય છે, કે નવીન આવનાર જરૂર એના

મોહમા પડી જાય તેવુ છે. એમ લાગે છે કે આ જમવાના પ્રસગપર આગળ ઘણી જાણવા જેવી વાતો લખવાનો પ્રસગ આવશે.

**પરચુરણ પ્રસંગો, સ્ટીમરમાં નિત્યક્રિયા.**

સવારમાં છ વાગ્યામાં કેબીનનો સ્ટુઅર્ટ તમે માગો તેટલી જલ્દી ચા લઈ આવે છે. ચા સાથે બે બીસ્કીટ અને બે કેળા હોય છે. આપણી અનુકૂળતા પ્રમાણે આપણે ડિશાઠરાક જઈ આવી ચા લઈ શકીએ છીએ. આ ગરમ હવામાં તો ઘણાખરા સવારમા ન્હાય છે.

ન્હાવાનો રિવાજ જૂદા પ્રકારનો છે. એક મોટા ટબમા પાણી ભરી ગમે છે અને ચુચવી ટબ બંધ હોય છે તેમા ન્હાવાનું હોય છે. પાણી દરીઆનું ખારૂ હોય છે. ત્યાર પછી ઉપર ડોઠેક બાલદી જેટલુ સારૂં મીઠું પાણી હોય છે તેનાથી શરીર સાફ કરવાનું હોય છે. શરીર બરાબર સાફ થાય તે સારૂ સર્વ કપડા કાઢી ન્હાય છે.

કેબીનની બહાર નીકળવુ હોય તો ઉપર ડ્રેસીંગ ગાઉન પહેરવો જોઇએ. એ વગર નીકળવુ તે શિષ્ટાચારથી વિરૂદ્ધ ગણાય છે. આપણે આપણા કેબીનમાં હોઇએ અને રાત્રીના કપડાં પહેર્યાં હોય અને કોઈ મળવા આવે તો ડ્રેસીંગ ગાઉન પહેરી લેવો જોઇએ. એ લોકો ઘણુંખરૂ પ્રથમથી સ કેત કરીને ખબર આપીને મળવા આવે છે.

સવારે ૮–૩૦ બ્રેકફાસ્ટનો વખત થાય છે ત્યારે બ્યુગલ વગાડવામા આવે છે. બ્રેકફાસ્ટ લેવા સર્વ જમવાના રૂમમાં જાય છે. સવારે પણ તેઓ ખોરાક ઠીક લે છે.

આજના અનુભવ ઉપરથી જોવામા આવ્યું કે પાશ્ચાત્ય લોકો એકંદરે ઘણુ ખાય છે. પાચવાર તો દરરોજ નિયમિત રીતે ખાય છે સવારે ઉઠતા ચા, પછી બ્રેકફાસ્ટ સાડા આઠ વાગે, બપોરે એક વાગે લચ, ચાર વાગે ફરીવાર ચા અને રાત્રે જમણુ. આમા ચા પણ એકલી લેવાનો રિવાજ નથી. મારા શરૂઆતના અનુભવ ઉપરથી કહુ તો તેઓ સરેરાશ આપણા કરતા ત્રણગણું જરૂર ખાતા હશે.

રવિવારનો દિવસ હતો. સવારે એ લોકો ૧૧ વાગે ડાઈનીંગ સલૂનમાં પ્રાર્થના કરવા એકઠા થાય છે. રવિવારે ધર્મસન્મુખ વૃત્તિવાળા લોકો રમતા કે નાચ કરતા નથી એમ એક અગ્રેજ મિત્ર કહેતા હતા.

પ્રથમ દિવસે નોટિસ હતી કે ૩–૪૫ મીનિટે ઘડિઆળ અરધો કલાક પાછી કરવી. બીજે દીવસે નોટિસ હતી કે ઘડિઆળ ૧૧–૧૫ મીનિટે અરધો કલાક પાછળ કરવી. ભૂગોળ સમજનારને આમાં નવીનતા નહિ લાગે. પશ્ચિમ તરફ જઇએ તેમ સૂર્ય મોડો ઉગતો જાય છે એટલે ઘડિઆળ ફેરવવી પડે છે. પ્રથમ દિવસે ૨૨ કલાકમાં મુબઇથી અમે ૩૭૭' નોટ ( દરિયાઈ માઇલ ) આવ્યા. આવી ઝડપે પ્રવાસ આગળ વધતો જાય છે. ઘણી આનંદદાયક વાતો અનેક સહપ્રવાસી પાસેથી સમજાય છે અને અનુભવમા વધારો કરવાનો પ્રસગ પ્રાપ્ત થાય છે.

દરિયો પ્રથમ દિવસે શાત રહ્યો. આકાશમા કોઈ કોઇ વાદળાં દેખાય પણ હજુ જરા પણ દરિયાની અસર જણાતી નથી. સ્ટીમર આગળ વધે છે અને હાલ તો સ્ટીમરમા મોટી રાજધાની અને ડેક પરથી જોઇએ તો ચારે તરફ પાણી અને

ઊંચે આકાશ સિવાય કાંઇ દેખાતું નથી. સ્ટીમરમાં ઉતારુ સંખ્યા મોટી, તેમાં પીછાનવાળા થણા, એટલે દરિયા તરફ જોઇએ ત્યારે જ વિશ્વની વિશાળતા અને આપણી પામરતા દેખાય છે. અને કોઈ કોઈ વાર સ્ટીમરનો વિચાર આવતા વિજ્ઞાનના વિજયનો ખ્યાલ આવે છે ત્યારે નાના માનવીની શક્તિનો પણ સહજ ખ્યાલ આવે છે.

**ખાવાની પદ્ધતિ-નિયમન.**

બે દિવસ ગયા પછી સ્ટીમરમા જીવન કેવી રીતે ગાળી શકાય છે તેનો અનુભવ થઈ જવાથી સહેલાઈ ઘણી લાગે છે. ઇગ્લીશ પદ્ધતિએ ખાવામા તેમના શિષ્ટાચાર પ્રમાણે કેટલી સભાળ રાખવા યોગ્ય ગણાય છે તે જરા જોઈ લઇએ. છરીકાંટાથી ખાતાં શીખવાની ખાસ જરૂર છે.

કાટો જમણા હાથમા રાખવો જોઈએ. જ્યારે છરીનો ઉપયોગ કરવાનો હોય ત્યારે છરી જમણા હાથમાં રાખવી અને કાંટો ડાબા હાથમાં રાખવો.

ફ્રુટ વખતે છરી અને કાંટા બન્નેનો ઉપયોગ કરી શકાય. પાઉ અથવા બ્રેડ પોતાને હાથે કાપીને ખાવામાં વાંધો નથી. ટોસ્ટપર છરીથી માખણ લગાડી હાથે ખવાય. એને હાથ લગાવવામા વાંધો નથી.

ખાતા કોઈ વસ્તુ નીચે નાખવી નહિ. કાઇ ઠળીઓ કે છાલ હોય તો ધીમેથી રકાબીમા બાજુપર મૂકી દેવી.

ખાના હોઠનો અવાજ ન કરવો બચકારા બોલાવવા નહિ. શિષ્ટાચાર પ્રમાણે ઓડકાર અવાજ કરીને ખાવો નહિ. પવન

છુટવાની બાબતમાં પણ તેમને ઘણી સુગ હોય છે પણ ખોરાકમાં હીંગનો ઉપયોગ થતો નથી તેથી એ બાબત ઘણી ચિંતા રાખવા જેવું નથી.

ખાતી વખત મુખમાં વસ્તુ નાખતી વખતે મ્હોઢું ઉઘાડવું, ચાવતી વખત મુખ બંધ રાખવું. ટેવ પાડવાથી આ બાબત આવડી જાય તેવી છે.

જ્યારે ખોરાક ખાઈ રહ્યા હોઇએ ત્યારે જ કાંટાને આપણી સામે (પેરેલલ) મૂકવો. એનો અર્થ આપણે ખાઈ રહ્યા છીએ એમ સમજાય છે. જો ખાતાં ખાતાં એમ કાંટાને મૂકવામાં આવશે તો સ્ટુઅર્ડ આખી રકાબી લઈ જશે. આ બાબત ચીવટ રાખવા જેવી જણાય છે.

સુપ વિગેરે પ્રવાહી ચીજ મોટા ચમચાથી ખવાય છે. આઇસક્રીમ નાના ચમચાથી ખવાય છે.

ચા પીવામાં રકાબીમાં ચા ન લેવી. કપમાંથી જ પીતાં શીખવું. ચા પીતાં કે કોફી પીતાં અવાજ ન કરવો.

સ્ટુઅર્ડ પીરસવા આવે ત્યારે આપણી તે વસ્તુની રૂચિ ન હોય તો ' નો, થેન્કસ ' કહેવું.

નોકર કામ કરે ત્યારે પણ સભ્યતાના નિયમ પ્રમાણે આભાર માનવો. ખાવાની ચીજો કેટલી અનુકૂળ છે તે જોઈ, જોઇએ તેટલી પોતાને હાથે લેવી. બનતા સુધી કોઈ વસ્તુ છાંડવી નહિ. જો કે છાંડવાનો ખાસ વાંધો નથી પણ એ ઠીક દેખાતું નથી.

ખાતી વખત વાતો કર્યા કરવાનો રિવાજ છે. રસવતી પીરસવાના સામાનની, ટેબલની અને વસ્તુઓની સ્વચ્છતા ખાસ

અનુકરણ કરવા જેવી છે. ખોરાક સારી રીતે લેવાય તેવી ચારે તરફ અનુકૂળતા હોય છે. માથે વીજળીના પખા, ટેબલ પર ફ્લાવર વાઝ અથવા કાંઈ લીલોતરીના કુંડા, તદ્દન ચોખ્ખુ ટેબલ કલોથ અને રકાબી તથા છરીકાંટા વિગેરે તદ્દન સાફ હોય છે. પીરસનાર સ્વચ્છ હોય છે.

દરરોજ સ્ટીમર કેટલી ચાલી છે તેનો રિપોર્ટ થાય છે. અને કેટલાક તે પર જુગાર રમે છે. એની ટીકીટની ફી બે શીલીંગ હોય છે.

આખી દુનિયામાં શુ બને છે તેના દરરોજ મોટા વિગતવાર તારો વાયરલેસથી આવે છે તે બોર્ડ પર ચોંટાડવામાં આવે છે

સ્ટીમરમાંથી વાયરલેસ તાર મૂકવાનો પ્રથમ દિવસનો ચાર્જ દર એક એક શબ્દની ૯ પેની. આજે ૨ શીલીંગ છે. જેમ આંતરો વધતો જાય છે તેમ શબ્દની કિંમત વધતી જાય છે.

સ્ટીમરમાં કપડાં ધોવાનુ ખાતું પણ હોય છે. ધોવરામણની કિંમત આકરી હોય છે, પણ સાધન હોય છે. ગરમીના પ્રદેશમાં હોઇએ ત્યાંસુધી કપડા વધારે મેલાં થાય છે., ઠંડી હવા પોર્ટસેડ પછી આવશે ત્યારે કપડા ધોવરાવવાની બહુ જરૂર નહિ પડે એમ કહે છે.

રમત ગમતનાં સાધનો બહુ ઊભા કરે છે. ડેક ટેનીસ, બકેટ ટેનીસ, રીંગ્સ વિગેરે અનેક રમતો-સવારે ચાલે છે અને રવિવાર સિવાય દરરોજ રાત્રે ડાન્સ ચાલે છે.

**ચોથો દિવસ.**

આજે સવારે ડેક ઉપર ફરતાં ઉડતી માછલીઓ જોવામાં આવી. માછલી પાણીમાંથી બહાર નીકળે, ઉડે અને વળી પાણીમાં પેસી જાય. આ દેખાવ મજાનો લાગ્યો. આજે પણ દરિયો શાંત

હતો અને જાણે મોટા સરોવરમાં સ્ટીમર ચાલી જતી હોય તેવું લાગતું હતું. ચોતરફ આનંદ દેખાતો હતો અને માત્ર દરિયાનો અવાજ અને ઉતારૂઓનું સારા પોશાકમા સજ્જ થઇને ડેક ઉપર ફરવાનું બાદ કરીએ તો આખી દુનિયા શાંત દેખાતી હતી દૂરના પ્રદેશમા ' ગલ નામના પક્ષીઓ ઉડતા હતા તે પણ સારા દેખાતા હતા.

ડેક ઉપર ફરવામાં ઘણી મોજ આવે તેનુ છે. ચારે બાજુ સારા પોશાકમાં સજ્જ થયેલ સાહેબો, મડમો, રાજાઓ, ઇન્ડીયનો અને સર્વ ફરતા હોય છે અને કેટલાક ડેકચેર પર પડયા હોય છે, કોઇ વાચતા હોય છે, કોઇ ઉંઘતા હોય છે, કોઇ નકામી અથવા કામની વાતો કરી રહ્યા હોય છે અને દરિયાની વિશાળતા પર નજર માંડી બેઠા હોય છે. બાજુમાં રમતો ચાલ્યા કરે છે, મ્યુઝીક હોલમા કેટલાક કાગળો લખે છે અને બાજુમા પીયાનો વાયોલીન ચાલે છે.

ખુરો ઓરીસમાં નોટિસ હતી કે આવતી કાલે લગભગ ૪ વાગે બપોરે એડન પહોંચવાનુ થશે.

**ભય વખતનાં સાધનો.**

આગ થાય ત્યારે કેમ વર્તવુ તે સંબંધી સઘળા પેસેન્જરોની બપોરે પેરેડ હતી. દરેક પેસેંજર, સ્ટુઅર્ડ અને માલમ માટે લાઇફ જેકેટ રાખેલા હોય છે. દરેકના રૂમમાં તે તૈયાર જ પડેલા હોય છે. તે કેમ પહેરવા તેની સૂચના આપેલી હોય છે. એ લાઇફજેકેટમા આગળ પાછળ બે બે બોયા હોય છે અને ઉપરથી ગળામા પહેરી નખાય છે. પહેરીને દરિયામા પડે તે કદિ ડૂબી શકતો નથી, માત્ર ઠંડી કે માછલીથી મરી જાય તે જૂદી વાત છે.

૪॥। વાગે એકદમ ભયના ઘંટો વાગવા માંડયા. સર્વ પૅસેંજરો પોતપોતાના લાઇફ્જેકેટ લઈ ડેક પર હાજર થઈ ગયા. બધી બચવાની બોટો જે ઉપર રહે છે તેને તુરત ઉતારી શકાય તેવી રીતે સ્ટીમરની બહાર લટકાવી દેવામા આવી.

આવી કવાયત કે બીજી કોઈ બાબત હોય છે ત્યારે કોઈ પણ ઉતારૂ ડેક ઉપર આવ્યા વગર રહેતુ નથી. એમાં રાજા હોય કે સ્ત્રી હોય–સર્વ આવે છે અને જરૂર પડે ત્યારે બચાવ કેમ થઈ શકે તે શીખી લે છે.

આ લાઇફ્જેકેટના ઉપયોગના પ્રસંગો ઘણા હોય છેઃ આગ વખતે અથવા સ્ટીમરની અથડાઅથડી પ્રસંગે, અથવા સ્ટીમર તોફાનમાં સજ્જડ રીતે આવી હોય ત્યારે અથવા સ્ટીમર ડૂબતી હોય ત્યારે. એ ઉપરાંત સ્ટીમર ઉપર તરાપા બોયાના ઘણા રાખેલા હોય છે. તેની દરેકની ઉપર ૧૨ માણસો બેસી શકે છે અને તુરત ઉતારી શકાય તે રીતે તેને ગોઠવેલા હોય છે.

આવી રીતે બચાવની પેરેડ થાય છે તે જોઈ અને અનુભવી. લાઇફ્જેકેટ પહેરે ત્યારે બધાનો દેખાવ જોવા જેવો થાય છે. એમાં છાતી ઉપર બે પેડ અને પછવાડે બાંસા ઉપર બે પેડ આવે છે અને આગળના ભાગમાં સડકણી ગાંઠ બાંધવાની હોય છે. એ પહેરીએ ત્યારે જાણે લશ્કરી માણસ કાંધ ઉપર ખાવાનું લઈ કૂચ કરતો હોય તેવા લાગીએ છીએ. સ્ત્રીઓને પણ એજ જેકેટ પહેરવાના હોય છે.

બચવાની બોટને નબર આપેલા હોય છે. આખી ગોઠવણુ એવી છે કે ભય વખતે સાડી ત્રણ મિનિટમા આખી બોટ ખાલી કરી શકાય. સ્ટીમરનો 'એ' ડેકની ઉપરનો ભાગ પણ બહુ

મજાનો હોય છે. તેમાંની થોડી જગ્યા સેકન્ડ ક્લાસ પેસેંજરને રમવા માટે રાખેલી હોય છે, અને બાકીની જગ્યા હરવા ફરવા માટે હોય છે.

અજવાળીઆમાં રાત્રે ત્યાં ભારે આનંદ આવતો હશે પણ અત્યારે અંધારીઆ પક્ષ હોવાથી અમને તેનો લાભ મળ્યો નહિ.

સ્ટીમરમાં 'એ' ડેકની આગળના ભાગમાં ટારપોલીન પાથરી બાજુઓ ઊંચી કરી નાનો બાથ તૈયાર કરે છે તેમાં ઘણા માણસો ન્હાય છે, તરે છે અને રમતો કરે છે. એક મસકનો ઘોડો બનાવી તેના ઉપર ચઢવા પ્રયત્ન કરે છે અને પડે છે અને કોઈ ચપળ તરનાર તેના પર ચઢી તેને ચલાવી શકે છે. આ પણ સ્ટીમર પર એક આનંદનુ સાધન છે. અમેરિકાની મોટી લાઇનરોમાં તો ઘણા જબરા બાથ હોય છે અને ટેનીસનો કોર્ટ પણ હોય છે.

આજે નોટિસ હતી કે કાલે બપોરે ૪ વાગે એડન પહોંચશું એટલે ઘણા લોકો પત્ર લખવામાં મશગુલ થઇ ગયા હતા. રાત્રે ડાન્સ દરરોજ થાય છે. આવડે તે નાચે છે અને જોવાની ઇચ્છા હોય તે જોઇ તાળીઓ પાડી આનંદ મેળવે છે.

**એડનની નજીક.**

આજે મુસાફરીનો પાંચમો દિવસ છે. સવાર પડતાં જ જમીનની નજીક હોઇએ તેમ દેખાય છે. દરિયો શાંત છે. આકાશમાં વાદળાં દેખાય છે. બાજુમાંથી બે સ્ટીમર પસાર થાય તેણે કઇ બાજુ લેવી અને ઓછામા ઓછુ અંતર કેટલુ રાખવું તેના કાયદા હોય છે.

જમીન નજીક આવે ત્યારે સર્વને વધારે આનંદ થાય છે અને કેટલાક આતુરતાથી જમીનપર ઉતરવાની રાહ જુએ છે.

શનિવારે એક વાગે સ્ટીમર મુબઇથી ઉપડી તેણે નીચે પ્રમાણે દરિયાઇ માઇલો કાપ્યા. બપોરના બાર વાગ્યા સુધીની એ ગણતરી છે.

| | |
|---|---|
| રવિવારે બાર વાગે. | ૩૭૭ |
| સોમવારે ,, | ૪૧૦ |
| મંગળવારે ,, | ૪૦૩ |
| બુધવારે ,, | ૪૧૦ |
| | ૧૬૦૦ |
| ,, બાર પછી | ૫૯ |
| | ૧૬૫૯ |

દરરોજ અરધો કલાક ઘડિયાળ પાછી મૂકવામા આવતી હતી તેથી બુધવારે ચાર વાગ્યે એડન પહોચ્યા ત્યા સુધીમા ઘડિઆળ અઢી કલાક પાછી કરવામા આવી. બરાબર ચાર દિવસ ઉપર બે કલાક જતા સારી સ્ટીમર એડન પહોચે છે. પાછા વળતા પાચ કલાક વધારે થાય છે, કારણ ઘડિયાળ રાા કલાક વધે છે અને જતી વખતના રાા કલાક પાછા હઠતાં નથી તે પણ ગણવાં જોઇએ.

એડન.

એડન દૂરથી દેખાવા માંડયુ. સવારથી નોટિસ હતી કે એડન બુધવારે સાંજે ચાર વાગે ઉતરવાનું થશે.

એડન જમીનના છેડા પર છે. શરૂઆતમાં મોટા ખડક જેવા ડુંગરો દેખાય છે. ચાર દિવસે જમીન દેખાતા સર્વને બહુ આનંદ થયો. ઘણાખરા ઉતારૂઓ એડનનો દેખાવ જોઈ રહ્યા હતા. તેમાં આજે એક ઇંચ વરસાદ આવ્યો. એડનમા વરસાદ

પડતો નથી અને એની વાર્ષિક આવરેજ વરસાદની એક ઈંચ છે. અમે એડન ઉતરીએ તે પહેલાં આટલો વરસાદ પડી ગયેલો હોવાથી શાંતિ ઘણી હતી અને ત્યાં ગરમી હશે એમ ધારતા હતા તેને બદલે કાંઈક ઠંડક મળી.

એડનનું બારૂ સાધારણ રીતે સારૂ છે. બારામાં ઘણી સ્ટીમરો પડી હતી. ઇટલીનો મેલ અમે ઉતર્યા ત્યાં બાજુમાંજ હતો. ડક્ક ઉપર લશ્કરી મુકામ સુંદર બાંધ્યાં છે અને સ્ટીમરમાં બેઠા બેઠા બદરનો દેખાવ સારો રજુ કરે છે. સ્ટીમર દૂર રહે છે તેથી મોટર લોચમાં બેસીને કાંઠે જવું પડે છે. લોચવાળા આઠ આના લે છે. એડનમાં મુબઇનું નાણું ચાલે છે. બંદર ઉપર નાણું બદલી આપનાર (મની ચેન્જર) હાજર હોય છે. બંદર ઉપરથી તાર કરી શકાય છે. બંદર ઉપરજ તાર ઓફિસ છે.

બંદરથી એડન શહેર પાંચ માઇલ છે. ટેકસીમાં જઇ શકાય છે. આવા વચગાળેના સ્ટેશને ઉતરવા પહેલાં બોટને ઉપડવાનો ટાઇમ જરૂર પૂછવો. એમાં ગફલતી થાય તો મેલ કોઈ માટે ખોટી થતી નથી. અમારી બોટ રાત્રે સાત વાગે ઉપડશે એમ નોટિસ હતી.

એડનમાં જોવા લાયક એક સરોવર–ટાંકુ છે. એને પર્વતની તળેટીમાંથી ઉપરથી બાંધ્યું છે, દેખાવ સાધારણ છે. આજે જ વરસાદ આવેલો હોવાથી એ અમને જોવા લાયક લાગ્યુ. ચીકાર પાણીથી ભરાયલું હતું. બાકી એ જોવા ખાતર એડનમાં જવા જેવું હોય એમ અમને લાગ્યુ નહિ. ઉપરથી ટાંકું બાંધી દેખાવ ઠીક કર્યો છે પણ બધી બાબત તદન સાધારણ છે.

એડનમાં ગુજરાતી વેપારીઓની દુકાનો ઘણી છે ગુજરાતી એટલે મોટે ભાગે કાઠિયાવાડી બંદરના શહેરોવાળા કાઠિયાવાડી અને કચ્છી લોકો અહીં સારી સંખ્યામા વ્યાપાર કરે છે વાણીઆ અને મુસલમાનો પણ સારી સંખ્યામા છે અરસપરસ સબંધ સારો છે

એડનમા નાના પાયા ઉપર ઉપાશ્રય અને જૈન દેરાસર છે ધાતુના બિંબ છે અને સિદ્ધચક્ર છે. ત્યાં દર્શન કર્યા. જતા આવતા દરેક જૈને આ મંદિરે જરૂર જવુ જોઇએ, કારણ કે એ જંગલમા મંગળ જેવુ છે.

• એડનમા પીવાના મીઠા પાણીનો ઘણો ત્રાસ છે. બહુ દૂરથી આવે છે. અને એક વ્યાસલેટના ડબા જેટલા પીવાના પાણીના (ચાર ગેલનના) બે આના બેસે છે. એડનનો વ્યાપાર મુખ્યત્વે કરીને માલ પરદેશ ચઢાવવાનો છે એમ જણાયુ ત્યાના કાઠિયાવાડી વ્યાપારીઓ બહુ માયાળુ છે અને આતિથ્ય બહુ સારૂં કરે છે અમારી સાથે સાતેક જણા હતા તે સર્વને સારી રીતે જમાડયા અને દેશના રિવાજ પ્રમાણે અને પદ્ધતિ પ્રમાણે આજે પાચમે દિવસે ખાવાનુ મળ્યુ તેથી સર્વને ઘણો આનંદ થયો.

સ્ટીમર પર વખતસર પહોચવુ હતું જેથી પાછા ટેકસીમા બેસી ટેંક જોઇ બંદર પર ચાલ્યા એક હોટેલમા દૂર મરમેઇડસ (એક જાતની અર્ધ માછલીના અને અર્ધ મનુષ્યના શરીર વાળી માછલી) જોવા યોગ્ય છે એમ ગાઇડમાં હતું પણ તે દૂર હતી અને અમને વખત ઓછો હતો તેથી તે જોઇ શક્યા નહિ

અમે બરાબર વખતસર સ્ટીમરમા પહોચ્યા આ બાબતમાં ગફલતી કરવાથી અગાઉ કેટલાક ઉતારુઓ રહી ગયા હતા તેથી

અમને ખબર હતી. રહી જનારની દશા બારે બુરી થાય છે. એનો સર્વ સામાન અને પૈસા સ્ટીમરમાં હોય છે અને તેથી એટલી ગડબડ થાય છે કે એની કલ્પના પણ મૂંઝાવી નાખે તેવી છે. દરેક એડન આવનારે ઉતરવું હોય તો આ બાબતમાં ગફલતી કરવા જેવું નથી.

કેટલીક વખતે સ્ટીમર અહીં ઘણો વખત ખોટી થાય છે તે પણ ધ્યાનમાં રાખવું.

અમારી સ્ટીમર ૭-૨૦ રાત્રે ઉપડી અને અમે રાતા સમુદ્રમાં દાખલ થયા. થોડા વખતમા બંદર પરની બત્તીઓ અને પડખેની સ્ટીમરની બત્તીઓ દેખાતી બંધ થઈ.

રાતો સમુદ્ર ( રેડ સી ).

રાતા સમુદ્રમાં અમે એમ ધારતા હતા કે પાણી લાલ હશે પણ તેવું કાંઇ નથી. પાણી અરબી સમુદ્ર જેવુંજ છે. કહે છે કે એને તળીએ લાલરંગના પરવાળા હોય છે તેથી એનું નામ 'રાતો' સમુદ્ર કહેવાય છે. એમાં લાલ રંગની માછલીઓ ઘણી ઉડતી જોવામાં આવે છે તેથી પણ કદાચ એનું નામ 'રાતો' સમુદ્ર પડ્યું હોય. બે ફુટ લંબાઇના આવાં ઘણા માછલાં મે જોયાં. રાતા સમુદ્રમાં બાજુએથી પસાર થતી સ્ટીમરો અવાર નવાર દેખાયા કરે છે. થોડે દૂર સ્ટીમર હોય ત્યારે જોવાની મજા આવે છે. સ્ટીમર સામેથી આવે ત્યારે કઈ સ્ટીમરે કઇ બાજુ ચાલવુ અને બન્ને વચ્ચે કેટલો આતરો ઓછામા ઓછો રાખવો વિગેરે બાબતોના કાયદા હોય છે.

દરિયો તદન શાંત હતો. સ્ટીમર આગળ વધતી હતી. આજે નોટિસ હતી કે શનિવારે સાંજે ૭ વાગે 'પૉર્ટ સેદ' પહોંચશું.

સ્ટીમરમાં નિયમિનપણું ઘણું જળવાય છે. ખાવાના સર્વ સમયો બરાબર જળવાય છે. સ્ટીમર તરફથી બ્યુગલ વગાડી ત્રણ મુખ્ય જમણના વખતની રીતસર ખબર કરવામાં આવે છે અને આ ટાઇમમાં જરા પણ ફેરફાર થતો નથી. દરેક ઉતારૂ ખાવાના હોલમાં પોત પોતાની નંબરવાળી જગ્યાએ વખતસર બેસી જાય છે.

રમત ગમત માટે ઉતારૂઓમાંથી એક કમિટી નીમે છે. એની રમતો હાલ ચાલે છે. એની રેસો (શરતો) ભૂમધ્ય સમુદ્રમાં થશે એમ જાહેરાતથી બતાવ્યું છે. કમિટી ઉતારૂઓની જ બનેલી હોય છે. ઇનામ આપવાની રકમ ઉતારૂઓમાંથી લીસ્ટ કરીને લેવામાં આવે છે. રાતા સમુદ્રમાં પ્રથમ બાર ટેકરીઓ આવે છે તેને 'ટવેલ્વ એપોસલ્સ'ની ટેકરીઓ કહે છે. ક્રાઇસ્ટના એ મુખ્ય ચેલાઓ હતા, એને ટેકરીઓનાં નામ આપ્યાં છે. બાર ટેકરી હતી અને વિનોદ માટે એ નામ આપ્યું જણાય છે. એને 'એપોસલ' સાથે બીજો કોઇ સીધો સંબંધ હોય એમ જણાતું નથી. લાઇબ્રેરીની ચોપડીઓ માટે જે ટાઇમ નોટિસમાં લખ્યો હોય તે મિનિટે લાઇબ્રેરીવાળો બરાબર હાજર થાય છે. નિયમિતતા શી ચીજ છે તે પાશ્ચાત્ય લોકો સારી રીતે સમજે છે, અને સમજીને તેનો અમલ કરે છે એમ સ્ટીમરમાં વારંવાર અનુભવ થાય છે.

**એડનથી સુએઝ.**

એડનથી સુએઝ સુધીમાં ખાસ નવીન કાંઈ આવ્યું નહિ. એક બાજુએ અવાર નવાર ડુંગરો દેખાયા કરતા હતા. આમાં જગ્યા નાની એટલે અવાર નવાર જતી આવતી સ્ટીમરો દેખાયા

કરતી હતી. સ્ટીમરોનો દેખાવ રાત્રે બહુ મઝાનો લાગે છે. કોઇ વાર સ્ટીમર એક બીજા સાથે રેસ (શરત) કરતી હોય એમ પણ લાગે છે. રાત્રે સ્ટીમર એક બીજાને દીવાની નિશાનીઓ (signals) કરીને વાતો કરે છે અને ખબરોની આપ લે કરે છે.

અમે કેપ્ટનની રજા મેળવી અમારી સ્ટીમરનો એન્જીન રૂમ અને સાંચાકામ જોવા ગયા. યંત્ર કળા કેટલી હદ સુધી જઈ શકે તેનો આ નમુનો હતો. ઉપરથી છ માળ નીચે સુધી બધી યંત્ર-સામગ્રીઓ ગોઠવી છે. અમારી સ્ટીમર તેલની હતી એટલે એમાં તેલ (Crude oil) બાળવાનુ હતુ, તેથી કોલસાની ચીણગારી પણ ઉડતી નહિ. એના બાઇલરો, પેડલો અને શેફ્ટ તથા બરફ કરવાના સંચા, વીજળી કામ વિગેરે એવુ યુક્તિથી ગોઠવ્યુ હતુ કે જોયા વગર એનો ખ્યાલ આવે નહિ.

અમારી સ્ટીમર ૧૬૬૦૦ ટનની હતી એટલે એ જ્યારે પૂરી ભરેલી હોય અને ચાલે ત્યારે એનાથી એટલા ટન પાણી હાલે. એને અંગ્રેજીમાં (displacemant) કહે છે. અમે તદન નીચેને માળે ગયા ત્યારે અમને કહ્યુ, "આપણે અત્યારે પાણીમાં ૧૬ ફીટ ઊંડા છીએ," મતલબ બહારના ભાગમા અમારી આસ-પાસ ઉપર ૧૬ ફીટ પાણી હતું. આ સ્ટીમરનું સાંચાકામ જોવા લાયક હતું પશ્ચિમના દેશો યંત્રકળામા કેટલા આગળ વધ્યા છે તેનો ખ્યાલ આપે તેવુ અમને લાગ્યુ.

રાતા સમુદ્રમાં એક દિવસ સહેજ તોફાન હતું. પણ તે માત્ર ચારેક કલાક ચાલ્યુ. સ્ટીમર ચાલતી હતી અને સહેજ રોલ થતી હતી પણ બારકસ જબરૂં એટલે કાંઇ અસર કોઇને થઇ જણાઇ નહિ.

હવે ચંદ્રનો ઉદય સાંજે થવા માંડયો છે તેથી ઉપરના ડેક પર રાત્રે બેસવાની વધારે મજા આવે છે.

સુએઝ (Suez)

રવિવારે (તા. ૧૬-૫-૨૬) સવારે ઉઠયા ત્યાં સુએઝ દેખાયું. ત્યાં સ્ટીમર અટકી. આજે ૭-૪૫ (સવારે) બંદર ઉપર આપણા મુલકને રીફોર્મેશનની બક્ષીસ કરી જનાર સર જ્યોર્જ લોઇડ સાહેબ 'વૉર મેમોરીયલ' ખુલ્લું મૂકવાના હતા. તે માટે અલવરના મહારાજા જે અમારી સાથે સ્ટીમરમાં હતા તે અને બીજા રજવાડાઓ બંદર પર જવાના હતા. તેઓ દેશી રાજવંશી પોશાકમાં લૉંચમાં બેસીને ગયા.

બંદર દૂરથી બહુ મજાનું લાગે છે. રસ્તાઓ અને મુકામો સુંદર દેખાય છે. બંદર અને શહેર વચ્ચે રેલવે ચાલતી દેખાય છે. બન્ને દૂર હોવાથી છૂટા દેખાય છે પણ સ્ટીમરમાંથી એના વિસ્તારનો પૂરતો ખ્યાલ આવે છે.

કોઇ પણ ઉતારુનો મત પૂછ્યા વગર અલવરના મહારાજા સર્વ પેસેંજરોના વતી ભાષણ કરવાના હતા. બંદર ઉપર એક મોટો ૪૦ ફીટ જેટલો ઊંચો કોલમ તૈયાર કરવામાં આવ્યો હતો તે સ્ટીમરમાંથી જોઇ શકાતો હતો. બંદર ઉપર બેન્ડ લશ્કર અને મોટું ટોળું જામ્યું હતું. અમે સ્ટીમરમાંથી ઉતર્યાં નહિ, પણ અમારી સ્ટીમર બંદરની એટલી નજીક ચાલી કે આખો દેખાવ સ્ટીમરમાં બેઠા બેઠા જોઈ શકયા.

સુએઝના બંદરમાં ઘણી સ્ટીમર પડી હતી પણ અમારી તો મેલ સ્ટીમર હતી એટલે અમે ત્યાં માત્ર અરધો કલાક ખોટી

થયા. પછી સ્ટીમર ઉપડી. સુએઝ કેનાલમા સ્ટીમર રજા મળે તેમ વારાફરતી દાખલ થાય છે.

એડનથી સુએઝ ૧૩૧૦ દરીઆઈ માઇલ થાય છે. બપોરના બાર સુધી નીચે પ્રમાણે ચાલ્યા.

| | |
|---|---|
| પાંચમે દિવસે | ૨૭૯ |
| છઠ્ઠે ,, | ૪૦૩ |
| સાતમે ,, | ૩૯૭ |
| આઠમે ,, | ૨૩૧ |
| | ૧૩૧૦ |

દરિયાઇ નોટ એટલે ૬૦૮૦ ફીટ=લગભગ સવા માઈલ જમીન પરના (જુઓ ઉપોદ્ઘાત પૃ. ૨૬)

હવે અમે સુએઝને નાકે આવ્યા. મનુષ્યકૃતિમાં આ એક અદ્‌ભુત કાર્ય ગણાય છે. એ સુએઝની કેનાલ રાતા સમુદ્રને અને ભૂમધ્ય સમુદ્રને જોડે છે. એની લંબાઇ ૮૭ માઇલની છે. એની સાધારણ પહોળાઈ ૧૦૦ ફીટ જેટલી દેખાય છે. એમા સ્ટીમર ચાલી જાય છે પણ ચાલ ઘણી ધીમી હોય છે અને બહુ સભાળ રાખીને સ્ટીમરને ચલાવવામાં આવે છે. વચ્ચે વચ્ચે કચરો સાફ કરનારી ડ્રેજરો જોવામા આવે છે. જતાં ડાબી બાજુ ઇજીપ્ટની હદ છે ત્યા બગલાઓ જોવામા આવે છે તે ચોકી માટે હોય છે. જમણી બાજુએ લશ્કરી ખાઇઓ અને કાંટા વાળા તારો (barbed wires) દેખાય છે તે છેલ્લા મહાવિગ્રહનાં અવશેષો છે અને આપણા દેશી લશ્કરને લાંબો વખત

રાખી સેપિન અધરા પણ માન વગરના કાર્યની સાક્ષી પૂરતાં હજુ પડયા રહ્યાં છે અમારી સ્ટીમર ધીમે ધીમે આગળ ચાલે છે.

સુએઝને પ્રવેશને નાકે ઉતરી જઇ ટ્રેનમાં આવવુ હોય તો તેમ પણ બની શકે તેવુ છે. ચાર કલાકે ટ્રેન કેરો (ઇજીપ્તની રાજધાની) પહોચે છે. ત્યાં જોવાનું જોઇ ખાઇ પી ચાર કલાકે પોર્ટસેડ આવી શકાય છે અને સ્ટીમરને વખતસર પકડી શકાય છે. અમારી તો આ પહેલી મુસાફરી હતી અને સુએઝની નહેર જોવાની અતિ જિજ્ઞાસા મને અને સાથીઓને હતી તેથી એ રીતે મુસાફરી કરવાનો અમે વિચાર રાખ્યો નહોતો.

સુએઝ કેનાલ કોઇક જગ્યાએ વધારે પહોળી થાય છે. એને દિવસે જોવામા મજા છે. રાત્રે સર્ચ લાઇટ મૂકવી પડે છે અને તે લાઇટ બરાબર કેનાલની પહોળાઇની હોય માર્ગદર્શક બને છે. વચ્ચે ફ્રાનસની લાઇટો સ્ટીમરે ક્યા આવવુ તે બતાવે છે સુએઝ કેનાલ રાત્રે પણ પસાર કરી જોવા જેવી છે. ઇજનેરી કળા અને સ્ટીમર ચલાવવાની નાવીક કળા કેટલી હદે પહોચ્યા છે તેનો એ જીવતો પુરાવો છે.

સુએઝ કેનાલમા દિવસે સ્ટીમર પસાર થાય ત્યારે જમણી બાજુ મજાનો દેખાવ લાગે છે અને ડાબી બાજુ રણ લાગે છે. એ કેનાલની પડખે રેલવે પણ ચાલતી જોવામા આવે છે. રાત્રે તદન જૂદાજ પ્રકારનું દૃશ્ય નજરે પડે છે દરેક સ્ટીમરને આગળના ભાગમા સર્ચ લાઇટ ચાલુ નાખવી પડે છે અને તેનો દેખાવ જોવા જેવો થાય છે વચ્ચે વચ્ચે પાણીના વેકળા ન આવતા હોય તો સ્ટીમરોને સામસામા ચાલવાનો રસ્તો છેજ નહિ આ આખી કેનાલ અનેક નજરે જોવા જેવી છે. બુદ્ધિ, ચાતુર્ય, ખંત, ધીરજ,

ચીવટ, કળા અને ધનસંપત્તિ શું કરી શકે છે, વિજ્ઞાન કેટલું વધ્યું છે તેનો એ ખ્યાલ આપે તેવી ચીજ છે અને ફ્રેન્ચ ઇજનેર એની યોજના કરી છતાં હાલ આખી અંગરેજના હાથમાં છે, તે રાજકારણની બાજીઓ કેવી ખેલાય છે તે સમજાવે છે.

પોર્ટસેડ.

પોર્ટસેડની કેનાલ બહુ સુંદર છે. એનો દેખાવ ઘણો આકર્ષક અને રમણીય છે. એના નાકા ઉપર આખી સુએઝ કેનાલ બાંધવાની કલ્પના કરનાર મોસ્યર લેપોઝ (?) નું બાવલું મૂકયુ છે. સેંકડો મોટી સ્ટીમરો ત્યાં બંદરમાં પડી હતી.

અમે રવિવારે રાત્રે આઠ વાગે પહોંચ્યા. આખા બદરમાં લાઈટ પુષ્કળ અને મજાની હતી. અમારી સ્ટીમરે લંગર નાખ્યું ત્યાં તો કેટલાએ મછવા ઉતરી આવ્યા. પોર્ટસેડ શહેર ઘણું લુચ્ચાઇથી ભરેલું છે, ત્યાં પૂર્વ અને પશ્ચિમની લુચ્ચાઇ પૂરતા પ્રમાણમાં છે, એમ અમે પ્રથમથી જાણતા હતા તેથી ઉતરતા પ્રથમ તો ખચાયા, પણ અમારામાંના લગભગ ત્રણસો ઉતારૂઓ ઉતરતા હતા તે જોઇ અમે પણ ઉતરવા લલચાયા. અમે પાચ મિત્રો સાથે હતા એટલે અમને કાંઈ ખાસ ચિંતા નહોતી. ડાબી બાજુના દાદરેથી નીચે ઉતર્યા. દર પેસેન્જરના દશ પેન્સ ફેરી (મછવા)ના આપવાના અને ફેરી ચલાવનારને ટીપ આપવાની જૂદી.

છેટું તો માત્ર ૫૦૦ વાર જેટલું હશે. પ્રમાણમાં મછવાનો સદર ભાવ વધારે લાગ્યો, પણ ટીકીટ છાપેલી મળતી હતી એટલે છેતરાયા એમ લાગ્યું નહિ. બોટમાંથી ઉતરતાં ખીસા તપાસી અમને બંદર ઉપર છોડયા. શહેર ઘણું રળીઆમણું છે. રસ્તાઓ

એકદમ સુંદર અને દુકાનો હારબંધ છે. પ્રત્યેક વ્હાઇટવે લેડલોને ભુલાવે તેવી છે. ઝવેરીઓ, કાપડના વેપારીઓ, કાર્ડના વેપારીઓ અને રેસ્ટોરાં બહુ છે અને દરેક પોતાનો સામાન સુંદર રીતે ગોઠવી વેચે છે.

અહીં ગાઇડ અને હોકર (છુટક સામાન વેચનાર)ની પીડા ઘણી છે. તમારી આસપાસ ફરી વળી તમને હેરાન કર્યા કરે અને ભાવ પાંચ શીલીંગ કહી એક શીલીંગે વેચે ખાસ તપાસ કર્યા વગર આવા ફેરીઆઓ પાસેથી કાંઇ લેવુ નહિ. ગાઇડની કશી જરૂર નથી. અમે કોઇ ગાઇડ લીધો નહોતો

સારા રેસ્ટોરામાં જઈ અમે ચા પીધી અને તે માટે એક એક શીલીંગ આપી ભાવ ઘણો વધારે પણ બીજા સર્વે તે ભાવ આપતા હતા એ અમે જોયુ.

અમે બીજી ઘણી દુકાનોમા માન જોયો. ચીજો ઉડીને આંખે લાગે તેવી પણ અમે કાંઇ ખરીદી કરી નહિ. કારણ કે ભાવ ઘણા આકરા લાગ્યા

પોર્ટસેડમા બીજુ કાંઇ જોવાનું હશે પણ રાતના વખતે શહેરમા વધારે ઉંડા જવુ નહિ એટલે બે કલાક ફરી અમે સ્ટીમર ઉપર પાછા ફર્યા

સ્ટીમરે ત્યાથી ઘણો માલ, ખોરાક અને ઉતારૂઓ લીધા અને સ્ટીમર રાત્રે એક વાગે ઉપડી એટલે એશીઆ ખંડ છોડી અમે યુરોપમા દાખલ થયા

**ભૂમધ્ય સમુદ્ર ( મેડીટરેનીઅન સી ).**

ભૂમધ્ય સમુદ્રમા આગળ વધતા જઇએ છીએ ચારે તરફ પાણી દેખાય છે.

તા. ૧૭ મીએ સવારે એકદમ ઠંડી પડવા લાગી. તપાસ કરતાં તાર વાંચ્યો કે ફ્રાન્સમાં બરફ ઘણો પડયો છે અને અમે કલ્પના કરી કે આ ઠંડી તે બરફના તોફાનનું પરિણામ હોવું જોઇએ. અમે ગરમ કપડાં પહેરવાં શરૂ કરી દીધાં હતાં. રેડ–સીમાં ગરમી ઘણી લાગે છે જ્યારે પોર્ટસેડ આવે એટલે ગરમ કપડાં પહેરવાં પડે છે. ત્યાર પછી હિંદુસ્તાનના ઉનાળાની ઋતુનાં કપડાં નકામા થાય છે.

સ્ટીમર તદ્દન શાંતિથી ચાલી જાય છે. બનાવનારની કળાના કારણે કે ગમે તેમ પણ અમારી આખી સ્ટીમરમા કોઇને દરિયો લાગ્યો નથી અને દરેક અનુભવી ઉતારૂ કહે છે કે આવી રીતે સુખે સમાધે મુસાફરી ભાગ્યેજ થાય છે. આ આર (R) ટાઇપની નવી સ્ટીમર છે અને આ તેની બીજી જ વખતની સફર છે. એનું સાચાકામ સારૂ છે અને એને એવી રીતે બનાવી છે કે અંદર બેઠા હોઇએ તો દરિયામાં છીએ એવું લાગેજ નહિ. સ્વચ્છતા નમુનેદાર છે, ખોરાક સારો આપે છે અને ગમે તેને પૂછીએ તો તુરત વિવેકસર જવાબ મળે છે.

તા. ૧૮ મીની રાત્રે ફેન્સી ડ્રેસ બોલ થયો. કોઇ સેલર બનીને આવ્યા, કોઇ આરબ, કોઇ પઠાણ, કોઈ નાયકા, કોઇ સારંગ, કોઇ તુર્કી, કોઇ અરેબી, કોઇ આંધળો ભીખ માગનારો, કોઈ આરબી સ્ત્રી, વિગેરે અનેક વેશો ધારણ કરી આવ્યા અને પછી ખૂબ નાચ્યા. એમા પોતાની વિચારશક્તિથી ડ્રેસને અંગે મૌલિક નવીનતા કરનાર કળાકારને એક ઇનામ આપવાનું હતું, એક ઘરેથી સારો વેશ તૈયાર કરી લાવનાર વેશ કરનારને ઇનામ હતું અને એક સ્ટીમર પર તૈયાર કરનારને હતું. આ ત્રણે પાછા

સ્ત્રીઓ માટે અને પુરૂષો માટે જૂદા જૂદા હતા. સ્ત્રીઓ આવા બોલમાં પુરૂષોના જેટલો જ રસ લે છે અને આખો વખત આનંદ કરે છે. બધા પેસેંજરોના વોટો લેખીત લેવાયા અને હવે પછી તેનું પરિણામ જાહેર કરવામાં આવશે એમ કહેવામાં આવ્યું.

સ્ટીમરમાં બપોરે દરરોજ ક્રીકેટ રમવામાં આવે છે. બે પાર્ટી થાય છે અને એના કાયદામાં જગ્યાને લઇને કેટલોક ફેરફાર હોય છે. એ જોવા માટે મોટી સખ્યામાં પેસેંજરો એકઠા થાય છે. એ સિવાય, ડેકટેનીસ, રીંગ્ઝ, બોર્ડસ વિગેરે નાની મોટી રમતો તો ચાલ્યાજ કરે છે અને સ્મોકીંગ રૂમમાં કેટલાક બ્રીજ, લ્યુડો, ડ્રાફ્ટ, ચેસ રમે છે. આખો વખત આનંદ કરવો એ સર્વનો ઉદ્દેશ હોય છે અને જેને જેમાં મજા આવે તે તે કરે છે. કેટલાક આખો વખત વાંચ્યા પણ કરે છે. દરેક સશક્ત માણસ ઘણું-ખરૂં ફરવાનું ચૂકતો નથી અને દરરોજ સવારે સાંજે દશ વીશ રાઉન્ડ ડેક ઉપર જરૂર મારે છે. સાધારણ રીતે અંગ્રેજો ઘણો વધારે ખોરાક ખાય છે એમ, જે મને લાગ્યું હતું તેમ તેઓ તે પચાવી પણ શકે છે અને તેનાં સાધનમાં આ અનેક પ્રકારની કસરતો અને મોજશોખ આનંદના પ્રસંગો જણાય છે. કોઇના મુખ પર ગ્લાનિ, થાક, ચિંતા કે ગડબડાટ તો જોવામાંજ આવતા નથી અને સ્ટીમરની મક્કમ પણ ઉંચી નીચી થયા વગરની ગતિ અને દરિયાની શાંતિ આ બાબતને સવિશેષ સહાય આપે છે.

અત્યાર સુધી દરરોજ છ છ પાનાના તારસમાચાર મળે છે. હડતાલ તો પૂરી થઇ ગઇ છે. હવે ફ્રાન્સમાં બરફનું તોફાન થાય છે તેની જરા ચિંતા કોઈ કોઇને રહે છે તેનું આગળ જોવાશે.

તા. ૧૯ મી સવારે સીસિલીનો કિનારો દેખાયો. સીસિલી

ડાબી બાજુએ રહે છે. જમણી બાજુએ ઇટાલી રહે છે. સુંદર ઘરો અને ડુંગર પરની ખેતીના દૃશ્યો દેખાય છે. સ્ટીમર આગળ વધતી જાય છે અને માર્સેલ્સ નજીક આવતું જાય છે.

પોર્ટસેડ પછી દરરોજ ઘડિયાળ ૨૦ મિનિટ પાછી કરવાની છે મુબઇથી એડન સુધીમા ૨ા કલાક, એડનથી પોર્ટસૈઇડ ૬૦ મીનિટ અને પોર્ટસેડથી માર્સેલ્સ ૮૦ મિનિટ પાછા હઠશુ અને હઠયા આવી રીતે ઘડિયાળ દરરોજ પાછી થાય છે. આવતી વખત ઘડિયાળ આગળ કરવાની હશે ત્યારે વધારે આનદ આવશે એમ લાગે છે. કારણ કે એ રીતે ઘર નજીક જલ્દી આવતુ જશે એમ અત્યારે કલ્પના થાય છે.

પોર્ટસેડ અને માર્સેલ્સ વચ્ચેનો આતરો ૧૫૦૦ નોટ છે સ્ટીમર ધીમે ધીમે આગળ વધે છે તા ૧૯ મીની બપોરે ઇટાલીનો કિનારો આવ્યો એક બાજુ ઇટાલી, બીજી બાજુ સીસિલીનો ટાપુ અને વચ્ચે સ્ટ્રેટ ઓફ મસીના એ ઘણી નાની છે એમા થઇને સ્ટીમર આડે અવળે રસ્તે ચાલવા લાગી અને આગળ વધી

ઇટાલીનો બન્ને બાજુનો કિનારો ઘણો સુંદર છે. એમા નાના નાના ગામો દેખાય છે બગલાઓ બાઇનોક્યુલરમાથી જોયા હોય તો બહુજ સુદર લાગે. આ બગલામા ઘણા માણસો હવા ખાવા આવે છે. કેટલાક વ્યાધિઓ—જેવા કે ગાઉટ (સંધીવા) મટી જાય એવા ઝરા પણ જ્વાળામુખીની નીચે છે બંગલાનો ઘાટ સુંદર દેખાય છે ડુગરા લીલા કુન્જર જેવા દેખાય છે અને ઉપર દ્રાક્ષની ખેતી મોટા પાયા ઉપર થાય છે. તેના ચાસો સ્ટીમરમાથી દેખી શકાય છે ઇટાલીનો આખો કિનારો પસાર થતા બે કલાક થાય છે પણ આખુ દૃશ્ય જોવુ ગમે તેવુ છે. કેટલાક

ઇટાલીઅન લાઇનમાં જાય તે પાછા અહીં આવી જોવા આવે છે. દરિયા કિનારે રેલવે છે તે આખા કિનારા પર ફેરવે છે સ્ટીમરમાં બેઠા બેઠા રેલવે પણ દેખાતી હતી આવી જગ્યા પર પણ મેઇ વાર આવવાનું થાય તે ઇચ્છવા જોગ છે એમ ઘણે વાળા ઘણાખરાને થતું હતું

આગળ ચાલતા એટના-જ્વાળામુખી દેખાણો. એ તદ્દન નાનો છે એમાથી સહેજ ધુમાડા દેખાતા હતા રાત્રે એનો દેખાવ જોવા જેવો થાય છે એમ જુના મુસાફરો કહેતા હતા

આજે સવારે કોર્સીકા અને સારડીનીઆ વચ્ચેથી પસાર થયા ખાસ જોવા જેવુ હતું નહિ ડુંગરો દેખાતા હતા

આવતી કાલે સવારે માર્સેલ્સ પહોચવાનું-ઉતરવાનું હોવાથી આજે સર્વે પોતપોતાનો સામાન પેક કરવામા રોકાઇ ગયા હતા.

સ્ટીમર ઘણી જાતની સગવડ કરી આપે છે માર્સેલ્સ ઉતર્યા વગર જેને સ્ટીમરમા લડન જવુ હોય તે લડન જઇ શકે છે તેનું ભાડું ઓછુ હોય છે પણ સાત દિવસ લડન પહોચતા થાય છે જેને સ્પેશીયલમા જવુ હોય તેને સ્ટીમર તરફથી સગવડ મળે છે પણ સ્પેશીયલનું ભાડુ આકરૂ પડે છે લડન સુધીના ફર્સ્ટ ક્લાસના સ્પેશીયલ ટ્રેનના ૮ પાઉન્ડ ભાડાના હોય છે એ સિવાય જેને પોતાની સગવડે જવુ હોય તે માર્સેલ્સ સુધીની ટીકીટ લે છે પણ તેની પાસે જે સામાન હોય તે તેણે સ્ટીમરમા લડન મોકલવો હોય તો સ્ટીમરવાળા મફત લઇ જાય છે અને લડનમા તેની ડીલિવરી મળે છે

ફ્રાન્સમા રેલવેવાળા સામાનનું નોર વધારે લે છે તેથી બીન જરૂરી સામાન સ્ટીમરવાળાને આપી દેવો વધારે અનુકૂળ થઇ

પડે છે. માત્ર તેના ફોર્મ ભરવાના અને કસ્ટમ્સ માટે સામાનની ચાવી આપી દેવી પડે છે.

આપણી સાથે જરૂરી સામાન રાખી લેવો

સ્ટીમરમા કેરીઓ લાવતી નહિ સ્ટીમરવાળા કેરી ડઝન એકે રૂપીઆ પાચ નોરના લે છે મે પોતા માટે તથા ભાવનગરના મહારાજા માટે ઘણી કેરીઓ લીધી તેથી બહુ અગવડ પડી, પણ છેવટે પર્સર સાથે સગવડ કરી કે જેટલી કેરી વાપરીએ તેનું કાઈ નહિ, બગડે તેનું પણ કાઇ નહિ, માત્ર સ્ટીમરમાથી નીચે ઉતારીએ તેના પૈસા ઉપરના દરે આપવા

સ્ટીમરમા ફર્સ્ટકલાસવાળા ૪॥ હન્ડ્રેડવેટ-એટલે મુબઇના ૧૮ મણ ભાર રાખી શકે છે અને સાધારણ રીતે તેથી વધારે ભાર ભાગેજ કોઇ ઉતારૂ પાસે હોય છે વધારે હોય તો નોર આપવુ પડે છે હવે માર્સેલ્સ ઉતરવાની ધમાલ વિગેરે કાલે થશે અને એક સરખી જીદગી બાર દિવસથી ચાલતી હતી તેનો છેડો આવશે.

અમને તો સ્ટીમરમા કોઇ પ્રકારની અગવડ પડી નહિ. દરિયો શાત રહ્યો અને સ્ટીમર તદ્દન નવી અને ચાલમા શાત તેથી બહુજ આનદ આવ્યો અને ઉલટુ આવતી કાલે આવી રીતે સગવડથી તૈયાર થયેલુ ઘર છોડવુ પડશે એ વિચારથી સહજ ગ્લાનિ પણ કેટલાકને થતી હતી પણુ વળી હવે ઘણું નવુ જેવા જાણવાનું મળશે એ વિચારથી આનદ પણ થતો હતો

આજે માર્સેલ્સની નજીક આવી ગયા હોવાથી સ્ટીમર મદગતિએ ચાલે છે, અને બધા અરસપરસ હળે મળે છે, ઠેકાણાઓ નોધી લે છે અને આવી ટુકી ઓળખાણ લબાવવાનો પ્રયત્ન કરે છે.

## ફ્રાન્સ.

**સ્ટીમરમાંથી યુરોપની ધરતી પર.**

તા ૨૧ મીએ સવારે ઉઠયા ત્યારે માર્સેલ્સના કિનારાઓ દેખાવા લાગ્યા. બંદર ઘણું જબરૂં અને સેંકડો સ્ટીમરો પડી હતી. કેટલીક નવી ગોદીઓ પણ બંધાતી હતી.

યુરોપીય પ્રજા પાસેથી ખાસ શીખવાનું તે તેઓની વ્યાપાર પદ્ધતિ છે. યુરોપીય પ્રજા વેપાર મોટા પાયા ઉપર કરી શકે છે તેનું કારણ તેઓ વેપાર ઉપર ઘણો વિચાર કરે છે અને જે જે ગુંચવણ ઊભી થાય તેનો નીકાલ કરે છે તેઓ અગવડ આવે ત્યારે ગુંચવણમાં પડી જતા નથી; અને ગભરાઇ જતા નથી પણ ગુંચવણમાંથી રસ્તો ન નીકળે ત્યાં સુધી તેની પાછળ મંડયા રહે છે. એમા ગમે તેટલો ભોગ આપવો પડે તેની પણ દરકાર નથી કરતા. વ્યાપાર હાથ કરવાનું મુખ્ય સાધન સ્ટીમરનો વ્યવહાર પોતાના હાથમાં રાખવાનું છે. જાપાનીઝ, ફ્રેન્ચ, જર્મન, અંગ્રેજ અને અમેરિકન પ્રજા વચ્ચે સ્ટીમર વ્યવહાર સબંધમા મોટી હરીફાઇ ચાલે છે અને તેઓ સ્ટીમરને વ્યાપારનું અગત્યનું અંગ વ્યાજબી રીતે ગણે છે.

સ્ટીમરમાથી ઉતરવાની ધમાલ શરૂ થઈ. રાત્રે નોટિસ મૂકી હતી કે જેમને ઉતરી જવું હોય તેમને નાસ્તો (બ્રેકફાસ્ટ) સવારે છ વાગેથી આપવામાં આવશે.

યુરોપમા કામ કરનારને 'ટીપ' આપવાનો રિવાજ વિચારવા –સમજવા જેવો છે. (જુઓ ઉપો. પૃ. ૨૩) દરેક કામ કરનાર કાઇ કાઇ ટીપ મળશે એ હિસાબ ગણીને જ નોકરી લે છે. સ્ટીમરમાથી ઉતરતી વખત પણ આપણા કામ કરનારને ટીપ આપવાની હોય છે. કેબીન સ્ટુઅર્ડને ફર્સ્ટક્લાસવાળા સાધારણ રીતે એક પાઉન્ડ આપે છે, ડાઇનીંગ હોલના ટેબલ સ્ટુઅર્ડને દશ શીલીંગ, ટોપાઝ (*Topaz*–બાથરૂમ–સ્ટુઅર્ડને) ને પાચ શીલીંગ, ડેક સ્ટુઅર્ડને પાચ શીલીંગ અને હેડ સ્ટુઅર્ડને બે શીલીંગ અપાય છે. સહેજ ઓછી આપે તો પણ ચાલે. આ સિવાય પરચુરણ 'ટીપ' આપવી પડે છે.

સેકન્ડ ક્લાસના ઉતારુઓ ઓછી 'ટીપ' આપે છે.

સ્ટીમર ઉપર 'ન્યુમેરો' પી. ઓ કપનીની નિશાન (બેજ) સાથે આવે છે. એકનો નબર જોઇ લેવો અને તેને સામાન આપી દેવો આપણો સામાન બેગેજ રૂમમા હોય તો તે લેઇ આવે.

પી. ઓ કપનીની મેલ સ્ટીમર સવારે માર્સેલ્સ પહોચે છે અને પારીસની રેલવે રાતે ઘણીખરી મળે છે તેથી આખા દિવસનો માર્સેલ્સ જોવામા ઉપયોગ કરાય છે. એને માટે સગવડ ઘણી છે. આપણો સામાન થોમસ કુકના અથવા ગ્રીનનેના એજન્ટને સોપી દેવો. તેની રસીદ લેવાની જરૂર નથી. પણ કેટલા દાગીના છે તે તેને નોધાવી દેવુ આપણી સાથે સામાન રાખવાનો હોય તે તેને બતાવી દેવો અને લગેજ કરવાનો સામાન હોય તે જૂદો પાડી આપવો.

સ્ટીમર આવે છે ત્યારે ધમાધમ ઘણી હોય છે, પણ આપણે શાંતિ રાખવી. કોઇની કોઇ ચીજ ખોવાની નથી, પોતાના

દાગીના કેટલા છે તે બરાબર લક્ષમાં રાખવું, સાવધ રહેવું, ગફલતીમાં પડવું નહિ.

અહીં કસ્ટમ્સની મોટી અગવડ છે. દરેક સામાન ફ્રાન્સના કસ્ટમ્સવાળા જુએ છે, તમાકુ સીગાર વિગેરે પર મોટી જગાત લેવાય છે અને આપણી ભાષા તે સમજતા નથી તેથી ઘણી અગવડ ઊભી થાય છે. થોમસ કુક કે કોઈ એજન્ટ હોય તો માલ બહાર કાઢવાનું કામ તેને સોંપવામાં સગવડ ઠીક પડે છે અને બાકી તો આખી દુનિયા પેટ લઈને બેઠી છે તેનું કામ વ્યવહારની રીતે ચાલે છે અને પ્રીન્સીપલ વાળા માણસોને પણ વખતની અગવડ અને માથાકુટ દૂર કરવા વ્યવહાર પગલાં ભરવાં પડે છે.

સામાનની ગોઠવણ એજન્ટને સોંપી કસ્ટમ્સ પસાર કરી ગાડી ભાડે કરવી ઠીક પડે છે. માર્સેલ્સમાં મોટર અને ઘોડાગાડી ઘણી મળે છે. ભાડુ પરઠી શકાય છે અને પરઠવું વધારે ઠીક છે.

માર્સેલ્સ.

અહીં સારી જગ્યા બતાવનારા ગાઇડો (ભોમીઆઓ) ઘણા મળે છે. આખા દિવસના ૩૦ ફ્રાંક લે છે. પારીસમા રહેનારા જાણીતા મિત્રો સાથે હતા એટલે ગાઇડની અમને જરૂર પડી નહિ.

અમે પ્રથમ બેન્કમાં જઈ પાઉન્ડના ફ્રાન્ક લીધા. બંદર પર વધારે ફ્રાન્ક લેવા નહિ, કારણ ત્યાં ભાવ ઓછો આવે છે. બેન્કમાંથી અમને પાઉન્ડના ૧૫૭ ફ્રાન્ક મળ્યા.

અહીં મોટરનો ભાવ કીલો (૧૧૦૦ વાર) ના એક ફ્રાન્ક એટલે આપણો સવા આનો ભાવ થાય છે. ટેકસીઓ બહુ સસ્તી પડે છે. સસ્તો ભાવ ચલણના અનુકૂળ ભાવને લઈને છે.

**નોટ્રેડામ.**

માર્સેલ્સમાં સર્વથી અગત્યનું સ્થળ નોટ્રેડામનું ચર્ચ છે. એ ટેકરી ઉપર આવેલું છે. અને ડબલ હાઇડ્રોલીક લીફ્ટથી ઉપર ચઢાય છે. લીફ્ટ એ યંત્રકળાનો નમુનો છે. સીધા ચઢાવી દે છે અને બહુ સુંદર દેખાવ આપે છે. પ્રથમ દૂરથી જોતાં તો ચિંતા થાય તેવી લીફ્ટ છે પણ બેઠા પછી મજા આવે છે. એને ફ્નીક્યુલર રેલ્વે કહી શકાય. ટીકીટ લઈ અંદર ગયા, અરધી મીનિટ થઇ ત્યાં પાણીના ખળખળાટ વચ્ચે લીફ્ટ ઉપડી અને અમે ઉપર સીધા ચાલ્યા. ચઢવાનું લગભગ ૩૦૦ ફીટ હશે પણ લીફ્ટ તૂટી હોય તો બાર વાગી જાય. એના ફોટાઓ જોવા લાયક છે.

નોટ્રેડામનું દેવળ ભવ્ય છે. ત્યાંથી આખા શહેરનો અને બંદરનો દેખાવ જોવા લાયક છે. ફ્રાન્સનું આ માર્સેલ્સનું બંદર ઘણું મોટું છે અને આખા શહેરનું દૃશ્ય ભવ્ય છે. એ દેવળમાં ચાર ટનનો મોટો ઘંટ છે. અંદર બે હજાર માણસ બેસે તેવડો સભામંડપ છે. અને ઉપર ચઢવાના ૧૫૪ પગથીઆ છે. એના શિખરે ચઢી જોતાં ચારે તરફનો દેખાવ અનુપમ લાગ્યો. માર્સેલ્સ આવનારે આ દેવળની જરૂર મુલાકાત લેવી.

માર્સેલ્સમાં લુવ્ર જેવી ગેલેરી છે પણ અમે ગયા ત્યારે તે બંધ હતી. તેનો બગિચો અને ફુવારો જોવા લાયક છે તે અમે જોયા.

પાશ્ચાત્ય દેશનું અમે જોયેલું આ પ્રથમ શહેર બહુ સુંદર રીતે બાંધેલું છે. એના રસ્તા ઘણા મજાના છે. તેમાં ઠેકાણે ઠેકાણે કાફે અને રેસ્ટોરાં છે. એના બંદરનો રસ્તો 'પ્રોમાનાડ' ના નામથી ઓળખાય છે. એના પર બે કલાક ગાડી કે ટેક્સીમાં ફરવાની મોજ ઘણી આવે છે.

સ્ટેશન ઉપર હોટેલ છે હોટેલોમા અને મઠ્ઠમા પેશાબ કરવાની અને મ્હોઢુ ધોવાની જગ્યા જરૂર હોય છે. જાહેર જ ગ્યાઓમાં આ સાર્વત્રિક છે

હોટેલમા એક કાફીનો પ્યાલો પી પછી બે કલાક સુધી ત્યા બેસી રહીએ તો વાંધો નહિ તમને કોઈ ચાલ્યા જવાનું કહે નહિ.

માર્સેલ્સમા હરવા ફરવાની તથા જોવાની ઘણી જગ્યા છે કુકની ટુર પણ થાય છે માર્સે સથી મોન્ટીકાર્લો અને નીમ પણ જઈ શકાય છે બે દિવસની ફુરસદ હોય તો જવા જેવુ છે, રમવા જેવુ નથી સાંભળ્યુ છે કે ત્યા જુગાર મોટા પાયા પર રમાય છે

માર્સે સમા 36 Rue St Ferrol મા A L' Elephant નામની હોટેલ છે ત્યા સર્વ દેશી રીતનો ખોરાક મળી શકે છે અને ઘી રીતસરની છે

'ફ્રાન્સની રેલવે' રેલવેમા ત્રણ વર્ગ છે રાતની મુસાફરી માટે રગ ભાડે મળે છે ઘ ટર નેશનલ કે વાગોની કાર મોંઘી પડે છે, ફર્સ્ટ કલાસમા બીજી કુશેત જાતની ગાડીઓ આવે છે તેમા આપણા સેકન્ડ કલાસ જેવો આખો અર્ધ ઉપરનો અથવા નીચેનો મળે છે, તેના પૈસા જુદા આપવા પડે છે પણ વાગોલી કરતા ઓછા આવો ખર્ચ ન કર્યો હોય તો આખી રાત બેસી રહેવુ પડે છે

માર્સેલ્સથી પેરિસ જતા રસ્તે એક સ્ટેશન સવારે આવ્યુ ત્યા પાલઘરના સ્ટેશને આપણે ઉતરી સેકડો માણસ એક સાથે ઊભા ઊભા ચા પીએ છે તેમ લોકો કોકો પીએ છે ફ્રાન્સમા ચા કરતા કાફી અને કોકો તથા ચોકલેટનો ઉપયોગ વધારે થાય છે.

ટ્રેનમાં નાનો સામાનજ સાથે રખાય છે. મોટો સામાન લગેજમાં મૂકવાનો હોય છે, જેની રસીદ તમને આપવામા આવે છે. થોમસ કુક કે બીજા એજન્ટો, આ બધુ કાર્ય તમને ૧૫ ફ્રાન્કમાં કરી આપે છે. આ ઉપરાંત કામ કરી આપનારને 'ટીપ' આપવાની તો જૂદીજ છે, એ દરેક વખતે ધ્યાનમાં રાખવું.

સવારે રસ્તો લીલોછમ દેખાય છે. ખેતરો તથા નદીઓનો પાર નથી. ઉન્હાળાને લઇને વનસ્પતિ ખીલી રહી છે. કેટલાએ માઇલ સુધી સીન નદીની બાજુમાં રેલવે ચાલે છે. દેખાવ મજાનો છે.

જેમ જેમ પેરિસ પાસે આવતું જાય છે તેમ તેમ સૌંદર્ય વધારે દેખાય છે. યુરોપીય પદ્ધતિના ઘરો વચ્ચે વચ્ચે દેખાય છે. રેલવે પૂર સપાટામાં આગળ વધતી જાય છે.

**પેરિસ.**

બીજે દિવસે સવારે સાડાનવ વાગે પેરિસ ઉતર્યા. ફ્રેન્ચમાં એનો સાચો ઉચ્ચાર 'પરિ' કે 'પારી' છે. કોઇ પેરિસ બોલતું નથી. દુનિયાનું આનંદસ્થાન અને ત્યાં ન ગયેલાને સ્વર્ગનાં સ્વપ્નાં સાંપડાવનાર આ વિશ્વવિખ્યાત શહેરની વિભૂતિ વિચારીએ.

પેરિસમાં હોટેલોનો પાર નથી. મોટી હોટેલ ક્રસેરીન અને રેજાઇનાના નામથી જાણીતી છે જેનો ભાવ આકરો છે. નાની હોટેલમાં રહેવાની સગવડ ઘણી છે.

પેરિસમાં રેસ્ટોરાં અને કાફે ઘણાં છે. જેવી જોઇએ તેવી ચીજો મળે છે. વેજીટેરીઅન ખોરાક લેવો હોય તેને ફ્રેન્ચ નામો જાણવાની જરૂર પડે છે, બાકી સમજ પડયા પછી કાંઇ વાંધો આવતો નથી. અત્યારે એક પાઉન્ડના લગભગ ૧૫૦–૬૦ ફ્રાન્ક

બધુ બંધ થઈ જાય છે માત્ર ખાવાની જગ્યા ખુલ્લી હોય છે અને પાછું ધમધોકાર કામ શરૂ થાય છે.

'બોઘ્રડી બુલોં'. શહેરને નાકે બુલોં નામનો બહુ મોટો રમ્નો છે. બુવાં (જંગલ) જોવા લાયક છે. એમાં ૨૦૦૦ એકર જમીન છે. ઘણા રસ્તાઓની બન્ને બાજુએ ઝાડોની એવી ઘટા ખીલી રહી છે કે બહુ આનંદ થાય. એવા બુવાંના રસ્તાઓ માઇલો સુધી છે. એવી વૃક્ષઘટામાં વચ્ચે વચ્ચે ખાવાપીવાની જગ્યાઓ આવે છે તેનાં નામો હોય છે. 'આરમો નવી' 'અરમીટાજ' વિગેરે. આ બુલોં જંગલમાં મંગળ જેવાં છે, પેરિસના લોકોનું રમવાનું અને રવિવારના આનંદનું સ્થાન છે. ખાવાની જગ્યા બહુ સુંદર હોય છે. કુદરતનું સૌંદર્ય કેમ વધારવું, દીવાઓ કેમ ગોઠવવા, ટેબલ ખુરશી ક્યાં મૂકવા, નાના પાણીના નાળા કે સરોવરનો લાભ કેવી રીતે લેવો એ દરેકમાં પેરિસવાળાની કળા જરૂર દેખાય છે. કુદરતને અનુકૂળ કૃત્રિમતા કરી બન્નેનું જબરૂ મિલન તેઓ કરે છે અને તે જોતાં ઘણી મજા આવે છે.

રસ્તાઓમા વચ્ચે વચ્ચે 'આઇલેન્ડો' આવે છે આર... કારાજ સામે જવું ફાવી શકે છે. આઇલેન્ડ અથવા 'આઇ... એટલે રસ્તા વચ્ચે કરેલ બેટ-પથ્થરની જગ્યા. તેના ઉપર ઊભા રહી શકાય છે. સામે જવામા આ ટાપુઓ બહુ ઉપયોગી છે.

અહીંના ઘરની નીચે 'કોન્સીઅર'–(Conscierge) ગૃહરક્ષપાળ હોય છે. તે ઘરનું રક્ષણ કરે છે. દિવસે પણ તે ધ્યાન રાખે છે કે કોણ આવજાવ કરે છે અને રાત્રે બહારથી ઘંટી વગાડતાં પોતાની રૂમમાં બેઠા બેઠાજ વીજળીના યંત્રથી

મળે છે, તેથી મુંબઈ કરતાં પેરિસ બધી રીતે સોઘું છે. ટેક્સીમાં લગભગ એક માઇલ ફરીએ ત્યારે દોઢ આનો થાય છે અને તે ઉપરાંત ઓટો બસ ઘણી અને જમીનની અંદરની રેલવેના ભાવ તો તદ્દન નામના છે.

પેરિસ શહેર આખા યુરોપનું આનંદસ્થાન છે. અહીં આનંદનાં સાધનો બહુ છે અને લોકો તેનો યથેચ્છ ઉપયોગ કરે છે.

'રસ્તા.' પેરિસ શહેરની બાંધણી અજબ છે. એ બાંધવામાં પ્લાનો એવા વાપર્યા છે કે એને એકવાર જોયા વગર એનો ખ્યાલ આવી શકે નહિ. આખું શહેર ઘણી સુંદર રીતે બંધાયું છે અને પ્લાન અને આર્ટ (કળા) એના દરેક રસ્તામાં, દરેક દીવામાં, દરેક મકાનમાં દેખાઈ આવે છે.

'ટ્રાફીક'. રસ્તાઓ ઘણા સુંદર, ઘણા લાંબા અને બહુ ચોખ્ખા છે. મોટરનો વ્યવહાર તો એટલો બધો છે કે એક રસ્તેથી સામે જવું હોયતો બહુ મુંઝવણ પડે અને પૂરતું ધ્યાન રાખ્યા વગર જાવી શકાયજ નહિ. અહીં મોટરો પૂરપાટ ચાલે છે પણ હાંકનારા એટલા કુશળ હોય છે કે ભાગ્યેજ અકસ્માત થાય છે. એના હાંકનારની કુશળતા એટલી છે કે નજરે જોનારને તો દરેક પળે અકસ્માતનો ભય રહે છે પણ એ બહુ બાહોશીથી હાથમાનું ચાક ફેરવી શકે છે.

હજારો, ટેક્સીઓ, મોટરો દોડે છે અને બસો પણ ઘણી મોટી હોય છે. પેરિસમાં બસને માથે બેસવાનું નથી.

'ટાઈમ.' અહીં ઓફીસનો ટાઇમ સવારના નવથી બાર અને બપોરે બેથી સાડા છ હોય છે. બારથી બે વાગે ત્યાં સુધી

બધું બંધ થઈ જાય છે માત્ર ખાવાની જગ્યા ખુલ્લી હોય છે અને પાછું ધમધોકાર કામ શરૂ થાય છે.

'બોઇડી બુવોં'. શહેરને નાકે બુવોં નામનો બહુ મોટો રસ્તો છે. બુવાં (જંગલ) જોવા લાયક છે. એમાં ૨૦૦૦ એકર જમીન છે. ઘણા રસ્તાઓની બન્ને બાજુએ ઝાડોની એવી ઘટા ખીલી રહી છે કે બહુ આનંદ થાય. એવા બુવાંના રસ્તાઓ માઇલો સુધી છે. એવી વૃક્ષઘટામાં વચ્ચે વચ્ચે ખાવાપીવાની જગ્યાઓ આવે છે તેનાં નામો હોય છે. 'આરમો નવી' 'અરમીટાજ' વિગેરે. આ ખુલાં જંગલમાં મંગળ જેવાં છે, પેરિસના લોકોનું રમવાનું અને રવિવારના આનંદનું સ્થાન છે. ખાવાની જગ્યા બહુ સુંદર હોય છે. કુદરતનું સૌંદર્ય કેમ વધારવું, દીવાઓ કેમ ગોઠવવા, ટેબલ ખુરશી ક્યાં મૂકવા, નાના પાણીના નાળા કે સરોવરનો લાભ કેવી રીતે લેવો એ દરેકમાં પેરિસવાળાની કળા જરૂર દેખાય છે. કુદરતને અનુકૂળ કૃત્રિમતા કરી બન્નેનું જબરૂ મિલન તેઓ કરે છે અને તે જોતાં ઘણી મજા આવે છે.

રસ્તાઓમાં વચ્ચે વચ્ચે 'આઇલેન્ડો' આવે છે અને તે દ્વારાજ સામે જવું ફાવી શકે છે. આઇલેન્ડ અથવા 'આઈલિ' એટલે રસ્તા વચ્ચે કરેલ બેટ-પથ્થરની જગ્યા. તેના ઉપર ઊભા રહી શકાય છે. સામે જવામા આ ટાપુઓ બહુ ઉપયોગી છે.

અહીંના ઘરની નીચે '**કોન્સીઅર**'–(Conscierge) ગૃહરક્ષપાળ હોય છે. તે ઘરનું રક્ષણ કરે છે. દિવસે પણ તે ધ્યાન રાખે છે કે કોણ આવજાવ કરે છે અને રાત્રે બહારથી ઘંટડી વગાડતાં પોતાની રૂમમાં બેઠા બેઠાજ વીજળીના યંત્રથી

ગૃહકાર ઉઘાડી શકે છે. એને નામ તુરત આપવું જોઇએ. અજાણ્યા માણસને રાત્રે એ ઘરમાં આવવા દેતો નથી અને અંદરના માણસને બહાર જવું હોયતો 'પારડોં' કહી સાથે પોતાનું નામ આપવું પડે છે. સદર શબ્દનો ઉપયોગ ન આવડે અથવા તેનું જ્ઞાન ન હોયનો મી. મરઝબાનના હાલ હોટેલમાં થયા હતા તેવાજ થાય તેમાં નવાઈ નથી. (મોદીખાનાથી માર્સેલમાં એનું બહુ મજાકભરી ભાષામાં વર્ણન આપ્યું છે.)

'ઘરો'. સાધારણ રીતે ચારથી પાંચ માળનાં હોય છે અને તે બહુ સગવડવાળાં હોય છે. દરેકની અંદર બાથરૂમો, ડ્રોઇંગરૂમો અને સુવાના રૂમો હોય છે. મોટાં ઘરોમાં ફરનીચર બહુ મજાનું હોય છે. અહીં ઠંડી ઘણી એટલે બારણા ઘણુંખરૂં બેવડાં હોય છે. બારણું ઉઘાડું મૂકી હવા ખાઇ શકાતીજ નથી. ઉઘાડાં બારણાંનો ડ્રાફટ તો લેવાયજ નહિ અને લે તો શરદી કે ન્યુમોનીઆ થતાં વાર લાગે નહિ. દરેક સુવાના અને બેસવાના રૂમમાં ગરમી માટે ગોખ (fireplace) હોય છે તેનો ઉપયોગ શિયાળામાં થાય છે.

'ઋતુ'. વરસાદ તો ઉન્હાળામાં અવારનવાર થયાજ કરે છે એટલે બહાર નીકળતી વખતે ઓવરકોટની જરૂર ખરી. છત્રી ઓછી વપરાય છે કારણકે અહીં મારમારનો વરસાદ આવતો નથી.

'પેરિસનાં કાફે'. પેરિસમાં છુટા છવાયા બાગો ઘણા છે. નાના છોકરાઓ માટે કેટલાક બાગ ખાસ અલગ કાઢેલા છે. ઘરમાં ખુલ્લી હવા લઈ શકાય નહિ એટલે અવાર નવાર દરેકને બહાર નીકળવું જ પડે છે. અહીં એક નવીન રિવાજ જોવામાં આવ્યો. ઉન્હાળામાં કાફેની બહાર પગથી ઉપર

બધા ખુરશી નાંખી બેસે છે અને ચા કાફી પીએ છે. ચા કાફી લઈ બે કલાક બેસી રહે તો કાફેવાળો ના કહે નહિ. કાફી ઘણી સસ્તી હોય છે. આપણા ગામડામાં ચોરે બેસે છે તેના જેવો એ દેખાવ લાગે છે. લંડનમાં એમ રાહદારીના રસ્તાપર બેમવાનો રિવાજ નથી. કોન્ટીનન્ટ ઉપર એવો રિવાજ અન્યત્ર પણ છે. પેરિસના મોજીલા લોકોને નકામી ધુંચો બહુ રહેતી નથી. એ તો સ્વતંત્રતાપ્રિય દેશ છે અને બીજાના હકને વાધો ન આવે તે રીતે તમે તમારી સ્વતંત્રતાનો પૂરનો ઉપયોગ કરો તેમાં કોઈ વાધો લેતુ નથી. સુંદર કાફેની બહાર ખુરશી મૂકી બેઠેલા હારબંધ લોકોનો દેખાવ બહુ નૂતન લાગે છે.

સાધારણ રીતે કાફેમાં કાફી પીવાનો ભાવ દોઢ ફ્રાન્ક હોય છે. અત્યારને હિસાબે ફ્રાન્કનો ભાવ સવા આનો થતા જાય એટલે બહુ સસ્તું પડે છે અને મોજીનીને ત્યાં આઠ આના પડે તેટલી વસ્તુ બે આનાથી ઓછી કિંમતમાં અને બહુ સ્વચ્છતાથી અહીં લેવાય છે. કેટલાક કાફેમાં અરધા ફ્રાન્કે પણ કાફી ચા મળે છે. ઊભા ઊભા કાફી પીનારને ઓછું આપવું પડે છે. મોટા રસ્તાઓ ઉપર આવેલા ભવ્ય કાફેવાળા ચાર ફ્રાન્ક સુધી કાફીનો ચાર્જ લે છે.

રેસ્ટોરાંમાં તૈયાર ખાવાનું મળે છે અને ભાવ તો અત્યારે એટલા ઓછા છે કે મુંબઈથી અરધી કિંમતે અહીં રહી શકાય છે.

'**ગેલેરી લાફાયેત**'. આલાંફ્રાન્સે નામના ભવ્ય મહેલો છે. એમાં નાનીથી મોટી સર્વ ચીજો મળે છે. છ છ માળના ચાર મોટા મકાનો છે. દરેકમાં ૩૨–૩૨ લીફ્ટો છે. જે વસ્તુ જોઈએ તે ખાતામાં જવું. વસ્તુપર કિંમત લખેલી હોય છે. છેતરવાની વૃત્તિ નથી અને છેતરાવાનો ભય નથી. અહીંના

લોકોમાં અપ્રમાણિકપણું બહુ નથી. બલ્કે કોઇ અપ્રમાણિક થઈ શકતું નથી એમ કહીએ તો અતિશયોક્તિ ન ગણાય. વ્યવહાર બહુ ચોકખો રાખે છે અને પ્રકૃતિમાં ઘણા મીલનસાર છે. ગેલેરી લાફ્રેયેતમાં વેચનાર સ્ત્રીઓ છે. તેઓની સખ્યા ૭ હજારની છે. તેમના છોકરાંઓને અડચણ ન પડે તેટલા સારૂ ત્યાં નર્સરી પણ સાથેજ હોય છે. ત્યાં આયાઓ દેખરેખ રાખે છે અને તેમની મા અવારનવાર ખબર કાઢી જાય છે. પાણી પેશાબની સગવડ કરવામાં પણ શિથિલ આપણા મીલ-માલેકો જેઓ કામ કરનારની દશાનો જરા પણ વિચાર કરતા નથી, તેમણે આ ખાસ ધડો લેવા લાયક બાબત છે. આવું ગંજાવર-ખાતું છતાં કોઈ પણ વસ્તુ જોઇએ તો તેનો તુરત પત્તો મળે અને ચોરી જરા પણ ન થાય એ સ્થિતિ આ દેશની વ્યવસ્થાશક્તિ કેટલી ઉત્તમ હશે તેનો સારો ખ્યાલ આપે છે. આવડું મોટું ખાતું છતાં જ્યાં ૭ વાગ્યા કે બધા બંધ કરવાની તૈયારી કરે છે અને સાડા ૭ વાગે ત્યાં તો કુલ ખાતું હિસાબ નક્કી કરી બંધ થઇ જાય છે.

આવા મોટા ખાતાની બહાર વળી કેટલાક તેવાજ માણસો Occasion ઓકાંસીઓ નામના વેચાણ કરે છે જે કેટલીક વસ્તુને અરધે ભાવે વેચે છે. આવી વસ્તુઓ બહુ સસ્તી મળે છે. અનેક ગંજીફરાક કોલર પેન્સીલ ટાઈ–એવી એવી ચીજો ઘણી સસ્તી બહાર મળે છે. એ વેચાણુ માલનો નીકાસ કરવા માટે ઊભું કરેલ હોય છે.

આ સ્ટોર કાઢનાર માણસ ગરીબ હતો. ચાર ફ્રાન્કથી દુકાન માંડી તેને આ સ્થિતિએ લઈ આવ્યો. અત્યારે એનું બીલ્ડીંગ કરોડોનું ગણાય છે અને માલ પણ કરોડોનો રાખે છે. એના ખરીદ કર-

નાર ખાતાવાળા, માલ બને છે ત્યાં જઈ ખરીદે છે અને દરેક માલ પર પોતાનીજ છાપ મરાવે છે. આથી વચ્ચે એજન્ટોનો કે કોઈનો ખરચ કે કોઈનું કમીશન ચઢતું નથી. મોટા પાયાપર વેપાર કેમ થઇ શકે તેનો અજબ ખ્યાલ આપે તેવું આ ખાતું છે.

'વ્યાપાર પદ્ધતિ'. દરેક દુકાનદાર પોતાનો માલ કાચની બારી-ઓમાં બહુ સારી રીતે ગોઠવીને બતાવે છે. દુકાનમાં શું મળે છે તે બહારથી જ જાણી શકાય છે. માલ ગોઠવવામાં પણ 'કળા'નો ઉપયોગ દેખાય છે. પેરિસની બધી બાબતમાં 'આર્ટ'ને સ્થાન છે અને આર્ટનો ઉપયોગ વેપારમાં કેવી સારી રીતે થઈ શકે છે તે ખાસ શીખવા જેવું છે.

'સભ્યતા અને વ્યવસ્થા'. વેચનારાઓની નમ્રતાનું તો પૂછવું જ શું? અરધો કલાક માલ જોઇ કાંઇ ખરીદી ન કરીએ તો જરા પણ મ્હોં બગાડે નહિ અને 'મેસ્સી' થેંક્યુ તો દરેક નાની મોટી બાબતમાં આનંદ ઉપજાવે છે. જરા ભૂલ થાય કે પગ અડી જાય તો 'પારદો'–માફી માગવાનું કામ પણ એવુંજ જબરૂં છે. લોકોની નમ્રતા ઘણી દેખાય છે અને ઉદ્યોગ પણ એટલોજ વિશાળ છે. આખું પેરિસ દોડતું દેખાય છે અને ગાડીની ધમાલ વચ્ચે થઈને નીકળતા નવા આવનારને તો ઘણી મુશ્કેલી લાગે છે. પણ અહીંના લોકો તો ભારે ટેવાયલા હોય છે. તેઓનાં પ્રત્યેક કાર્યમાં નિયંત્રણ (discipline) ખુબ દેખાય છે. ટ્રામમાં બેસવાનું હોય તો ધમાધમ નહિ, નંબરનો કાગળ લખેલો હોય છે તે પ્રત્યેક એક એક લઈ લે અને ટ્રામ આવે ત્યારે નંબર વાર ચઢી જાય. ટ્રામની રાહ જોવાની હોય તો હારબંધ નંબર વાર ઊભા રહે. રેસકોર્સ ઉપર પૈસા ભરવા હોય તો પોતાની

મેજે નબર વાર ઊભા રહે અને પૈસા આપી ટીકીટ લઇ ચાલતા થાય પૈસા એકમાથી લેવા હોય તો પણ હારબંધ ઊભા રહે ઉતાવળ દરેકને હોય પણ અગાઉ આવનારને કોણી ભરાવી આગળ જવાની વાતજ નહિ રેનવે સ્ટેશને ટીકીટ લેવામા પણ એમ જ અને નાટક કે જોવાની જાહેર જગ્યાએ પણ એમજ ત્યા પોલીસને ઊભો રાખવોજ પડતો નથી કારણ કે પ્રત્યેક માણસ પોતાની ફરજ અને બીજાના હક્ક સમજે છે આ જાતનું શિક્ષણ પેરિસના રહેવાશીઓને નાનપણથી જ મળે છે એમ મને કહેવામા આવ્યુ છે

'જોવાના સ્થાનો' પેરિસમા જોવાની વસ્તુઓના તો નામ લખવા પણ મુશ્કેલ છે પેરિસ શહેરની ગાઇડો ઘણી આવે છે, નકશા પણ તેટલાજ આપણે માટે 'ડેલીમેલ'ની ગાઇડબુક સારી છે 'થોમસકુક' વાળાની નાની ગાઇડબુક આવે છે તે મફત મળે છે

'કુકની જોવાની ગોઠવણ' જોવા જવા માટે થોમસ કુકવાળા Itinerary ગોઠવે છે દર સવારે નવ વાગે તેમની ઓફીસે જવુ ત્યાથી એક મોટી બસ ગાડી ચાલે છે એને 'સારાબેન્ક' કહે છે તેમા એક ગાઇડ (દર્શક-ભોમીઓ) હોય છે એ બધુ અગરેજીમા સમજાવે છે અને જોવાનુ હોય તે બતાવે છે એક દિવસમા અગત્યનુજ જોવુ હોય તો તેમ જોવાય છે બીજી ત્રણ દિવસની ફરવાની 'રખડપટ્ટી' ગોઠવેલ છે એ ઉપરાત વરસાઈ અને ફ્રેન્ટનબ્લો એક એક દિવસ જવાનુ છે લડાઇના ક્ષેત્રમા જવાનુ હોય તો ત્રણ દિવસ બીજા થાય છે થોમસકુકના ગાઇડ ઘણા હુશિયાર હોય છે ઇતિહાસ અને ભૂગોળનુ તેમનુ જ્ઞાન ઘણુ ઊંડુ હોય છે અને તે ભાષણ કરતો જાય છે અને મકાનો તેમજ

વસ્તુઓ વિગતવાર બતાવતો જાય છે. ગાડીમાં ૨૪ માણસ બેસે છે. બપોરે લગભગ એક વાગે પાછા અસલ જગ્યાએ લાવે છે અને વળી પાછી તેની સાથેની રખડપટ્ટી બપોરના બેથી સાંજના ૭ વાગ્યા સુધી ચાલે છે. આમાં પૈસાનો ખરચ ઓછો થાય છે અને જ્ઞાન ઘણું મળે છે.

થોમસકુક જેવી બીજી સેંકડો એજન્સીઓ પેરિસમાં આ કાર્ય કરે છે. ભાષા જૂદી જૂદી હોય છે. આપણે ખાસ ટેક્સી કરીએ તે કરતાં આમાં ખરચ ઘણો ઓછો આવે છે અને પૂરતી સગવડ જળવાય છે.

'ખોરાકાદિ.' ખાવાની બાબતમાં પેરિસમાં પૂરતી સગવડ છે. જ્યાં જઇએ ત્યાં જેવું જોઇએ તેવું ખાવાનું મળે છે. વેજીટેરીઅનને જરા પણ વાંધો આવતો નથી. ભાષા ન આવડે તેની અગવડ થોમસ કુકવાળો દૂર કરે છે અને આપણે વેજીટેરીઅન છીએ એટલું કહેવાથી ખાવાનું શુદ્ધ મળે છે. અહીં 'ક્રોંસા' નામની રોટલી આવે છે તે સારી હોય છે. બટર, ક્રીમ, શાકો અને ફ્રુટસ ઘણા ચોખ્ખા અને સસતા મળે છે અને પીવામાં કોફી, ચોકલેટ (કોકો) અને ચા જ્યાં જોઇએ ત્યાં પૂરતી સ્વચ્છતા સાથે મળે છે. અહીં તરસ લાગે ત્યારે ઓરેંજાડ (નારંગીનો રસ) પીવાનો પ્રચાર ઘણો છે, તેમજ ચોખ્ખા ખનીજનાં પાણી mineral waters વીટલનાં, વીચીનાં, એવીઆંનાં અને બીજાં બહુ ઓછે ભાવે મળે છે. ખાવાની અગવડ કાંઈ પડતી નથી.

અહીંના હવાપાણી સારાં હોવાથી ખાવાનું પચી જાય છે. અહીં પૌષ્ટિક ખોરાક વધારે ખાવાની જરૂર રહે છે, નહિ તો શરદી સામે ટકી ન શકાય અને ક્ષયરોગ લાગુ પડી જાય છે. બટર,

ક્રીમ અને દાળ તથા કઠોળ વધારે પ્રમાણમાં દરેક વેજીટેરીઅને લેવાની અહીં જરૂર પડે છે.

'એફીલ ટાવર'

આખી દુનિયામાંની એક અજાયબી છે. એની ઊંચાઈ ૯૮૪ ફીટ છે. એ અઢી એકર જમીન રોકે છે. સીન નદીને કાંઠે છે. એના ઉપર સ્ટીમ વોટર પ્રેશરથી ચાલતી લીફ્ટથી અને દાદરેથી ચઢી શકાય છે. બે માળ ગયા પછી ફરવામાં ભારે મજા આવે છે, આખું પેરિસ દેખાય છે અને પેરિસની રચના કેટલી મનોહર છે તેનો ખ્યાલ આવે છે. આખું શહેર પ્રથમથી ગોઠવીને (પ્લાન કરીને) ઘડયું હોય તેવું દેખાય છે. એના ઉપરથી મોટરો રમકડા જેવી દેખાય છે અને માણસો ગુલીવરની મુસાફરીમાં વર્ણવેલા લીલીપુટીઅન્સ જેવા નાના લાગે છે. ૮૦ માઈલ સુધી દૂર જોઈ શકાય છે. ત્યાં ઉપર ફોટોગ્રાફ પાડે છે અને દશ મીનિટમાં તૈયાર કરી આપે છે. આતો રમતના ફોટા, તુરત તૈયાર થાય. અમે અહીં તથા માર્સેલ્સના નોટ્રેડામમાં ફોટા પડાવ્યા.

ત્રીજે ચોથે માળે ફરીવાર લીફ્ટમાં બેસવાનું અને ચઢવાનું છે. લીફ્ટમાં એક સાથે ૬૦ માણસો બેસે, પણ જલ્દી વારો આવતો નથી. ત્યાં પણ લોકો નંબરવાર ગોઠવાઈ જાય છે, અથડાઅથડી કે ધક્કાધક્કી થતી નથી. ચોથા માળવાળી લીફ્ટ નીચે આવે ત્યારે બીજા માળવાળી ઉપર જાય. એક બીજાના ભારે સામસામી લીફ્ટ ચાલે છે. આ લીફ્ટ અને ઊંચાણ જોયું એટલે આશ્ચર્યનો પાર રહ્યો નહિ. બાજુમાં સીન નદી ચાલી જાય, સુરમ્ય બાંધણીવાળું શહેર, દૂર નોટ્રેડામનું દેવળ, પછી ખેતરો, આ સર્વ રચના જોવા યોગ્ય છે.

ઉપર ચાર માળ ચઢી આખું પેરિસ જોતાં મનુષ્યની કૃતિની અદ્ભૂતતા આશ્ચર્યમાં ગરકાવ કરે છે. આખો ટાવર લોઢાની પાટલી અને ખીલા ઉપર છે. એના ઇજનેરે પ્રથમથી ખીલા પણ ગણેલા તેટલાજ ઉપયોગમાં આવ્યા. ઇજનેરી કુશળતાનો આ નમુનો છે. એનો પ્લાન કરનાર ઇજનેર હમણા થોડા વર્ષ પરજ ગુજરી ગયો. ચોથા માળેથી પેરિસ તરફ નજર કરતાં મનુષ્યનું બુદ્ધિગૌરવ, એની કલ્પનાની ભવ્યતા, એના આશયોની મહત્તા, એનુ નાનાપણું વિગેરે અનેક ભાવો સ્ફુરે છે અને પેરિસની સુંદર રચના અને દૂરનો હરિયાળો પ્રદેશ આંખને ઠંડક આપે છે. ઉપર જવા માટે ૭ ફ્રાંક ફીના આપવા પડે છે. એના બાંધનારનું નામ ગુસ્ટાવ ઇફીલ (Eiffel) છે અને તેના નામથીજ તે હાલ ઓળખાય છે. એને બાંધવામાં પચાસ લાખ ફ્રાંકનો ખર્ચ થયો હતો.

એફીલ ટાવર જોતાં ત્રણ કલાક જાય છે. પેરિસ જાય તેણે એ જરૂર જોવા જેવો છે. આટલો મોટો ટાવર બીજો કોઇ જાણવામાં નથી.

**લુવ્ર**—પેરિસમાં સર્વથી વિશેષ અગત્યની ચીજ લુવ્ર (Louvre) છે. એમાં ઘણાં સુંદર પેઇન્ટીંગો એકઠાં કર્યા છે. સારામાં સારા ચિતારાની એ આનંદભૂમિ છે. એના લગભગ પ્રત્યેક ચિત્રમાં રસ છે, ભાવ છે, કવિતા છે. એ ચિત્રમાં સંગીત છે, એ જડમાં ચૈતન રેખાઓ છે. એ કલ્પનામાં કલ્પનાતીત છે. એ લુવ્રમાં ચિત્રો એટલાં છે કે એ જોવા માટે ૭ માસનો સમય પણ પૂરતો ન ગણાય. એ પ્રત્યેક ચિત્રને નંબર આપેલ છે અને વિગતવાર ગાઇડ બુકોમાં એ પ્રત્યેક ચિત્રની પછવાડેનો જીવતો ઇતિહાસ આપેલો છે. માલેટ, એંગેલાસ જેવા જગવિખ્યાત ચિતારાની પ્રખર

કલમથી ચિતરાયલા અને દુનિયામાં પ્રસિદ્ધિ પામેલા એ ચિત્રની ગેલેરીને જોતાં કોઇ પણ સહૃદયને દ્રાવ થયા વગર રહે તેમ નથી. એ દરેક ચિત્રને સુંદર રીતે ભીંતમાં ગોઠવેલ છે અને દરરોજ હજારો લોકો ફી આપી એ લુવની ભેટ લે છે. લુવની ગેલેરીમાં ચિત્રો ઉપરાંત ઘણી જાતનો સંગ્રહ છે. એમાં પુરાણી ચીજોનું મુઝીઅમ-સગ્રહસ્થાન છે. એમાં જગવિખ્યાત શિલ્પીઓના ચિત્રો છે. એમાં ચીની કામના ચિત્રોનો સંગ્રહ ( મોઝેઇક પીક્ચર્સ) છે. એ આખા પારિસનું નાક છે અને એનું બહુ જાળવણીથી રક્ષણ કરવામાં આવે છે. પરદેશથી આવનાર કોઇ પણ મુસાફર એ જોયા વગર રહેતો નથી, જુએ છે ત્યારે એને પ્રેમ થયા વગર રહેતો નથી અને જોવાનુ પૂરૂં થઇ શકે તેમ નથી એવી અસંતુષ્ટ લાગણી વગર એ પાછો ફરી શકતો નથી. મે ત્રણ કલાક ફરી ફરીને થોડો ભાગ જોયો. બાકીનો ભાગ જોવાની ઇચ્છા છે તે પાછા ફરતી વખત બર આવશે એવી ધારણા છે. મેં લુવનુ કાંઈ નથી જોયું એમ કહું તો ચાલે. એ જોવામા સાત દિવસથી ઓછો વખત તો ચાલેજ નહિ એટલી એની વિશાળતા, અગાધતા છે.

એ લુવ ત્રણ દિશાએ છે. સામે-વચ્ચે 'ટુલીએરી ગાર્ડન' (Tueleries) છે. એ પણ બગિચાનો એક નમુનો છે. એમાં ફરતાં આનંદ આવે તેમ છે. લુવમાં ૪૮ એકર જમીન રોકાય છે. એના છ વિભાગ છે (૧) ગ્રીક અને રોમની પુરાણી ચીજો, (૨) ચિત્ર કામ, પેન્ટીંગ્સ, (૩) પૂર્વ દેશની પુરાણી ચીજો, (૪) મધ્યકાળના અને ઉત્તર કાળનાં શિલ્પો, (૫) મધ્ય અને ઉત્તર કાળના કળાના નમુના અને (૬) ઇજીપ્તની પુરાણી ચીજો.

દરેક જોવાની ચીજ સાથે અથવા સામે, ખાવાની જગ્યા તો હોય જ છે અને મ્હોં ધોવાનાં તથા હાજતનાં સાધનો પણ હોયજ.

સાથે બાજુમાં મ્હોં ધોવાની બેસીન હોય અને ટુવાલ હોય. ત્યાંથી પાછા ફરતાં સાફ રાખનારને એકાદ ફ્રાન્ક આપવો પડે. વિલાયતમાં કોઈ મફત કામ કરતું નથી અને કોઇ મફત કરાવતું નથી. કામ કરનાર સમજે છે કે એની મહેનતનો બદલો વગર માંગ્યે જરૂર મળશે અને કામ કરાવનાર મફતમાં કામ કરાવી લેવામાં પાપ માને છે. કોઈ ટેકસી બોલાવી લાવે તો તેને પણ આપવું પડે અને કોઈ ગમે તે પ્રકારે તમારી સેવા કરે તો તેનો બદલો આપવાનો હોય છે.

ફ્રાન્સમાં સરકારની રજાથી આજારી અથવા બહુ વૃદ્ધ ભીક્ષા માંગી શકે છે, પણ તે કોઇ મોટા દેવળને નાકે ઉભા રહી માગે છે.

પારિસથી લગભગ ૪૦ માઈલ દૂર 'ફ્રોન્ટન બ્લો' નામનો મોટો શહેનશાહી મહેલ અને બગિચો છે. બગિચો ૫૨૦૦૦ એકરમાં છે, તેમાં વચ્ચે અસલના શહેનશાહોનો મહેલ છે. એ ૪૦ માઈલ મોટરમાં ફરવું એ પારિસની ખરી મોજ છે. બન્ને બાજુએ હરિયાળાં ખેતરો અને લીલાં ઝાડો, સુંદર રસ્તો, ધુળ કે કાંકરાનું નામ નહિ અને સપાટાબંધ મોટર ચાલી જાય. સાથે ગાઇડ હોય તે તમે સમજો તેવી ભાષામાં દરેક ગામ કે બીજી વસ્તુનું વર્ણન કરતો જાય.

**વીરપૂજા**—ફ્રાન્સ દેશ વીરપૂજક છે. એના મોટા કવિ, ચિતારા કે શીલ્પી જ્યાં જન્મ્યાં હોય, જ્યાં એ ઉછર્યા કે ફાલ્યા ફુલ્યા હોય તેની યાદ રાખે છે, ત્યાં તખ્તી મૂકે છે અને એ

સ્થાનને તીર્થભૂમિ જેવું પવિત્ર ગણે છે. અમે એક નાનું ગામ રસ્તે જોયુ. તે ચિત્રકાર મિલેટ (millette)નુ સ્થાન હતું. એક નાનું ઝુંપડું અને બાજુમા સ્ટુડીઓ, સામે સુંદર બગિચો, તેમાં આ પ્રખ્યાત ચિતારાએ જગજાહેર Angelis ચિતર્યો. અહીં બતાવે છે કે આ રૂમમાં તે સુતો, અહીં બેસતો. અહીં ગત થયો વિગેરે. આ સર્વ બાબત એક પ્રજાનો પોતાના આગેવાન કળાકાર તરફ કેવો ભાવ છે તે બતાવે છે.

ફોન્ટન બ્લોના જંગલમાથી જે રસ્તા કાઢ્યા છે તેમા હદ કરી છે. મોટા ઝાડોની અંદર સુંદર રસ્તો અને તેમાં મોટર ચાલી જાય ત્યારે અજબ અસર થાય છે. રાજમહેલ આવે તે પહેલા ઘરો અને રેસ્ટોરા તથા હોટેલો આવે છે. સગવડ સારી છે. વનસ્પતિ આહાર મળી શકે છે.

ખુદ રાજમહેલમાં ૬૦૦૦ ઓરડાઓ છે. મુખ્ય ઓરડાઓ કોણે અને ક્યારે બંધાવ્યા તેની યાદિઓ છે. ફરનીચર અતિ સુંદર છે. એમા નેપોલીઅન પહેરતો હતો તે ટોપી, તેની તરવાર વિગેરે જાળવી રાખ્યા છે. દરેક રૂમની વિગત ગાઈડ આપી શકે છે. મહેલ બહુ જોવા લાયક છે, કેટલોક વિભાગ છસો વર્ષનો જૂનો છે.

આ ચાલીશ માઈલ જવા આવવાની મુસાફરીમા અને જોવામા એક આખો દિવસ જાય છે પણ તે જરૂર પસાર કરવા જેવો છે.

'આર્ક ડી ટ્રાયફ.'(Arc de Triomphe). શિલ્પશાસ્ત્રનો આ એક ઘણોજ નાદર નમુનો છે. નેપોલીઅનના હુકમથી એને બાંધવાનું કામ ઇ.સ ૧૮૦૬મા શરૂ કરવામા આવ્યુ હતું અને તે વખતે ઓસ્ટરલીટ્ઝમા જે મહાન ફતેહ ફ્રાન્સને મળી હતી તેની યાદગીરી રાખવા માટે તેને બાંધવાની શરૂઆત કરી હતી. વિજ-

યની કમાન તરીકે એ દુનિયામાં મોટામાં મોટી છે. (ઊંચાઈ ૧૪૮ ફીટ, પહોળાઇ ૧૪૭ અને ઉંડાણુ ૭૨ ફીટ) એની બાજુઓમાં મહાન નેપોલીઅનની લડાઇઓનાં દૃશ્યો છે. આ મોટી વિજયકમાન નીચે ઇ.સ. ૧૮૭૧માં જર્મનો આવેલા અને ઇ.સ. ૧૯૧૪માં કંઇ મીનિટે ત્યાં વિજયમાળા પહેરવી તેની બધી તૈયારી કૈસરે કરી રાખી હતી અને લીજ અને નામુરમા ગણુતરી ખોટી ન પડી હોત તો જરૂર તેમ કરત. એ ૧૮૭૧ ની નામોશી ૧૯૧૯ ના જુલાઇમાં મોટી કવાયદ (પેરેડ) કરાવી દૂર કરવામા આવી. ફ્રાન્સના 'અજાણ્યા સિપાઇને ત્યાં ૧૯૨૦ નવેંબરમાં લાવી દાટ્યો અને એ મોટી કમાન નીચે ચોવીશે કલાક ચાલે તેવી બળતી લાઇટ રહે છે. એ eternal flame or flame of remembrance ફ્રાન્સની વીરપૂજા છે. એની ઉપર દરરોજ સેંકડો તુરાઓ અને પુષ્પો ચઢે છે અને પરદેશથી આવનાર દરેક જણુ ફ્રાન્સની પ્રજાનો દેશ તરફ પ્રેમ–સ્વદેશાભિમાન કેવો છે તેનો અનુભવ કરે છે. લડાઇમા ભોગ આપનાર સર્વને એ દ્વારા માન અપાય છે અને ભવિષ્યની પ્રજાને એ લાક્ષણિક દૃષ્ટાન્ત પૂરૂં પાડનાર ભવ્ય સ્મારક બની રહ્યુ છે.

'બુર્સ' (Bourse) વ્યાપારનુ સ્થાન. સ્ટોક એકસચેન્જ. સુંદર મકાન છે. બપોરે બે કલાક ત્યા ગડબડ મુબઇના સ્ટોક એકસચેન્જ જેવીજ થાય છે. વેપાર પગથીઆ ઉપર થાય છે.

**જોવા યોગ્ય અન્ય સ્થળો.**

'મેડલીન ચર્ચ.' બહુ વિશાળ અને ખાસ જોવા લાયક છે. એ દેવળમા શાંતિ ઘણી દેખાય છે અને બેસવાની જગ્યાઓ અને આખી બાંધણી ખાસ જોવા લાયક,છે, આખું દેવળ પથ્થરનું

બાંધેલુ છે અને માથે કાચનુ છાપરૂં છે તેમાંથી પ્રકાશ સારો આવે છે. એની સ્ટાઇલ ગ્રીકો રોમન છે. પેરિસનું સર્વથી વધારે મોહક દેવળ આ ગણાય છે.

'નોટ્રેડામ કેથીડ્રલ.' ગોથીક સ્ટાઇલથી બાંધેલ આ ઘણું મોટું દેવળ છે અને બહુ દૂરથી દેખી શકાય તેટલું ઊંચું છે. મોટા લેટીન ક્રોસના આકારનું છે. લંબાઈ ૩૯૦ ફીટ, પહોળાઈ ૧૦૨ ફીટ. એ દેવળમા ઓરગન ઘણુ મોટું છે અને કોઇ વખત ત્યાં પ્રાર્થના ચાલતી હોય ત્યારે ખાસ સાંભળવા લાયક છે. એમાં પણ શાંતિ ઘણી રહે છે. એક વાત યાદ રાખવાની છે કે કોઇ પણ દેવળમાં દાખલ થતી વખત હેટ-ટોપી ઉતારવી પડે છે, તેને હાથમા રાખી અંદર ફરાય છે. એમાં લાસ્ટ જજમેન્ટનું ચિત્ર ખાસ જોવા લાયક છે. એના ડોમ (ઘુમટ) પાસે ઘણો મોટો ઘંટ છે.

'પ્લેસ ડી લા કોનકોર્ડ'. આ આખો ચતુષ્કોણ (ચોક) જોવા લાયક છે. એની અંદર દરેક દીવો પણ હિસાબગણીને કર્યો છે, કળાની દૃષ્ટિએ આના જેવો 'સ્કવેર' આખી દુનિયામાં નથી. ૧૭૬૩ માં આ ચકરમા લુઇરાજાનુ બાવલું વચ્ચે મૂકવામા આવ્યું હતું તે ખસેડીને તેના સ્થાનપર દેવી 'સ્વતન્ત્રતા' (Liberty) નું પૂતળું મૂકવામા આવ્યું છે. સ્વતન્ત્રતાનું દશ્ય ખરેખર જોવા લાયક છે. છેલ્લા રાજા સોળમા લુઇને અહીં ફાંસીએ ચઢાવવામાં આવ્યો હતો. એની આઠ બાજુએ ફ્રાંસના આઠ મુખ્ય શહેરને રજુ કરતા અજાયબી ઉત્પન્ન કરે તેવા આઠ પુતળા છે.

'મ્યુઝીયમ' કલની મ્યુઝીયમમાં ઝવેરાત જોવા જેવું છે, કેટલાંક ચિત્રો પણ સુંદર છે. ગેલેરીઆ મ્યુઝીઅમમાં કળાનું કામ

અને ખાસ કરીને ગાલીચાનું કામ ખાસ જોવા લાયક છે. નેશનલ લાઇબ્રેરીમાં છત્રીશ લાખ પુસ્તકો છે અને આખી દુનિયામાં તે સર્વથી મોટી લાઇબ્રેરી કહેવાય છે.

'ઓપેરાહાઉસ' સરકાર તરફથી ચાલે છે. એક વખત જરૂર જોવા લાયક છે. શહેરની વચ્ચે આવેલું છે. એ ત્રણ એકર જગ્યા રોકે છે. એને બાંધવામાં ૫૦ લાખ ફ્રાંક ખરચાયા છે અને દુનિયાની મોટી નાટકશાળા ગણાય છે.

'પેલે ડી જસ્ટીસ અને કોન્સ્યર્જરી'. ન્યાયમંદિર. પશ્ચિમે આવેલ છે. બહુ વિશાળ જગ્યા છે. સમય હોય તો એકવાર જોવા લાયક છે. તેની નીચે કોન્સ્યર્જરી છે, તેમાં કેદખાનું છે. એમાં ઘણા મોટા માણસોને અગાઉ કેદ કરવામાં આવેલા તેથી એ બહુ સુવિખ્યાત સ્થાન છે.

'પેન્થીઅન' (Pantheon). અગાઉ એ સેંટ જેનીવીવનું દેવળ હતું. અત્યારે અહીં મોટા માણસોને દાટવામાં આવે છે. એ બુલવાર્ડ સેંટ માઇકલની નજીક લક્ષેમબર્ગ ગાર્ડન્સ પાસે છે. ત્યાં હયુગો, વોલટેઇર વિગેરેને દાટેલા છે.

પેરિસથી પચ્ચીસ માઇલ દૂર 'વરસાઈલ'નો મહેલ છે. એ શહેનશાહોનું સ્થાન છે. ત્યાં છેલ્લા મહાવિગ્રહની સંધિના કોલકરારપર સહીઓ થઈ. ફ્રાન્સની પાર્લામેન્ટ ત્યાં બેસે છે. તેમાં ૧૫૦ એકર જમીનમાં જે બાગ છે અને તેમાં જે ફુવારાઓ છે તેની જોડ આખી દુનિયામાં જોવામાં આવે એમ નથી. સેકડો ફુવારા જૂદી જૂદી રીતે ઉડે છે અને તેમની કારિગિરી જોઈને આશ્ચર્ય થાય તેવું છે. બગિચો પણ ઘણો મજાનો છે અને આખો દેખાવ આંખને ઠંડક આપે તેવો છે. રાત્રીએ અંદરના ભાગના ફુવારામાંથી રંગીત

પાણી ઉડે છે એનો દેખાવ ઘણો જોવા લાયક છે. વરસાઇલ જવા પહેલાં તે દિવસે ફુવારા ઉડવાના છે તેની ખાતરી કરવી. દરરોજ ફુવારા ઉડતા નથી. બાજુમાં ચિત્રકામ પણ જોવાલાયક છે.

'ઈનવાલીડીસ અને નેપોલીઅન ટુંબ'. ઘવાયેલા અને ઘરડા લડવૈયાઓ માટે આ ગૃહની સ્થાપના ૧૪ મા લુઇરાજાએ કરી હતી. હાલતો તે શસ્ત્રાગાર તરીકે વપરાય છે. અનેક જાતના શસ્ત્રોનો સંગ્રહ સારો છે. ઉપરાંત દુશ્મનોના પડાવેલા વાવટાઓ કપડાં વિગેરેનો પણ ત્યાં જમાવ છે અને છેલ્લી મહાન લડાઈના એવાં સ્મરણો પણ ત્યાં રાખ્યાં છે. એની સાથેજ બાજુમાં નેપોલીઅન બોનાપાર્ટની કબર જરૂર જોવા લાયક છે. મરણ પછી ઓગણીસ વર્ષે એનાં કફનને ફ્રાન્સમાં પાછુ લાવી અહીં સ્થાપન કર્યું છે.

આ તો બહુજ મહત્ત્વની ચીજોનાં અને ખાસ આકર્ષક સ્થાનોનાં નામનો નિર્દેશ માત્ર કર્યો. એ સિવાય અનેક સ્થાનો જોવા લાયક છે. આખું પેરિસ આંખો ઉઘાડી રાખી નીહાળવા લાયક છે. પેરિસમાં જોવા લાયક અનેક દેવળો છે, અનેક બગિચા છે, બહુ મજાના સંગ્રહસ્થાનો છે અને દરેક સ્થાનને સારી રીતે રાખવામાં આવે છે. પેરિસનો મુખ્ય રેસકોર્સ શાં એલીસીની ઉપર લોગશાંપના નામથી જાણીતો છે, બહુ વિશાળ છે અને બુવોમાં થઇને ત્યાં જવાય છે. તે પણ એક વાર જોવા લાયક છે, રમવા લાયક નથી.

પેરિસમાં જતાં પેરિસનો એક સારો નકશો જરૂર લઇ લેવો અને પોતાનું ઠેકાણુ બરાબર જાણી લેવું. ભાષાની અગવડને અંગે ગોટાળો ન થઇ જાય તે માટે આ ખાસ જરૂરી છે.

'નાટક સીનેમા.'

ફ્રાન્સનાં નાટકોમાં ગીડદીનો પાર નથી. ખેલોમાં લગભગ તદ્દન નાગા થઇ નાચે છે. ત્યાંના લોકોની માન્યતા એવી છે કે એમાં કાંઇ વાંધો નથી. કળાની પણ એમાં નજર છે એમ તેઓ માને છે, એથી માણસ મજબુત વિચારનો થાય છે અને જેને ખરાબ થવું હોય તેને માટે તો ત્યાં રસ્તો ખુલ્લોજ છે. ફ્રાન્સના રહેવાશીઓ વર્તનમાં ઘણા સારા છે. કોઈ ખરાબ પણ હોય. નાટકો ઘણા થાય છે. સીનેમા સાથે પણ કંઈ રમતગમત અથવા જાદુના ખેલો, નાચરંગ હોય છે. પેરિસમાં એકાદ નાટક જોવું.

પેરિસ સંબંધી પ્રકીર્ણ.

પેરિસના લોકો અને ખાસ કરીને પેરિસની સ્ત્રીઓ વર્તનમાં ખરાબ નથી. પેરિસની કેટલીક ખરાબ વાતો સંભળાય છે તે પરદેશથી રળવા આવેલી સ્ત્રીઓને અંગે હોય છે. એ રસ્તે ઉતરી જાય તે બહુ હેરાન થાય છે. એ સ્વતંત્રતા પ્રિય દેશ સર્વ પ્રકારની રજા આપે છે. કહે છે કે આવા આકર્ષણથી બહુ પરદેશીઓ પેરિસ આવે છે અને તેથી રાજ્યને અને પ્રજાને મોટી આવક થાય છે. પરદેશ ફરવા કે અભ્યાસ કરવા જનારને આ સંબંધમાં ખાસ ચેતવણી આપવાની જરૂર છે.

પેરિસમાં ડૉ. બોસનું ભાષણ સાંભળ્યું. એમણે પોતે કરેલી શોધખોળોનો ચિત્રો સાથે પ્રયોગ બતાવ્યો. એમના અંગરેજી ભાષણને એક ફ્રેન્ચ પ્રોફેસર ફ્રેન્ચ ભાષામાં સમજાવતા જાય. એમણે વનસ્પતિના જીવનની વાત બહુ સારી રીતે રજુ કરી.

પેરિસમાં થોડે દૂર વેલોમ નામના ગામડામાં ડૉ. ગેરીનોટ રહે છે. એ ગામ લગભગ બાર માઇલ દૂર છે. ત્યાં સુંદર લાઇ-

ભેરીની વચ્ચે તે બેસે છે. એને પૈસાનો લોભ નથી. એ પચીશ વર્ષથી સત્ય શોધવાની દ્રષ્ટિએ જૈન ધર્મનો અભ્યાસ કરે છે. ફ્રેન્ચ ભાષામાં જૈનનું કાંઇ પુસ્તક નથી તે હાલ એક મોટું પુસ્તક છપાવે છે. એ પુસ્તકમાં શું લખ્યું છે તે તેમણે સમજાવ્યું. તેમની સાથે બે કલાક વાત કરી. બહુ આનંદ થયો. પરદેશમાં પરભાષામાં પણ આવા વિદ્વાનો અથાગ પરિશ્રમ કરી રહ્યા છે એ વિચારથી ઘણો આનંદ આવ્યો. પેરિસમાં ડૉ. સીલ્વન લેવી બહુ વિદ્વાન છે. મારે તેમનો પરિચય થયો.

ગાયકવાડ સરકાર સર સયાજીરાવ બહુ વિદ્વાન અને સમયજ્ઞ છે. તેમની સાથે એક કલાક બહુ સારી વાતો થઈ. જૈન ધર્મ પર તેમનો ખાસ અનુરાગ જોવામા આવ્યો. આવતી મુલાકાત વખતે તેમને જરૂર ચાર કલાક મળવાનુ તેમણે મારી પાસે વચન લીધુ.

પેરિસમા હલકા પ્રકારના નાચવાનાં ગૃહો ઘણાં છે. મદપાન અને વ્યભિચારના તે ધામ છે. એ ખાસ કરીને 'મોબેજ' ના રસ્તા પર આવ્યા છે. ત્યા લોકો લહેર કરવાજ આવે છે. એવા આવનારા ઘણા ખરા પરદેશી હોય છે

'સ્ત્રીઓ' પેરિસમા ઘણી આગળ વધી છે. લડાઇના વખત પછી સ્ત્રીઓની સ્થિતિ તદન બદલાઇ ગઈ છે. તેઓ પોતાનું સ્થાન હવે છોડે તેમ નથી. બે વર્ષ પહેલાં ચોટલા કાઢી નાખ્યા. અત્યારે દરેક ખાતામાં સ્ત્રીઓનું સ્થાન છે. વેચનાર અને કલાર્ક તરીકે તેઓનુ કાર્ય સારૂ ગણાય છે. તે નિયમસર કામ કરનારી અને ગૃહસસાર ચલાવનારી છે. પેરિસની સ્ત્રીઓનું વર્તન ઘણું વખણાય છે. 'ગેલેરી લાફાયત' જેમાં છ હજાર સ્ત્રીઓ કામ કરે

છે અને જ્યાં દરેક વસ્તુ મળે છે ત્યાં સ્ત્રીઓ માટે એક નર્સરી પણ છે, તેનું વર્ણન અગાઉ આવી ગયું છે.

પેરિસમાં મેટ્રો રેલવે છે જે જમીન નીચે ચાલે છે. આ રેલવે ટ્યુબ જેવી છે પણ કહે છે કે લંડનની ટ્યુબ આના કરતાં વધારે સારી છે.

પેરિસમાં જોવાની ચીજો ઘણી છે. જેટલી ફુરસદ હોય તેટલું જોઇ શકાય. મારે કેટલુંક જોવાનું બાકી રહ્યું છે, તે આવતી વખત જોવાશે.

હિંદુસ્થાનના આપણા ભાઇઓનો વ્યાપાર સારો છે. જૈનોની સંખ્યા અહીં સારી જોવામાં આવી. ઘણા ખરા સુખી છે, પરિચય કરવા લાયક છે અને આતિથ્યપ્રેમવાળા છે. સર્વ પોતપોતાની સગવડ પ્રમાણે રહે છે તેથી હોટેલમાં ઉતરવું અને આમંત્રણ થાય તેને ત્યાં જમવા જવું એજ પેરિસમાં યોગ્ય છે. આપણા દેશની માફક ગમે તે આવે તો તેને તળાઈ નાખી દઇએ તેમ એ દેશમાં હવા પાણીને લઇને બની શકતું નથી. રૂમો પ્રમાણુસર હોય છે તેથી બહારના માણસની સગવડ બની શકતી નથી અને તેવા પ્રકારનો ત્યાં રિવાજ પણ નથી.

પેરિસની વસ્તી અત્યારે ઓગણત્રીશ લાખની ગણાય છે. તેનો કિલ્લો તોડી નાખી તેનો વિસ્તાર વધારતાં વસ્તી સાઠ લાખની ગણાશે એમ લાગે છે. પેરિસની હવા સરેરાશ ૫૧ ડીગ્રીની ગણાય. શિયાળામાં ૩૯ (ફેરન) થાય છે, ઉન્હાળામાં ૬૫ ડીગ્રી થાય છે. પેરિસમાં ૨૭૧૬ શેરીઓ છે, ૮૮ બુલવાર્ડો છે અને થીએટરો તથા સીનેમાઓનો પાર નથી.

હોટેલો સેંકડો છે. ઊંચી જાતના (ડી લક્સ) હોટેલોમાં બહુ સગવડો હોય છે. એવી હોટેલના દરેક રૂમમાં ટેલીફોન, બાથ-રૂમ, ગરમ ઠંડું પાણી વિગેરે સગવડ હોય છે. મોસમમાં આટલી હોટેલ હોય છતાં પણ સગવડ મેળવવામાં મુસ્કેલી પડે છે, તેથી પ્રથમથી સગવડ કરી રાખવી–રખાવવી એ ડહાપણની વાત છે.

પેરિસમાં સંદેશો મોકલવાની એક બહુ સારી રીત જોઈ. લખેલો કાગળ આપણે માથે ન્યુમેટિક (Pneumatiques) એટલો શબ્દ લખી એક ફ્રાંક વધારે આપીએ તો તેને એક જાતની પાઈપ–નળીમાં તુરત મોકલી આપે એટલે તારથી પણ જલદી જાય, પણ તેનો વિસ્તાર પેરિસ અને આસપાસ પચીશેક માઈલ સુધીમાં છે. નળીમાં પત્ર નાખી અહીંથી પંપ કરે એટલે કાગળ આખો અંદર ચાલ્યો જાય છે અને જવાબના પૈસા ભર્યા હોય તો અરધા કલાકમાં જવાબ પણ લખાઇને હાથમાં આવી જાય છે.

પેરિસની મોસમ મે, જુન, જુલાઇ માસની ગણાય છે. તે વખતે પેરિસ એના પુર બહારમાં હોય છે. એ વખતે દૂર દેશના લોકો પણ મોટી સંખ્યામાં ત્યાં ઉતરી પડે છે અને એના સર્વથી વધારે આકર્ષક હોલો તથા રેસ્ટોરાંઓ ચાલુ થઈ જાય છે. એના અનેક સાંસારિક અને સામાજિક આનંદપ્રસંગો એ અરસામાં થાય છે અને સર્વને માથે લોંગચેપઉપર ગ્રાં પ્રી (Grand Prix) નો બનાવ આવે છે. તે મોટામાં મોટો પેરિસનો ઉત્સવ છે. એ પૂરો થતાં લોકો દરિયાની બાજુએ અને પર્વતના શિખરે ચાલ્યા જાય છે.

પેરિસમાં બહુ દબદબાથી રહેનારને દરરોજનો ખર્ચ ૨૫૦

ફ્રાંક આવે પણ અનુભવી મુસાફર ૮૫ ફ્રાંક દરરોજના ખરચે તો ઘણુંખરું જોઈ શકે અને આનંદથી રહી શકે. એથી ઓછા ખર્ચે પણ આવડત હોય તો રહી શકાય છે.

જવા આવવાનાં સાધનોમાં ટેકસી, મોટરબસ, અંડરગ્રાઉન્ડ (મેટ્રો) અને ટ્રામકાર્સ છે. ટેકસીવાળા દશ ટકા ટીપની આશા રાખે. ટ્રામ પ્રથમ અને બીજા દરજ્જાની એમ બે પ્રકારની છે. બસમાં કે ટ્રામમાં બેસવા માટે ઊભા રહેવાના સ્ટેશન પર નબર-ની ટીકીટ લટકાવેલી હોય છે તેમાંની એક લઈ લેવી એટલે નબર આવે ત્યારે બસ કે ટ્રામમાં બેસી શકાય. ટેકસીના ભાવ છાપેલા હોય છે. પ્રથમ ૪૦૦ મીટરના ( લગભગ ૪૫૦ વાર ) નો ૦ાા ફ્રાંક હોય છે, પછીના દર ૨૦૦ મીટરે ૨૦ સેન્ટીમ (ફ્રાંક) વધે. મેટ્રોના ભાવ ઘણા નામના હોય છેઃ ૪૫ સેંટીમ સેકન્ડ કલાસ અને ૭૫ સેન્ટીમ ફર્સ્ટ કલાસ. ગમે તેટલે દૂર જઈએ તો ભાવ એજ છે.

**પેરિસથી લંડન.**

તા. ૧લી જુને સવારે ૧૦ વાગે પેરિસ છોડયું. પેરિસથી લંડન આવવા માટે ટ્રેનમાં ફર્સ્ટ અને સેકન્ડ કલાસ હોય છે. મેં ફર્સ્ટ કલાસની ટીકીટ રિઝર્વ કરાવી હતી. રિઝર્વનું કાંઇ બેસતું નથી. જગ્યા હોય તો મળે. સામાન રજીસ્ટર કરાવવો સારો, કારણકે વચ્ચે બેવાર બદલવું પડે છે ત્યાં મજુરી ઘણી બેસે અથવા સામાન હાથે ઉચકવો પડે. વળી માલ બે વખત બતાવવાની અગવડ પણ ઓછી થાય.

'રસ્તો'. પેરિસથી લડનનો રસ્તો ઘણો રળીઆમણો છે. બન્ને બાજુએ ખેતરો લીલાકુંજાર છે. કોઈ પણ જગ્યા

ખાલી નથી અને કોઈ પણ સ્થળ પછી તે ઊંચુનીચું હોય તોપણ વાવણી વગર રહેવા દીધું નથી. ચારે તરફ આખ ઠરે તેવો દેખાવ છે. વરસાદ અવારનવાર અહીં થાય છે પણ આપણા દેશ જેવો ધોધમાર વરસાદ નહિ પુના જેવો સાધારણ વરસાદ પડયા કરે છે. માત્ર શરદી લાગે તેની સભાળ રાખી હરવા ફરવામા વાધો નથી અહી વરસાદને કારણે કામ ધધો જરા પણ અટકતો નથી. સર્વ કામ ચાલ્યા કરે છે અહીના લોકો કુદરતની અવકૃપા હોવા છતા એટલા ઉદ્યોગી છે કે વરસાદમા કે ઠડીમા તેઓ કામ કરતાજ માલૂમ પડે.

'કેલે'. ( Calais ) દરીઆ કાંઠે છે. ઠેઠ સ્ટીમર સુધી રેલવે જાય છે અહી પાસપોર્ટ તપાસવાની મોટી ધમાલ છે. દરેકને ઉતાવળ અને દરેકને પાસપોર્ટ બતાનવવાના પણ અહીના લોકો પોતાની ઉતાવળ સાથે બીજાના હક ઉપર આક્રમણ કરતા નથી. નિયમસર નબરવાર ચાલ્યા જાય છે, ઘણાખરા પોતાનો સામાન હાથે ઉચકી લે છે

**સ્ટીમર.** 'કેલે' ૧૧ વાગે પહોચ્યા અને સ્ટીમરમા બેઠા પછી સ્ટીમર ૨૧ વાગે ઉપડી સ્ટીમરમા બહુ પેસેન્જરો હતા સ્ટીમરમા બારેક કેબીન હોય છે અને ડેકપર ખુરશીઓ હોય છે. જે બેસી જાય તેની તે ખુરશી. બાકીના ફર્યા કરે સ્ટીમર નાની પણ માળ ચાર ઉપર અને તેની નીચે બેવડા ડેક તેની નીચે ખાવાપીવાનુ સલૂન અને તેની નીચે મ્હો ધોવાની જગ્યા સ્ટીમર નાની પણ સગવડ સારી માત્ર પોણો કલાક બેસવાનુ એટલે લોકો ફર્યા કરે, પણ આ સ્ટીમરમા વિચારીને ફરવાનું એટલે ફરતાં ટેકો દેવો પડે દરિયો આજે તોફાની નહોતો તોપણ

સ્ટીમર ' રોલ ' તો થયાજ કરે, એટલે વગર વિચાર્યે ચાલતાં અથડાઇ જવાય, કોઈને અથડાઇએ તો અંગ્રેજી રિવાજ પ્રમાણે માફી માગી લેવાની. સ્ટીમરમાં લોકો ખાય, ફરે, બીડી પીએ અને મોજ કરે, પણ ઉતરવાનો વખત થાય એટલે બધા જલ્દી ઉતરવાની ઉતાવળમાં.

આ વખતે તો દરિયો શાંત હતો. ઘણીવાર બહુ તોફાની હોય છે ત્યારે લોકોને આ ૧૭ માઇલની મુસાફરી આકરી પડી જાય છે

' **ડોવર** '. દરિયા કાંઠે છે. ઇગ્લીશ ચાનલ ત્યાં પૂરી થાય છે. ત્યા ઉતરી સામાન બતાવવો પડે છે. સામાન બતાવી નંબર કરે તે લઇ પાસપોર્ટ બતાવવો પડે. પછી રેલવેમાં બેસવાનુ. એ બધી જગ્યાએ સામાન ઉપાડી ફરવુ પડે તેથી સામાન 'રજીસ્ટર' કર્યો હોયતો સગવડ ઠીક પડે છે. આપણે જેને ' લગેજ ' કરવાનું કહીએ છીએ તેને અહીના લોકો ' રજીસ્ટર ' કહે છે. ટ્રેન લાંબી પણ સગવડવાળી. પુલમેનકાર લીધી હોય તો કાંઇ ખાસ વધારે સગવડ નહિ. ફર્સ્ટકલાસ બહુ સારા.

રસ્તો આખો સારો છે, પણ ફ્રાન્સ જેવો લીલો નહિ. ફ્રેન્ચ લોકો ખેડુત કહેવાય છે, અગરેજો વેપારી છે. ઇગ્લાડમાં લોઢું અને કોલસા થાય છે તેથી અહીંના લોકો પણ લોઢા જેવા મજબૂત હોય છે. આપણા તો એ રાજા રહ્યા એટલે આપણે એને બરાબર સમજવા જોઇએ. અંગરેજ ટ્રેનમા સાથે બેઠો હોય તો તે વાત નહિ કરે, વાચ્યા કરશે કે ઉંઘશે, પણ નકામા ટાયલામા વખત કદિ કાઢશે નહિ. એ લોકોની ખાસીઅત અનુભવતો અને રસ્તો જોતો આગળ ચાલ્યો.

ઈંગ્લાંડનાં ઘરો પ્રથમ દર્શને તદ્દન જુદાંજ પ્રકારનાં દેખાય છે. દરેક ઘરમાંથી ચીમની (ધૂમાડિયાં) બહાર નીકળે છે અને ઘરો દૂરથી ઝાંખા દેખાય છે. બરફને લઈને કાળાં પડી જાય છે. ચાલતી ટ્રેને દેખાતાં ગામો સ્વચ્છ દેખાય છે અને બાકીના રસ્તા પર લીલોતરી આછી દેખાય છે. ડોવરથી ઉપડેલી ટ્રેન વચ્ચે કોઇ સ્ટેશને ઉભી રહેતી નથી એટલે કોઇ સ્ટેશન જોઇ શકાતું નથી. ડોવરથી લંડન પહોંચતાં ૨ા કલાક લગભગ થાય છે.

સાંજે પા વાગે લંડનના 'વીકટોરીઆ સ્ટેશને' પહોંચ્યો. સ્ટેશન વિશાળ છે. રજીસ્ટર કરેલા સામાનને નંબરવાર ગોઠવે છે અને પછી ડીલીવરી આપે છે. મુંબાઈ જેવી જરા પણ ગડબડ થતી નથી, પણ સામાન લેવા માટે પોણો કલાક ઊભું રહેવું પડે છે. વળી કસ્ટમ્સવાળાને રજીસ્ટર કરેલો સામાન બતાવવો પડે છે. કેટલીકવાર ઉઘાડીને પેટીઓ જુએ છે. રેશમ, સીગાર અને એવી વસ્તુઓપર જગાત લે છે.

ટેકસી કરી મારી ઉતરવાની જગ્યાપર આવ્યો ત્યારે સાંજના સાત વાગ્યા. લંડનમાં ઘણું જોવાનું છે પણ આજે તો મુસાફરીનો થાક લાગ્યો હતો તેથી ઇંડીઅન હોટેલ (ક્વીન્સબરી ટેરેસમાં) ગુજરાતી ઢબનું ખાણું અંગરેજી રીતે ખાઇ સુઇ ગયો. રાતના નવ વાગ્યા પછી સૂર્ય અસ્ત થયો.



## લંડન.

'ઉતારો.' લંડનમાં હોટેલોનો પાર નથી. પ્રથમથી કરેલી સગવડ મુજબ મીસીસ નાઇટના હાઇડ પાર્કની બાજુમાં આવેલા (૨૪ ક્વીન્સબરો ટેરેસમાં) 'ઇન્ડીઅન હોટેલ'માં ઉતર્યો. આ હોટેલ સાધારણ છે પણ ત્યાં લગભગ બધા ગુજરાતીઓ રહે છે એટલે નવા આવનારને સગવડ ઘણી પડે છે અને ખોરાક લગભગ ગુજરાતી ઢબનો રાંધવામાં આવે છે અને પોતે વેજીટેરીઅન છે એટલે આપણને સગવડ સારી છે. એનું વર્તન પણ રીતસરનું છે.

તપાસ કરતાં જણાયું કે 'હાઇજીઆ હાઉસ' (વીન્ડસર સ્ટ્રીટમાં) છે ત્યાં પણ વેજીટેરીઅન ખોરાક મળે છે તે સંબંધી આગળ લખવાનું થશે. આ સિવાય ચોખ્ખું વેજીટેરીઅન હાઉસ લંડનમાં મળવું મુશ્કેલ પડે છે. હું તો જરા અગવડ ભોગવીને પણ એ હોટેલમાં રહ્યો. લંડનમાં આવીને મારે પ્રથમ તો મારા સોલિસીટરને મળવું હતું તેને મળ્યો. અચોક્કસ દિવસ સુધી લંડનમાં રહેવું પડશે એટલું નક્કી થયું. બાકી ધંધાની ઘણી વાત થઈ તે સર્વને ઉપયોગી નહિ લાગે.

'થોમસકુક.' બાર્કલી સ્ટ્રીટમાં થોમસકુકની ઓફીસમાં ગયો. તેમણે લંડનમાં એ નવી ઓફીસ બંધાવી છે. પોતાનું મકાન છે. ગંજાવર ઓફીસ છે. ત્યાં તેમની હેડઓફિસ હાલ છે. યુરોપ, એશીઆ તેમજ અમેરિકાના પ્રવાસની બધી ખબર એ લોકો ત્યાં આપે છે અને ટીકિટો પણ આપે છે, ટાઇમટેબલ કરી આપી

મુસાફરી ગોઠવી આપે છે અને હોટલો પણ ગોઠવી આપે છે. અજાણ્યા મુસાફરને મોટી સગવડ છે. મારે તો ત્યાં ખાતું ખોલવાનું હતું તે કામ પ્રથમ દિવસે (તા. ૨–૬–૨૬) કર્યું.

'ડરબી.' આજે ડરબીનો જાણીતો દિવસ હતો. ડરબીની શરત જુન માસના પહેલા બુધવારે રમાય છે. ત્રણ વર્ષની વયના ઘોડા તેમાં દોડે છે. તેની ઉપર કરોડોનો જુગાર રમાય છે અને કયો ઘોડો પહેલો આવશે તેની ચર્ચા છાપાઓમાં અને લોકોમાં પંદર દિવસથી ચાલે છે. એમાં એક ઘોડો બેવાર રમી શકતો નથી. ૧૯૨૪ ના કોઈ પણ દિવસે જન્મેલા ઘોડા ત્રણ વર્ષના આ વર્ષની રમત માટે ગણાય છે અને તેથી એકજવાર દરેક ઘોડાને આ શરતમાં ઉતરવાનો સંભવ છે. તે દિવસે લગભગ ૨૦ લાખ માણસ ડાઉન્સ–એપ્સમમાં જાય છે; કઇક ધૂતારા પણ ત્યાં આવે છે. આ વર્ષે સવારથી વરસાદ સખ્ત હતો અને ઊભા રહેવાની જગ્યા મળે તેમ નહોતું.

આખો દિવસ ખૂબ વર્ષાદ પડયો. ઠંડી ઘણી, હું કેટલીક જગ્યાએ બપોરે ફરી આવ્યો. પણ અજાણ્યો હોવાથી આજે તો ટેકસીની મદદ લેવી પડી. પેરિસની સોંઘી ટેકસી પાસે લંડનની ટેકસી બહુ મોંઘી લાગી.

'વ્યવહાર.' લંડનના રસ્તા પેરિસના જેવા સુંદર ન લાગ્યા. અહીં જૂના મકાનો પણ ઘણાં છે. બાંધણી સારી તો ખરી પણ સામાન્ય રીતે પારિસ આગળ ટકી શકે નહિ.

લંડન શહેરમાં ટેકસી ઘણી છે, ટ્રામ મધ્ય શહેરમાં બીલકુલ નહિ. લંડનની વસ્તી ૭૨ લાખની એટલે ટ્રામ રસ્તો રોકે તે બોજો નહિ, તેથી ત્યાં બસ ઘણી છે. ઘણી સગવડવાળી

અને વારંવાર મળે, તેનાથી વ્યવહાર ચાલે છે. તેના રસ્તાના નંબરો અને નકશા આવે છે. ટ્રામ લંડનની બહાર પરામાં માઇલો સુધી જાય છે. તે પણ વીજળીથી ચાલે છે.

ટેકસી અને બસ ઉપરાંત વ્યવહારનું ત્રીજું સાધન જમીનની નીચેની રેલવે છે. એમાં કેટલીક મેટ્રો રેલવે છે તે બહુ ઊંડી નથી હોતી પણ જમીન નીચે તો ખરી. ટ્યુબ ૮૦ થી ૧૫૦ ફીટ ઊંડી હોય છે. એમાં નીચે ઉતરવા માટે લીફ્ટ હોય છે તે લગભગ ૭૫ માણસોને લઈ નીચે ઉતરે છે. હાલમાં ઘણી જગ્યાએ Escalators એસ્કેલેટર્સ કર્યા છે તે ખરેખર અજબ ચીજ છે. આખા ચાલતા દાદરા. એના ઉપર ઊભા રહીએ એટલે જરા આગળ ચાલી પગથીઆં બની જાય અને આપણે ઊભા ઊભા ઠેઠ નીચે ઉતરી જઇએ. બાજુમાં ચઢવાનો દાદરો હોય છે. આ એસ્કેલેટર અને ટ્યુબ રેલવે એ લંડનની ઘણી નવાઇની ચીજોમાંની એક ગણાય છે. ઘોડાગાડી નથી, પણ બસ ટેકસી અને અંડરગ્રાઉન્ડથી ઘણો વ્યવહાર ચાલે છે. કોઈ પણ અંડરગ્રાઉન્ડ સ્ટેશને ગયા પછી ૧૦૦ સેકન્ડથી વધારે ખોટી થવું પડતું નથી એટલે બે મીનિટની અંદર બીજી ગાડી જરૂર મળે જ. એ ગાડીઓ પણ ઘણી સુંદર હોય છે. તેની ફી ૧ થી ૩ પેન્સ હોય છે. બેઠકો એવી રીતે ગોઠવેલી હોય છે કે એક બેઠક પર એકજ બેસે. વધારે ભીડ થાય તો ઊભા રહેવાના ચામડા ટાંગેલા હોય છે તે ઝાલી ઊભા રહેવું. સ્ટેશનપર લોકો તૈયાર ઊભેલા હોય છે. ગાડી ઊભી રહે ત્યારે જ બારણું ઉઘડે છે. ઉતરનારા ઉતરી જાય અને બેસનારા બેસી જાય તે કામ ૧૫–૨૦ સેકન્ડમાં પતી જાય છે અને ગાડી ચાલે છે. આવડા વ્યવહારને ગોઠવવા માટે સ્ટેશનપર એક પણ રેલવેનો માણસ

હોતો નથી, માત્ર ડબા વચ્ચે બારણું ઉઘાડનાર હોય છે. ટીકિટ તો ઉપરના ભાગમા વેચાય છે.

અંડરગ્રાઉન્ડની પાચ લાઇનો છે મેટ્રોપોલીટન, સેન્ટ્રલ લંડન રેલવે, ડીસ્ટ્રીક્ટ રેલવે અને ગ્રેટ નોરધર્ન અને સીટિ સેક્શન. જંકશન સ્ટેશનોપર ઉતરી ગાડી બદલી શકાય છે ક્યા જવુ અને ક્યાથી બહાર નીકળવુ તેના માર્ગદર્શક બોર્ડ હોય છે અને લોકો તે સમજી તેનો ઉપયોગ કરે છે મેટ્રોમાથી ટ્યુબમાં જવાનું હોય તો એસ્કેલેટરમા ઉતરવુ પડે છે આ રેલવે ખરેખર જોવા લાયક છે. એનો વહીવટ એટલો લાબો પણ ચોક્કસ છે કે એનું વર્ણન લખવુ મુશ્કેલ છે. સ્ટેશનો ઉપર તોળવાના સચા, ચોકલેટ સીગારેટ વિગેરેના સચા (સ્લોટ), પણ કાઇ મફત નહિ અને કોઇ હાજર પણ નહિ. અદર અરધી પેની કે પેની નાખો એટલે માન મળે અથવા તોલ થઈ જાય અને માન ખલાસ થઇ ગયો હોય તો નાખેલ સીકો પાછો આવે દરેક સ્ટેશને સ્ટેશનના નામના બોર્ડ હોય છે અડર ગ્રાઉન્ડ તથા બસના નકશા મફત મળે છે તે પાસે રાખવાથી આવી ગાડીમા મુસાફરી સોંઘી અને જલ્દી થઈ શકે છે.

બપોરે પીકાડીની સરકસ જોયુ એ લંડનનો મધ્યભાગ છે અને વ્યાપારનુ મોટુ સ્થળ છે ત્યા ચાર મોટા રસ્તા એકઠા થાય છે અને ધમાલ આખો દિવસ ઘણી હોય છે.

*રેસ્ટોરા—લંડનમાં લાયન અને એ બી સી ના રેસ્ટોરા સેંકડો છે, ત્યા લોકો બપોરે લચ અને ચા લે છે અહીં કામ ધંધો ૯ અને ૯–૩૦ સવારે શરૂ થાય છે બપોરે ૧ થી ૨ લંચનો ટાઇમ સર્વત્ર હોય છે. આવા મોટા રેસ્ટોરાંમા હજારો

માણસ એક માથે ખાય છે. આપણે વેજીટેરીઅન ખોરાક જોઇએ તો બરાબર મળી શકે છે. આટલા દિવસમાં વસ્તુનાં નામોથી અમે વાકેફગાર થઇ ગયા હતા એટલે જરા પણ અગવડ વગર લાયન કોરનર હાઉસમાં લંચ લીધું. ત્યાં સેંકડો ખાનારા હતા. ત્યાં વાજું (બેન્ડ) વાગતું હોય છે. કોઇપણ ખાનાર પૈસા આપ્યા વગર જતો નથી. ત્યાં 'ટીપ' આપવી નહિ એવો ઉલ્લેખ છે અને તે સારૂ તેઓ દશ ટકા વધારે ચાર્જ કરે છે.

'ઈન્સ' (Inns)

પછી હું લીન્કનઇનિ જોવા ગયો. અહીં બેરિસ્ટર થવા માટે ચાર ઈનિ છેઃ લીન્કન્સ ઇન, ગ્રેઝ ઈનિ, ઇનર ટેમ્પલ અને મીડલ ટેંપલ. ચારે લંડનમાં જ છે અને બાજુ બાજુમાં છે. ભાષણો વિગેરે એકજ જગ્યાએ અપાય છે અને તેની તથા પરીક્ષાની ગોઠવણ એક સેન્ટ્રલ બોર્ડ કરે છે. બાકી ચારે ઇનમાં ડીનર થાય છે તેમાંથી દરેક ટર્મમાં છમાં જરૂર હાજરી આપવી જોઇએ. ડીનરની ફી સાથેજ લઇ લેવામાં આવે છે. બેરિસ્ટર થવા આવનાર એલ એલ બી ન હોય તો બાર ટર્મ રાખવા પડે છે. એલ એલ. બી. ને ચાર અથવા છ ટર્મ મળે છે. પણ સર્વેએ એક બેરિસ્ટરના ચેમ્બરમાં છ માસ વાચ્યું છે એવું સર્ટીફીકેટ લેવું પડે છે. બારિસ્ટરની તે માટેની ફી ૫૦-૧૦૦ પાઉન્ડ છે. ઇનની ફી કુલ ૧૧૦ પાઉન્ડ થાય છે. રહેવાનો ખર્ચ હોટેલને હિસાબે અને પોકેટ ખર્ચ થઈ દર માસે ૨૦ પાઉન્ડ ઘણા થયા. આ હિસાબ ખાસ ઉપયોગી છે. ભવિષ્યમા કોઇને મોકલતી વખત ધ્યાનમાં રાખવા યોગ્ય છે.

મીડલટેંપલ ચાન્સરી લેનને છેડે છે. એની લાઇબ્રેરી ઘણી

ગંજાવર છે. શે લાઇબ્રેરીમા સર્વથી એ મોટામાં મોટી છે. એમા વચ્ચે અરકીનનું બાવલુ છે. બહારના ભાગમાં બારિસ્ટરના ચેબરો છે. તે ઘણુાજ નાના હોય છે.

વરસાદ આજે ઘણો હતો તેથી મારે છત્રી ખરીદવી પડી અને હિંદુસ્થાનમાં કહેવામાં આવ્યુ હતુ કે વિલાયતમા કોઇ છત્રીજ રાખતું નથી અને અહીં તો દરેકને રાખતા જોયા એટલે હું વિચારમા પડી ગયો. તપાસ કરતા ખબર પડી કે ગઈ સાલમા પ્રીન્સ ઑફ વેલ્સ જે ઈગ્લાંડના ડારલીંગ કહેવાય છે તેમને કોઇએ છત્રી ભેટ આપી તે તેમણે રાખી એટલે એકદમ આખી પ્રજા-સ્ત્રી અને પુરૂષો છત્રી રાખવા મંડી ગયા. એક રિવાજ કેવો નીકળે છે અને કેવો ફરી જાય છે તે ખરેખર જાણવા જેવું છે. છત્રી લેવા એક Selfridge & Co. નામના મોટા સ્ટોર-રમા ગયો. એ સ્ટોરમા દરેક વસ્તુ મળે. દરેક પર કિંમત લખેલી હોય છે. સાથી છત્રી લીધી અને એવા સ્ટોરને હવે પછી વધારે વિગતથી જોવાનુ મનમા નક્કી કર્યું

ડરબીનો દિવસ national day વરસાદથી તદ્દન બગડયો અને રાત્રે પણ બહાર નીકળાય તેવુ સદર કારણે હતુંજ નહિ. પુરી, દૂધ, વટાણા, દાળભાત, શાક ખાઇ સુખ રહ્યા હુ ઉતર્યો હતો ત્યા આવી ચીજો બનતી હતી.

'મેલ.' બુધવારની રાત્રી અને ગુરૂવારની સવાર હિંદવાસી માટે અહી 'મેલ ડે' છે. ગુરૂવારે બપોરે પાચ વાગે ટપાલ નીકળી જાય છે એટલે બુધવારની રાત અને ગુરૂવારની સવાર કાગળ લખવામા જાય છે. દેશમા પત્રો લખવા એ ખાસ જરૂરી બાબત છે. એ એક લ્હાવો ગણવામા આવે છે. પરદેશમા પત્રો

આવેલા વાચવામા શો આનદ થાય છે અને લખતા કેવી મજા આવે છે તે અનુભવ વગર સમજાય નહિ.

એક મિત્રના નિમંત્રણથી બપોરે હાઇજીઆ હાઉસમાં લંચ લેવા ગયો. ( 37. 9 Warrington Crescent. Maida Hill. w. 9 ). ત્યા એકવા વેજીટેરીઅનોજ રહે છે. ઇગ્લીશમેનોને જ્યારે કોઇ વ્યાધિ થાય ત્યારે ડાક્ટર માંસ ખાવા ના પાડે છે તે વખતે તેઓ પણ ત્યાં આવે છે. ત્યાં દરેકને રહેવા માટે જૂદો રૂમ અને ખાવાપીવાની પૂરતી સગવડ મળે છે. આપણા કેટલાક વિદ્યાર્થીઓ પણ ત્યાં રહે છે.

ત્યારબાદ વ્હીટનીનો મોટો સ્ટોર જોયો. એ સેલ્ફ્રીજ જેવોજ મોટો સ્ટોર છે.

આવતી કાલ સવારથી Itinerary No. 1 કુકને ત્યાં ગોઠવી અને તેમા એક અમદાવાદના વકીલ સાથે થયા. એટલે હવે લંડનમા જોવાજેવી ચીજોની હકીકત શરૂ થશે.

**' કુકની મુસાફરી '** ( Itinerary ).

બીજે દિવસે સવારે વહેલા ઉઠી, નાસ્તો કરી, કુકની ઓફીસે ( બર્કલી સ્ટ્રીટમા ) મિત્ર સાથે ગયો. કુકવાળા આગલે દિવસે ૨૧ શીલીંગ લઈ ટીકિટો આપે છે અને તેમને ત્યાં ૯–૪૫ પહોચવાનુ હોય છે. જેમને આખો દિવસ સાથે રહેવું હોય તેને કુકવાળા પોતાને ખર્ચે લચ આપે છે, જેને અરધો દિવસ રહેવુ હોય તેને ૧૦ાા શીલીંગ આપવા પડે છે પણ લચ મળતું નથી. કુકની ગાડી લાંબી, મોટી, ઉઘાડી પુલમેનકાર હોય છે તેમા ૩૦ પેસેંજર બેસે છે. કુકનો એક ઘણો હુશિયાર માણસ

(ગાઇડ) આખો વખત સાથે રહે છે. રસ્તે ગાડી ઉભી રાખી ભાષણ કરે છે અને જોવાની જગ્યામાં પોતાની પારટીને બધું સમજાવતો જાય છે તેનું ઇતિહાસ અને કળાનું જ્ઞાન ઘણું સારૂ હોય છે.

અમારી પાર્ટી કુકની ઓફિસેથી સવારે ૯–૪૫ ચાલી. આ સહેલગાહ Itinerary No 1 હતી મોટે રસ્તે જે જે જાણીતા સ્મરણસ્તંભો આવે તે વિષે હકીકત ગાઇડ સમજાવતો જાય, ઇતિહાસ કહેતો જાય અને ગાડી આગળ ચાલે તે ગાડીમાં ઉભો થઇ ભાષણ કરે મુંબઇમાં પણ તે તેમ કરે છે પણ તેમાં કેટલી સગવડ છે તેનો અત્યારસુધી ખ્યાલ નહિ આવી ટુરમાં અજાણ્યા માણસને ઘણી સગવડ પડે છે અને તે સોંઘી છે (જુઓ ઉપોદ્ઘાત પૃ ૨૪)

'ગીલ્ડહોલ.' પ્રથમ અમે ગીલ્ડહોલમાં ગયા આ ઘણી જૂની જગ્યા છે. લોર્ડ મેયર ઓફ લંડનની ચુટણી થયા પછી તેને અહીં તા ૯મી નવેંબરે ખાણું આપવામાં આવે છે એ મેયર એક વર્ષ માટે લંડનનો શેરીફ ગણાય છે એ રાજ્યદ્વારી બાબતમાં કશો ભાગ લેતો નથી. લંડન શહેરની બાબતમાં એ કાઉન્ટી કાઉન્સીલનો જે સભ્યામાં ૭૧ છે તેનો ઉપરી ગણાય છે.

આ 'ગીલ્ડહોલ'માં અસલ લંડન સિટિના શહેરીઓ એકઠા મળતા હતા એવી દંતકથા છે. અમન બાધકામ આગમાં તારાજ થયા પછી તેનો કોઈ કોઇ ભાગ રહેલો છે કોઇ મોટો માણસ આવે તો તેને અહીં મેયર તરફથી ખાણું આપવામાં આવે છે લંડન શહેરનું સ્વતંત્રપણું (Freedom of the City of London) અહીં આપવામાં આવે છે પુરાણી ચીજોના પૂજક

અંગરેજોને આ હોલ જોતાં અનેક ઐતિહાસિક બાબતોનું સ્મરણ થાય છે. એની બાંધણી જૂની પદ્ધતિની છે અને દેખાવ પણ જૂનો લાગે છે. મને એમાં કાંઇ ખાસ આકર્ષક લાગ્યું નહિ. એમાં ગોગ અને મેગોગના બે મોટાં પુતળાં છે પણ ખાસ જોવા જેવાં નથી. ગેલેરીમાં ચિત્રો છે તે પણ સાધારણ પ્રકારનાં છે. સાથે નાનું સંગ્રહસ્થાન (મ્યુઝીયમ) રાખ્યું છે તેમાં પુરાણી વસ્તુઓ એકઠી કરી છે. સેક્સન અને નોરમન શહેરનાં કેટલાંક અવશેષો જાળવી રાખ્યાં છે. 'મેન્શન હાઉસ' નામનું વિશાળ ગૃહ બાજુમાં છે જે એક વર્ષ પર્યંત લંડનના મેયરનું નિવાસસ્થાન બને છે. તેમાં મોટો હોલ છે. બહારનો દેખાવ તદ્દન અનાકર્ષક (dull) છે. મેન્શન હાઉસમાં મોટાં મોટાં ફંડો થયાની હકીકત વાંચેલી અને ગીલ્ડહોલનાં ભાષણો વાંચેલાં; પણ અહીં કાંઇ અસાધારણ ન દેખાવાથી જરા નાસીપાસી થઈ.

**'બેંક ઓફ ઈંગ્લાંડ' 'રોયલ એક્સચેંજ'.** ત્યાંથી આગળ ચાલતાં બેંક ઓફ ઈંગ્લાંડ અને રોયલ એક્સચેંજ દૂરથી જોયા. મકાનની ભવ્યતા બહુ ન લાગી. તેમાં સોનુ ઘણુ છે એ વાતથી ઘણાને મોહ થયો. સાધારણ રીતે ત્યા પાંચ કરોડ પાઉન્ડનું સોનું રહે છે. લંડનમાં સને ૧૬૬૬ મા આગ લાગી તે વાતનું સ્મરણ હજી લોકોને બહુ હોય એમ જણાય છે. એ આગમાં ૮૮ ચર્ચ અને લગભગ આખુ લંડન તારાજ થઈ ગયેલું. તે વખતે રહી ગયેલાં કોઈ કોઈ મકાનો હજુ દેખાય છે. લંડનનો દેખાવ તેથી એક સરખી રીતે પેરિસના જેવો મોહક લાગતો નથી. એ આગનું એક સ્મારક ઊભું કર્યું છે તે રસ્તે જોવામાં આવ્યું. બાર્થોલોમ્યુ હોસ્પીટલ પણ બહારથી જોઈ.

**'લંડન ટાવર.'** ત્યાંથી અમે લંડન ટાવર જોવા ગયા. ટેમ્સ નદીના કાંઠા ઉપર અનેક ભયંકર અત્યાચાર, મનુષ્ય દ્રોહ અને ખૂનના સાક્ષી આ ટાવર ઓફ લંડનને જોતાં ત્રાસ થાય તેમ છે. બ્રીટિશ લોકો એને લોકોના લડાયક જુસ્સા જાળવી રાખનાર તરીકે ઓળખે છે. ઇશવીસનના દશમા સૈકાથી એનો ચાલુ ઇતિહાસ છે. અહીં કેટલાયને મારી નાખ્યા, ઘણાને કેદ રાખ્યા અને કઇંકના જીવ લીધા છે. એની બાંધણી એવા પ્રકારની છે કે એમાં કેદ પડેલો કોઇ પણ માણસ બહાર નીકળી શકે નહિ, છતાં કાવાદાવાથી કેટલાએ બહાર નીકળી ગયા છે તેનો ઇતિહાસ ગાઇડ આપણને કહે છે. અહીં મહારાણી ઇલીઝાબેથને કેદ રાખવામાં આવી હતી અગાઉ આ રાજ્યમહેલ હતો અને રાજા ગાદી ઉપર બેસે ત્યારે આ ટાવરમાંથી નીકળી વેસ્ટમીનીસ્ટર એબીમા જતા હતા, જ્યાં રાજ્યારોહણની ક્રિયા થતી હતી. અંદર નાના નાના ઓરડાઓ છે તેમાં કોને કોને કેદ રાખવામાં આવ્યા હતા તે ખડુ હોંસથી બતાવવામાં આવે છે. એક Bloody Tower કહેવાય છે તેમા ડયુક ઓફ નોરધંબરલાંડ પોતાને હાથે મરી ગયેલ છે. એને બે માળ છે. ચારે તરફ હથિયારો, બખતરો અને નાના મોટા ભાલા તરવાર વિગેરે આવી રહેલાં છે. અંદર એક નાનું ચેપલ (chapel) છે. એવા નાના દેવળો દરેક મોટા મહેલમાં હોય છે. તે ઘરદેરાસર જેવું ખાનગી મિલકતનુ ગણાય છે અને તેનો ઉપયોગ મહેલમા રહેનાર કરે છે અને ખાસ કરીને તે રાજાની પ્રાર્થના માટે ગણાય છે. વ્હાઇટ ટાવર મોટો છે. ચાર્લ્સ બીજા એ ગાદી કઇ જગ્યાએ બેસી છોડી દીધી તે અહીં બતાવવામાં આવે છે. ઉપર ચઢવાનો દાદરો ગોળ છે. પગથીઆ નાનાં નાના છે. બહાર ફાંસી દેવાની અથવા મારી નાખવાની જગ્યા છે. લેડી

જેન ગ્રેનો અહીં શિરચ્છેદ કરવામાં આવ્યો હતો. ટાવરમા નવસો વર્ષના જૂનાં હથિયારો અને બખતરો જાળવી રાખ્યા છે. એક મોટો જમવાનો ખંડ છે. સાથે 'વેકફીલ્ડ ટાવર'માં રાજ્યનું ઝવેરાત ખાસ જોવા જેવુ છે. અહીં રાજા રાણીનો મુગટ અને ખાસ કરીને Kohinoor કોહિનૂર જોવા જેવો છે. અત્યારે આફ્રિકાનો મોટો હીરો કુલીનન ડાયમન્ડ (Cullinan) લભ્ય થવાથી કોહિનૂરને શહેનશાહબાનુના મુગટમાં મૂકયો છે પણ કિંમત તો કોહિનૂરનીજ વધારે થાય છે. એ સિવાય રાજદંડ વિગેરે અનેક હીરામાણેકની ચીજો સર્વને દૂરથી બતાવવામાં આવે છે. દરેક જગ્યાએ દાખલ થવાની ફી હોય છે. કુકની સહેલગાહમાં જઈએ ત્યારે બધી ફી તે લોકો આપે છે. આ બાદશાહી ઝવેરાત બહુ સારી રીતે જાળવી રાખવામાં આવ્યું છે અને ચોકીપેરો પણ ઘણો છે.

ઇતિહાસ પ્રસિદ્ધ કરફ્યુ બેલ (Curfeu bell) અહીં છે તે રાત્રે વગાડવામા આવે છે.

અહીંના ફુટગાર્ડના અને વારડરના પહેરવેશો જોવાલાયક હોય છે. તેઓ ઘણા જૂના વખતનો પોશાક પહેરે છે, અને તે ઘણા વિચિત્ર-જૂદી જાતના લાગે છે. તે બન્નેમાંથી ફુટગાર્ડ તો પથ્થરની જેમ સીધા અને લગભગ હાલ્યા ચાલ્યા વગર ઊભા રહે છે. તેઓ બીફ્ઇટર્સ કહેવાય છે. છઠ્ઠા એડવર્ડે એને 'યોમન ઓફ ગાર્ડ એક્સ્ટ્રાઓર્ડીનરી'નું નામ આપ્યુ. આ સિપાઇઓ અને વારડરોને જોતા પૂર્વ કાળમા અંગરેજોમાં કેટલી ભયકરતા અને સહનશીલતા હશે તેનો ખ્યાલ આવે છે. એ હાલ્યા ચાલ્યા વગર કેટલાએ વખત સુધી સ્થિર ઊભા રહી શકે છે.

ટાવર ઓફ લંડન જોતાં મનમાં ખેદ થાય તેવું છે. અહીં અનેક નિર્દોષ પ્રાણીઓનો ઘાત થયો છે. આ ભૂમિએ કઇકને જમીનદોસ્ત કરી દીધા છે, કઇકને ફાંસીએ ચઢતાં જોયા છે, પાપનો અને મનુષ્યના રક્તનો અહીં બેસુમાર ઉપયોગ અને નાશ થયો છે. અંગરેજોનો લડાયક જુસ્સો ( martial spirit ) વધારવા આ ઐતિહાસિક ભૂમિને બરાબર જાળવી રાખી છે. આ વાતની દરેક વિગત યાદ રાખી તે પર વિવેચન થાય છે તેથી લડાયક જુસ્સો વધે છે એવી તે લોકોની માન્યતા છે. ક્રૂરતાને પણ અમુક અંશે જાળવી રાખે તોજ દેશ બીજા સામે ટક્કર લઈ શકે એમ લોર્ડ કીચનર તેમને શીખવી ગયો છે અને લડાઇની તૈયારી તે સુલેહનું રણશીંગડુ છે એમ મી. સ્ટેડ જેવો વિદ્વાન તેમને સમજાવી ગયો છે. આપણુ કૌટિલ્યશાસ્ત્ર અને વાત્સાયનના કામસૂત્રો અહીં અમલમાં મૂકાયાં છે. આપણે તે વાંચીને આનંદ પામીએ છીએ, અહીં તે અમલમાં મૂકાય છે. આપણે સારૂં વાંચીએ તો વખાણ કરી બેસી રહીએ છીએ પણ આ લોકો વાંચવાથી કદિ સંતોષ માનતા નથી. લડાયક પ્રજાએ જુસ્સો મેળવવો યોગ્ય ગણાય કે નહિ તે નિર્માલ્ય પ્રજાને ન માલુમ પડે, પણ સોલંકીનો સમય યાદ કરીએ ત્યારે ઘરમા પણ હથિયારો રખાતા અને તાલીમ દરેક વાણીઆને લેવી પડતી તે વાત વિચારતાં આ હકીકતનું સાર્થપણુ સમજાય છે. હિંદુમહાસભા આ દિશાએ જે પ્રયત્ન કરે છે તેમા રહસ્ય શુ છે તે ખરેખર વિચારવા જેવુ છે. આ સબંધમા બન્નેમાંથી કોઈ પણ બાજુએ નિર્ણય કરતા પહેલાં ઘણો વિચાર કરવો પડે તેમ છે.

સેંટપોલ કેથીડ્રલ.

ત્યાથી સેંટપોલનું કેથીડ્રલ ( મંદીર ) જોવા ગયા. મને

આ મદિર જોતા બે કારણે બહુ આનદ થયો. એક તો અગ્રેજો પોતાના જૂના મદિરા માટે બહુ માન ધરાવે છે તે કારણે અને બીજુ તેઓએ તેમા દેશના આગેવાનોને આપેલા સ્થાનને કારણે. ઈગ્લાડનુ આ મોટામા મોટુ દેવળ છે એનો ઇતિહાસ તો ઘણો જૂનો છે પણ ૧૬૬૬ની મોટી આગમા બળી ગયા પછી કરોડો રૂપીઆ ખરચી અત્યારે નવુ મદિર બનાવ્યુ છે. એની નવી રચનાની આકૃતિ કરનાર રેન ( Wren ) નામનો પ્રસિદ્ધ શિલ્પી હતો અને તેના દિકરાએ એ કામ પૂરૂ કર્યું. એમા ૭ એકર જમીન રોકાયલી છે. પ્રજાના પૈસાથીજ એ બધાયલુ છે. સને ૧૬૯૭ મા કામ પૂરૂ થયુ ત્યારે તેના પર લગભગ ળા લાખ પાઉન્ડનો ખરચ થયેલો એના શિલ્પી રેનને ત્યાજ દાટવામા આવ્યો છે. એમા જે સ્મરણચિહ્નો—સ્મરણસ્તભો છે તેમા વેલીંગટન ( ડયુક )નુ સર્વથી સુદર ગણાય છે. લોર્ડ રોબર્ટ્સને પણ ત્યા સ્થાન મળ્યુ છે. એમા લડાઈમા નામ કાઢનારનેજ સ્થાન મળ્યા હોય એમ લાગે છે. વાટ્સના બે ચિત્રો ભીંતપર બહુ મજાના લાગે છે એકમા ' સમય મરણ અને ચુકાદો ' છે અને બીજામા ' સ્નેહ અને ભલાઈ ' છે. સમજી વિચારીને જોવાલાયક આ ચિત્રો છે.

ગેલેરી પર જવાની ફી ૬ પેની છે. ઉપર જઈ જરૂર જોવાલાયક છે એ ' વીસ્પરીગ ગેલરી ' અવાજના સિદ્ધાન્તનો ખ્યાલ આપે તેવી છે. એ કેથીડ્રલની લંબાઈ ૫૧૯ ફીટ છે. એનો મોટો ઘુમટ ( dome ) ૨૨૫ ફીટ બહારથી છે અને અંદરનુ ડાયામીટર ૧૧૨ ફીટ છે. આ દેવળ ઘણુ ભવ્ય છે. અહી ઘણા મોટા પુરૂષોને દાટવામા આવ્યા છે પણ તે બે સૈકાના જ છે. અહી અગ્રધાન વોરનુ મેમોરીયલ છે.

એનો પાયો કાચો હોવાથી વારંવાર નુકસાન થાય છે. હમણાં લાખો રૂપીઆ એકઠા કરી આખા બે મોટા પીલરો સમરાવે છે. ઉપરની ગેલેરી ૧૧૨ ફીટને અંતરે છે છતાં એક બાજુ બોલે તે સામે સંભળાય છે. અંદરનાં ચિત્રો પણ સારાં છે. હજારો માણસો એક સાથે બેસી શકે એવી એની ભવ્ય ગોઠવણ છે.

આ દેવળની બહાર કબૂતર (પારેવાં) ઘણાં એકઠાં થાય છે. ઘણા શોખીન પ્રેમાળ આવનારા બે પેન્સના જુવારદાણા લઈ કબૂતરને હાથપર બેસાડી ખવરાવે છે. કબૂતરને વિશ્વાસ એટલો બેસી ગયો છે કે તે માણસના હાથપર બેસી તેપરના દાણા ખાય છે. મેં પણ એ પેનીનુ દાણાનું પેકેટ લઈ કબૂતરોને ઉજાણી કરાવી. આપણા ગામોમાં કબૂતરને ચણ નખાય છે તે યાદ આવે તેવું છે.

સેંટ પોલના દેવળ ઉપરથી જૂની વસ્તુઓ જાળવવા આપણે કેટલો પ્રયાસ કરવો જોઈએ તે વિચારવા યોગ્ય છે. તીર્થસ્થાનો નવાં બની શકતાં નથી, હોય તેનો નાશ થાય તો ગયાંજ સમજવાં. નીચે ક્રીપ્ટમાં નેલસન, વેલીંગ્ટન, રેન, રેનોલ્ડસ, ટરનર વિગેરેની કબરો છે અને લોર્ડ કિચનરની યાદગીરી ( memorial ) છે.

બપોરે સવા વાગે સવારની સહેલ પૂરી થઈ. કુક તરફથી સારા રેસ્ટોરાંમાં ( Florence West End )માં લંચ મળ્યું. મારે તો વેજીટેબલ્સ લેવાનાં હતાં, તે પણ સારી રીતે ત્યાં મળ્યાં. પાછા ૨-૨૫ બપોરે બપોરની 'ઇટીનરરી' શરૂ થઇ.




સેંટ પોલ્સ કેથીડ્રલ. (લંડન) [પૃ ૧૦૪.

તેનુ વર્ણન કરવુ મુશ્કેલ પડે લગભગ દરેક ચિત્ર જોવાલાયક છે પણ અમે તો સારા સારા ચિત્રા વખતના પ્રમાણમા જોયા. ગાઇડ સારા ચિત્રોપર ધ્યાન ખેંચે, બાકી બધા ઉપર ઉપરથી જોઇને ચા થા જઈએ

બધા મળીને ૨૯ ઓરડા આ નેશનલ ગેલેરીમા છે એ શહેરની વચ્ચે ટ્રફાલગર સ્કવેરમા આવેલ છે એમા ઇટાલીઅન સ્કૂલ બ્રીટિશ સ્કૂલ, ફ્રેન્ચ સ્કૂલ સ્પેનીશ સ્કૂલ નેધરલેંડ સ્કૂલ, જર્મન સ્કૂલ–એમ દરેકના જૂદા જૂદા ઓરડા છે અને સપૂર્ણ વિગત કેટલોગમા મળી આવે છે ચાર હજાર ઉપરાત ચિત્રા છે નીચેના ચિત્રા ખાસ જોવાલાયક મને લાગ્યા.—

ન ૨૭૫ મેડોના અને પુત્ર (ચિત્રકાર–બોટીસેલી)
ન ૭૦ આપણા લોર્ડની કમર ( ,, માઇકલ એન્જેલો)
ન ૨૦૦ પ્રાર્થના કરતી મેડાના ( ,, સેસોફેરેટા)
ન ૧૨ જમીનનો દેખાવ ( ,, ટરનર)
ને ૮૪૩ ક્રાઇસ્ટનુ ક્રોસપર ચઢવુ ( ,, રાફેલ)
ન. ૧૧૭૨ ઘોડાપર પહેલો ચાર્લ્સ ( ,, વાનડીક)
ન ૩૧૧૧ મેડોના પુત્ર અને એન્જલ( ,, બોટ્ટીશેલી)

ક્રાઇસ્ટની માતાના–મેડોનાના ચિત્રા દરેક ચિત્રકારે ચીતર્યા છે બનતા સુધી કુદરતી દેખાવ અને બાઇબલના પ્રસંગોપર ચિત્રા ચીતરવાનુ કામ વધારે જોવામા આવે છે અગરેજોએ કોઇ પણ સ્કૂલ છોડી નથી સર્વ દેશીપરદેશી સ્કૂલનાં ચિત્રોનો સગ્રહ કર્યો છે આ સગ્રહ ૧૦૦ વર્ષની અદર થયો છે એમા પેસતાજ લખ્યુ છે કે ' જે મહાન પુરુષોના કામો જમા નાની કસોટિમા ઉતરી આવ્યા છે તેના તરફ એવાં માન અને

ભક્તિ ધટે કે જેવાં આધુનિક કોઈ માગી શકે નહિ." આ ધોરણે પ્રાચીનને અત્ર સ્થાન મળ્યું છે. આખી ગેલેરી જોતાં તો દિવસો થાય અને કળાકારને તો એક ચિત્ર જોતાં પણ કલાકો થાય તેવો સધન આ વિશ્વસંગ્રહ છે.

હાઈડપાર્ક.

ત્યાંથી હાઈડપાર્ક અને કેન્સીંગ્ટન ગાર્ડનમાં ફર્યા. આ હાઇડપાર્ક એ લંડનનું લગ (ફેફસું) ગણાય છે. એ ઘણી મોટી જગ્યા રોકે છે. એમાં વચ્ચે નાનું તળાવ જેવું છે. બન્ને ગાર્ડનની વચ્ચે એક આડોઅવળો ઝરો છે, તે 'સરપન્ટાઇન'ના નામથી ઓળખાય છે. તેને એક નાકે પ્રીન્સ કોન્સોર્ટ આલ્બર્ટનું ભવ્ય બાવલું છે. અમારી ગાડી એ રસ્તેથી લીધી. અમે આ બાગની નજીકજ ઉતરેલા છીએ એટલે ત્યાં અવારનવાર આવવાનું થશે ત્યારે એની વધારે વિગત મેળવાશે.

સવાપાંચ વાગે અમારી આ નં. ૧ની સહેલગાહ પૂરી થઇ. આજે ઘણું નવું ઉપર ટપકે જોયું. અમે આવતી કાલની નં. ૨ની સહેલગાહની પણ ટીકિટ લીધી હતી તેથી ત્યાં જવાના ઉત્સાહમાં આજે રાત્રે આરામ લીધો.

બીજો દિવસ (તા. ૫-૬-૨૬). થોમસ કુકની 'ધટીનરરી' માં ફરવાનો આ બીજો દિવસ હતો. ૯-૪૫ સવારે શરૂ થાય છે. હું અને મારા મિત્ર વખતસર બાર્કલીસ્ટ્રીટની કુકની હેડ ઓફિસમાં ગયા. ત્યાં મોટી બસ તૈયાર હતી. અમારી સાથે બીજા ૨૫ જોનારા હતા. આજે ઘણી અમેરીકન લેડીઝ હતી અને ગાઇડ તરીકે કામ કરનાર ગઇ કાલવાળોજ અંગરેજ ગૃહસ્થ હતો. ગાઇડો બહુ ચતુર હોય છે અને ઇતિહાસ ભૂગોળના તો

**લંડન મ્યુઝીઅમ.**

પ્રથમ લંડન મ્યુઝીયમમાં ગયા. બ્રીટિશ મ્યુઝીઅમ તદન જૂદું છે. તેની બાબત આગળ ઉપર આવશે. લંડન મ્યુઝીઅમમાં ખુદ લંડનની વસ્તુઓનો સંગ્રહ છે. એમાં લંડનના પહેરવેશો પહેલા સૈકાથી અત્યારસુધીના મૂક્યા છે. ચિત્રકામો ઘણાં છે. વિકટોરીઆ રાણી તથા અત્યારના શહેનશાહ તથા શહેનશાહબાનુના રોબો મૂક્યા છે. રાણીએ નાનપણમાં રમવા માટે વાપરેલી ચીજોનો સંગ્રહ છે અને પછવાડે એક જગ્યાએ અસલ રોમના સમયની એક હોડી હાથમાં આવેલી તેને ગોઠવી છે. આ સંગ્રહ સારો છે. કેટલાંક ચિત્રો-પેન્ટીંગો જોવાલાયક છે. એમાં ૧૯ ઓરડા છે. જોતાં બહુ વખત લાગે તેમ નથી. જૂની વસ્તુનો સંગ્રહ કરવાનો શોખ કેવો હોય છે અને તેને કેમ ગોઠવવી તેનો અભ્યાસ કરવા જેવો છે. પુરાણાકાળથી વેશમાં કેવો કેવો ફેરફાર થયો તેનું દશ્ય છે. લંડનના અનેક રીતે લીધેલાં જૂદા જૂદા સમયનાં ચિત્રો બહુ મોટી સંખ્યામાં છે અને દરેક ઓરડો સૈકાવાર ગોઠવ્યો છે.

**નેશનલ ગેલેરી.**

ત્યાંથી નેશનલ ગેલેરી જોવા ગયા. અહીં ચિત્રોનો પાર નથી. ઘણાં સારાં સેંકડો પેઇન્ટીંગો અહીં ગોઠવ્યાં છે. બહુ જોવાલાયક આ સંગ્રહ છે. એમાં રેનોલ્ડ, ગેન્સબરો, રોમની અને હોગાર્થનો સંગ્રહ જોવાલાયક છે. દરેક સંગ્રહ સૈકાવાર ગોઠવેલ છે. આવા સંગ્રહમાં ખૂબિ એ છે કે દરેક પીકચરની નીચે તે કોનું છે, કઇ સાલમાં થયેલું છે અને તેનો ચિતરનાર કોણ છે તેનાં નામો આપ્યાં છે. કેટલાંક ચિત્રો તો એવાં સુંદર છે કે

ઘણાજ જાણીતા હોય છે બધા સમજે તેવી રીતે અગરેજીમા બોલે છે

પીકાડેલી વિગેરે મોટા રસ્તાઓ ઓળગી અમે ટેમ્સ નદીપર આવ્યા તેનાપર મોટા પુલો છે એક પુલપર પસાર થઈ સામી બાજુએ ગયા ટેમ્સ નદીનો પ્રભાતનો દેખાવ સુદર લાગે છે અને આજે જરા વરસાદ થયો હતો એટલે વધારે રળિયામણો લાગતો હતો

"નેશનલ ગેલેરી ઓફ આર્ટ્સ" જે Tate Gallery ટેટ ગેલેરીના નામથી ઓળખાય છે ત્યા પ્રથમ ગયા એક ખાંડના દલાલ મી ટેટ અથવા ટાટે નામના ગૃહસ્થે એ ગેલેરી બક્ષીસ કરી છે અને એની માલેકી પ્રજાકીય છે એમા જૂદા જૂદા ૨૯ ઓરડામા આર્ટ્સના નમુનાના સેંકડો ચિત્રો છે એમ વોટ અને રેનો ડ્સ અને મીલેના અદ્ભુત ચીત્રો છે અને દરેકની નીચે તે ચિત્રમા શાનો દેખાવ કે પેઇન્ટીંગ છે તે બતાવવા સાથે તેના ચિતરનારનું નામ અને સવત કેટલીક વાર ચોક્કસ અને કટલીક વાર આશરે લખ્યા હોય છે આ અર્વાચીન ચિત્ર સગ્રહ છે ત્યાની જૂદી ગાઇડ બુક મળે છે પણ મારી પાસે તો કુકની લડનની ગાઈડમા તેનું વર્ણન હતું અને તે મે વાચી લીધુ હતું તેનાથી જ ચલાવ્યુ. આખી ગેલેરી જોવા લાયક છે લડનનો ચિત્રસગ્રહ પણ ઘણો સારો છે એમ જણાયુ પેરિસમા લુવ્ર જોયા પછી એટલા ચિત્રો અહીં નહિ હોય એમ લાગતું હતુ પણ ચિત્રો ઘણા સ્થાનપર વહેચાયલા છે તેથીજ એમ લાગે છે ચિત્રો અહીં British Museum ટેટગેલેરી, વોલેસ કલેકશન વિગેરે ઘણી જગ્યાએ છે દરેક ચિત્ર જોવા લાયક છે અમે તો

અંગરેજીમાં જેને 'ફ્લાઇંગ વીઝીટ' ઉડતી મુલાકાત કહે છે તેમ કર્યું. આ ચિત્રસંગ્રહને નાકે Mallais નામના મોટા પેઇન્ટરનું સુંદર બાવલું છે અને બહાર ચોગાનમાં Reynolds નું બ્રોઝ બાવલું છે. આ ચિત્રસંગ્રહ ઘણો સારો છે. ધનીક વર્ગ ઉપર દેશનો હક છે એ વાત અંગરેજો બહુ સારી રીતે સ્વીકારે છે અને એનો આ પુરાવો છે અને એ ખાસ ધડો લેવા લાયક છે.

**લશ્કરી પાયદસ્ત.**

લડાઇના વખતમા લશ્કરમાં સારૂં કામ કરનાર એક ડોકટર બાજુની હોસ્પીટલમા ગુજરી ગયો હતો તેને લશ્કરી માન આપવા બાજુમાં લશ્કર અને બેન્ડ ગોઠવાયાં હતા. મરણ પછીની ક્રિયા કેટલી ગંભીરતાથી કરવામાં આવે છે તે જોવા લાયક હતું. ફુટ ગાર્ડોનો ભવ્ય પહેરવેશ અને બેન્ડના ગંભીર અવાજોની વચ્ચે ધીમી ચાલે કોફીન ચાલે ત્યારે તેની સાથે આપણી અંત્યેષ્ઠીની દોડાદોડ જરા ખેદ કરાવે તેવી લાગે છે. બહુ ગભીરતા-શાંતિ મરણ વખતે અને મરણ પછી અહીં જોવામા આવી. મરેલાની કબર પર ફૂલ ચઢાવવા, ત્યા જઇ પ્રાર્થના કરવી, તેને યાદ કરવા અને તેના ગુણગાન કરવા એ બહુ અનુકરણ કરવા યોગ્ય પ્રથા છે. આપણી બળવાની રીત તંદુરસ્તીને હિસાબે વખાણવા યોગ્ય છે પણ ચિતામા વાંસડા ખોસવા એ નિષ્ઠુરતાનો ભાસ કરાવે છે. એમાં હૃદયની કોમળતાનો નાશ થાય છે. સુવિખ્યાત મૃતના સ્મરણો કેવી રીતે રહે છે તે આજેજ આગળ અનુભવ્યું છે ત્યા એ ઉપર વધારે અવલોકન થશે.

**હાઉસીસ ઑફ પાર્લામેન્ટ.**

દર શનિવારે હાઉસીસ ઑફ પાર્લામેન્ટ ખુલ્લાં રહે છે અને

જોનારા અંદર જઇ શકે છે. કુકવાળાએ એવી ગોઠવણ કરી છે કે શનિવારે બન્ને સભાગૃહો બતાવવા, બીજા દિવસે કાયદાના ટેમ્પલ્સ ( Inns of Court ) જ્યા રહી બારિસ્ટર થવાય છે તે બતાવવા. અમે તેથી આજે પાર્લામેન્ટનાં મકાનો જોવા ગયા.

પાર્લામેન્ટનું મકાન ગંજાવર છે. બન્ને સભાગૃહો એક બીજાની સામે છે. પ્રથમ ઘણો મોટો ટાવર આવે છે. એની ઉચાઈ ૩૧૬ ફીટ છે. એનું ડાયલ ૨૩ ફીટ છે, મીનિટ કાંટો ૧૪ ફીટ લાંબો છે અને એનો ઘંટ ૧૩ા ટનનો છે નીચેથી તો એ રાજાબાઈ ટાવર જેટલોજ ઊંચો દેખાય છે. એ ટાવરની બાજુમા હાઉસ ઓફ લોર્ડ-દીવાને ખાસ છે. એમા જતા જમણી બાજુએ રાજાનો દરવાજો આવે છે ત્યાથી મોટા પ્રસંગે રાજા અંદર આવે છે. તેને કપડા પહેરવાની જગ્યા સામે છે ત્યાથી તે મોટા ઝભ્ભા પહેરે છે. લોર્ડ્સની જગ્યા બહુ નાની છે વચ્ચે રાજા રાણીને બેસવાની જગ્યા છે અને તેની આગાડી ઐતિહાસપ્રસિદ્ધ ઉનની કોથળી (wool sack) ઉપર Lord High Chancellor ને બેસવાની ખુરશી છે. ઉમરાવોનો હોલ ૯૦ ફીટ અને ૪૫ ફીટ છે એટલે આપણા મુંબાઈના ટાઉન હોલથી પણ ઘણો નાનો છે બેસવાની ગેલેરી છે અને પાટલીઓ ઉપર ચામડું મઢેલું છે સામે આમવર્ગને ઊભા રહેવાની જગ્યા છે તેમા પચીસેક સભાસદ ઊભા રહી શકે. બાકીના બહારના એન્ટી ચેમ્બરમા ઊભા રહે છે. પાર્લામેન્ટ ખુલ્લી મૂકે ત્યારે રાજા ભાષણ કરે તે વખતે કૉમન્સ અહીં ઊભા ઊભા સાભળે છે. આખો હોલ ઘણો સાંકડો લાગે છે.

સભાગૃહની બાજુમા પીયર્સ ગેલેરી છે ત્યા નાના નાના ઓરડાઓ છે. રોબ મૂકવા માટે એક સ્ટેન્ડ છે તેમા પણ જગ્યાનો

સંકોચ ઘણો છે. કોરીડરમાં કેટલાંક frescos ચિત્રો છે. કુલ આઠ ચિત્રો છેઃ પહેલાં ચાર્લ્સનું funeral વિગેરે. ત્યાંથી સીધા આમની સભામાં જવાય છે. વચ્ચે બીજા ચાર ફ્રેસ્કો આવે છે. કોમન્સનો રૂમ તો ઘણો નાનો છે. એમાં કુલ ૪૭૦ મેંબરો દબાઇને બેસી શકે. કુલ ૬૭૦ મેંબરો છે તે હાજર હોય તો સર્વને બેસવાની જગ્યા નથી. બહાર કોરીડરમાં ઊભા રહે. ભાષણ બહારથી થાય નહિ. ૭ ગેલેરી ઉપર નીચે કરીને ૪૭૦ની ઘણા સંકોચથી જગ્યા કરી છે. આવા આખી દુનિયાની કુલ પાર્લામેન્ટોની માતા માટે આવો નાનો રૂમ જોઇ ઘણી નવાઇ લાગી, કાંઇક નાસીપાસી પણ થઈ. હાઉસમાં બીજા નાના નાના રૂમો તો ઘણા છે, પણ ખુદ હાઉસ ઘણુંજ નાનું દેખાય છે. પ્રમુખને બેસવાની સામી જગ્યાએ 'સ્પીકર' બેસે છે. તેની જમણી બાજુએ જે પાર્ટી સત્તામાં હોય તે બેસે છે અને ડાબી બાજુએ વિરૂદ્ધ પક્ષ બેસે છે. આ હોલનો ઇતિહાસ ૧૩૦૦ વર્ષનો છે અને અંગરેજો સ્થિતિચુસ્ત હોવાથી એ હોલને છોડતા નથી અને બીજો બંધાવતા નથી. જ્યાં આખી દુનિયાનું રાજકારણ ચરચાય ત્યાં હાલવા ચાલવાની પૂરતી જગ્યા ન હોય તે આપણી પરદેશી નજરે તો બહુ નવાઇ જેવું લાગે.

સર્વની ઉપર લોર્ડ્સની નાની ગેલેરી છે. સુવિખ્યાત વીઝીટરોની ગેલેરી છે. અહીં કામ ચાલતું હોય ત્યારે આવવાનો પાસ મેળવવો પડે છે પણ વિઝીટરો માટે જગ્યા ઘણી જ થોડી છે તેથી ચીઠ્ઠી નાખી હક્ક પાર્લામેન્ટના અમુક મેંબરને અપાય છે અને તેની ભલામણ વાળો વિઝીટર આવી શકે એમ ગોઠવણ છે. આવી ચીઠ્ઠીથી આવનારને દાખલ કરે ત્યારે તેની સહી લે છે. બેસવાની જગ્યા ચઢતી ઉતરતી છે. એક સાથે બસો વિઝીટરો

બેમી શકે. વિઝીટરોને અવાજ કરવાની કે ચાળા કરવાની મનાઇ છે. જ્યારે અગત્યનો સવાલ ચર્ચાતો હોય ત્યારે અહીં ઘણી ગીચ હાજરી થાય છે.

બહારના ભાગમાં Westminster Hall છે. ત્યાં અગાઉ બંને દોરડા બેસતી. હાલ તે હોલ ખાલી છે. તે જવા આવવાના રસ્તા તરીકે વપરાય છે. અગાઉ ચાર્લ્સ પહેલાની, વોરન હેસ્ટીંગ્સની અને બીજી અનેક તપાસો આ હોલમા થયેલી એમ કહે છે.

જ્યારે મત લેવાના હોય છે ત્યારે 'ડીવીઝન લોબી' (Lobby) માં મેંબરો જાય છે. તે ભાગ કોઇને બતાવવાના નથી. તે વખતે જેમને જગ્યા અંદર ન મળી હોય તે પણ મત આપી શકે છે. રસ્તા ઉપર આવેલા મોટા હોલમાં જ્યાં trials તપાસો અગાઉ થતી ત્યાં તદ્દન ખાલી વિભાગ છે પણ તે નીચેના ભાગમાં છે. ગ્લેડસ્ટન મરી ગયા પછી તેના શબને લોકો માન આપે તે સારૂ અહીં બતાવવામાં આવ્યુ હતુ. આનું નામ Westminster hall છે. આ મોટા હોલમાં વિશાળ છાપરૂ છે છતાં એક પણ થાંભલો નથી. હાઉસ ઓફ લોર્ડસમા અપીલકોરટ બેસે છે ત્યારે બારિસ્ટરો હાજર થાય છે. અહીં પ્રિવિ કાઉન્સીલને સ્થાન નથી. તેનું સ્થાન નજીકમાંજ છે જે હવે પછી જોવાનુ છે.

અંગરેજો આ પાર્લામેન્ટ ઉપર બહુ મોહ રાખે છે, પોતાના છૂટાપણાનુ એને સ્થાન ગણે છે અને એના કુલ કામકાજમા ઘણો રસ લે છે. પાર્લામેન્ટ ઘણુ ખરૂં બપોરે બે વાગે મળે છે અને અરધી રાત સુધી એનુ કામકાજ ચાલે છે. બીજે દિવસે સવારે તેનો કુલ રિપોર્ટ છપાય છે અને અન્ડરગ્રાઉન્ડ રેલવેમાં બસમા અને પોતાને ઘેર હજારો લોકો તે વાંચે છે.

હાઉસનું કામ ચાલતું હોય ત્યારે ફરીવાર જોવા આવવા વિચાર રાખ્યો છે, પણ તે તો સગવડ મળી શકવા ઉપર-પાસ મળવા ઉપર આધાર છે.

### વેસ્ટમીન્સ્ટર એબી.

ત્યાંથી અમે વેસ્ટમીન્સ્ટર એબી જોવા ગયા. અંગ્રેજી ઇતિહાસ વાચનારને આ પ્રસિદ્ધ જગ્યાનું નામ અપરિચિત ન જ હોય. આ જગ્યા ઘણી વિશાળ અને અનેક પ્રકારના ઇતિહાસના બનાવોથી ભરપૂર છે. ઇંગ્લાંડ અથવા ગ્રેટબ્રીટનના સર્વ રાજાઓની જીંદગીના મહત્વના બે પ્રસંગો અહીં બને છે. એને ગાદી અહીં અપાય છે, રાજ્યાભિષેકની ક્રિયા અહીં થાય છે અને એના મરણની ક્રિયા અહીં થાય છે. એમાં કબરો, પુતળાઓ અને સ્મરણસ્તંભોનો પાર નથી. એનો ઇતિહાસ ૧૦૦૦ વર્ષનો જૂનો છે. કેટલીક વાતો તો તેથી પણ જૂની છે આખા દેશના ઇતિહાસની સાક્ષીભૂત આ એબી હૃદયને અસર કરે તેવી છે અને અંગરેજોનાં હૃદયો તેને જોઈ દ્રવે તો તેમા નવાઈ જેવું નથી. સને ૧૦૬૬ થી એક સિવાય સર્વ રાજાઓનો રાજ્યાભિષેક અહીં થયો છે. તેને માટે એક મોટા પથ્થરવાળી તદ્દન જૂની ખુરશી છે. એ પથ્થરને Stone of Destiny કહેવામા આવે છે અને તેની ઉપર ખુરશી છે. એ જ પથ્થરવાળી ખુરશી ઉપર સર્વ રાજાઓ બેસે છે. ખુરસી તદ્દન બેડોળ અને જૂની ઢબની છે અને તે બતાવે છે કે અગરેજો કેટલા સ્થિતિચુસ્ત છે. આ એબીમા આર્ચબીશપ ઓફ કેન્ટરબરીને હાથે રાજ્યારોહણની દબદબાવાળી ક્રિયા થાય છે.

એક ખુણામા બધા મુત્સદીઓ (Statesmen)ના સ્મરણો મૂક્યા છે તેમા ડીઝરાયલી, ગ્લેડસ્ટન, સોલ્સબરી બન્ને પીટો, મેન્સફીલ્ડ વિગેરેનાં મોટા પુતળાઓ છે ઘણા મુત્સદીઓને અહીં દાટવામા આવ્યા છે અને કોઇ અન્યત્ર દટાયા હશે તો તેનુ સ્મરણ અત્ર રાખ્યુ છે પુતળાઓ ઘણા મોટા અને દેખાવડા છે એક બાજુ ખુણામા સગીતકારો Musiciansને મૂક્યા છે. એક ખુણામા વિજ્ઞાનશાસ્ત્રી Scientistsને મૂક્યા છે કોઈ કોઈ ઓછી અગત્યવાળા પુરુષોને પણ દાખલ કરી દીધા જણાય છે સારો વાયોલીન વગાડનાર પણ અહીં છે ડીકન્સ, બેન જોન્સન, શેક્સપીયર, મીલ્ટન, બાયરન વિગેરે લેખકો અને કવિઓ અહીં ઘણા છે મેથ્યુઆરનોલ્ડ, વર્ડસવર્થ અહીં દટાયા છે સારા નાટક લખનારા પણ છે ડૉ જોન્સન પણ અહીં દટાયા છે ગોલ્ડસ્મીથ ટેનીસન, શેરીડન અહીં છે સારો શિલ્પી સારો લેખક, સારા અધિકારી–સર્વને અહીં સ્થાન છે વૈજ્ઞાનિક, સગીતકાર, કવિ વિગેરેને પણ અહીં સ્થાન છે છેલ્લી લડાઈમા ઘણા માણસો મરી ગયા તેનુ સ્મરણ રાખવા એક અજાણ્યા સિપાઇ unknown soldierને અહીં દાટવામા આવ્યો છે તેનાપર દરરોજ સેંકડો પુષ્પમાળાઓ અને તુરાઓ ચઢે છે જેના સગા લડાઇમા મરી ગયા હોય તે તેને માન આ અજાણ્યા સિપાઇ મારફત આપે છે એના ઉપર આરસની તખ્તી કરી મોટો લેખ લખ્યો છે રાજા મહારાજાઓના સ્મરણોનો તો પાર નથી અહીં જગ્યા ભરાઇ જવાથી હવે રાજા અને રાજકુટુબના માણસોને વીન્ડસર કેસલમા દાટવામા આવે છે પણ તેની અત્યેષ્ટી ક્રિયા તો અહીં જ થાય છે અદર નાના નાના ચેપલો પણ છે અને તેમા નામો છે

જે પ્રજા પોતાના મરણ પામેલા મોટા માણસો તરફ આવો

પૂજ્યભાવ રાખે અને તેની પૂજા કરે તે પ્રજાનો આદર્શ કેટલો ઊંચો રહે ! અહીં ભાવવાહી ઉચ્ચ આદર્શશાળી વેસ્ટમીન્સ્ટર એબીમા દટાવાની ભાવના બહુ બાલ્યકાળથી સેવે છે અને ત્યા સ્થાન મેળવવા યોગ્ય કાર્ય કરવા તે પોતાના કાર્યપ્રદેશમા મથ્યા કરે છે. એથી પ્રજા સામર્થ્ય અને ઓજસવાળી થાય છે. આપણે મરી ગયેલાનું સ્મારક કરવામા ઘણા પછાત છીએ અને તેથી આપણા આદર્શો લુપ્ત થતા જાય છે એ બહુ શોકજનક વાત છે. પ્રજાની ઉન્નતિમા આવા આદર્શો મુખ્ય ભાગ ભજવે છે.

## વોલેસ કલેકશન

બપોરે વેલેસ કલેકશન Wallace Collection જોયુ. થેકરીની વેનિટિ ફેર વાચી હશે તે આ સગ્રહની ખૂબિ સમજશે. મારકવીસ ઓફ્ હર્ટફોર્ડ અને તેના પછીના તેના બે વારસોએ આ અદ્ભુત સગ્રહ એકઠો કર્યો છે. એમા અનેક હથિયારો, સુદર પેઇન્ટીંગો અને વસ્તુઓ પ્રજાને અર્પણ કરી છે. એની એકઠા કરવાની તે વખતની કિંમત ૪૦ થી ૭૦ લાખ પાઉન્ડ અકાય છે આખો સગ્રહ જરૂર જોવા લાયક છે. એમા રેનોલ્ડ જેવા મોટા ચિતારાના અનેક ચિત્રો છે. કુલ સાતસોથી આઠસો પેઈન્ટીંગો છે. લશ્કરી બખતરો, ઘોડાના બખતરો, તેમજ હથિયારોનો પાર નથી. જવાહીર, દાબડીઓ વિગેરે અનેક ચીજો નબરવાર ગોઠવી છે અને તેની સામે તેનુ વર્ણન છે.

આવા કરોડો રૂપીઆના સગ્રહ રાષ્ટ્રને વારસામા મળે અને તે સગ્રહ નવીન પ્રજા જુએ ત્યારે દેશપ્રત્યેની ભક્તિ અને પોતાનુ જ્ઞાન વધે. આવા દેશને આગળ વધવાનો કેટલો અવકાશ છે તે બહુ

સમજવા યોગ્ય છે. આખું લાખો રૂપીઆનુ ભવ્ય મકાન પણ ભેટમા જ આપ્યુ છે. ધન્ય છે આવી ઉદારતાને !

### બ્રિટિશ મ્યુઝીયમ

વિજ્ઞાનનો સંગ્રહ અને ગ્રેટબ્રિટનની પ્રભુતાનુ કારણ અને તેની બરાબર ગવાહી આપનાર આ જબરજસ્ત સસ્થા પ્રાચીન શોધખોળના રસિકને અને ઇતિહાસના જિજ્ઞાસુને અદ્ભુત ખોરાક પૂરો પાડે તેવી છે. એનો બહારનો દેખાવ સારો છે પણ તેની અદર ઠાંસી ઠાંસીને આટલું જ્ઞાન ભર્યું હશે એવો ખ્યાલ ભાગ્યેજ આવે છે. દિવસો સુધી જોતા ન ધરાઇએ એટલા એના ઓરડાઓ છે અને દરેક ઓરડામા ચીજોનો પાર નથી. નેચરલ હીસ્ટરી અને ઇન્ડીઅન મ્યુઝીઅમ જુદા છે અહી મુખ્યત્વે કરીને જૂની પુરાણી ચીજો અને દેશ દેશના રિવાજદર્શક ચીજો, ઘરેણા અને ઝમીઝ વિગેરેનો સગ્રહ છે. સર્વ ચીજોને ઘણી વ્યવસ્થાપૂર્વક ગોઠવી છે અને દરેક ચીજ ક્યાંથી અને ક્યારે આવી તે બતાવવા માટે વિગતવાર કેટલૉગો મળી શકે છે. કેટલીક સુદર ચીજોની હકીકત નીચે લખી છે તે ઉપરથી તેની વિશાળતાનો કઇંક ખ્યાલ આવશે.

'રોમન ગેલેરી'મા સર્વથી વધારે ધ્યાન ખેંચે તેવા બ વના રોમન શહેનશાહો ઓરેલીયસ અને એન્ટોનીયસના છે. હેડ્રીઅનનુ બાવલું અને જુલીયસ સીઝરનું અર્ધ બાવલુ સારૂ છે. સગ્દાર હેડ્રીઅન પણ જોવાલાયક છે.

'ગ્રીક અને રોમન'ના એકદર ત્રણ રૂમો છે. તેમા ગ્રીસની કળા કૌશલ્યના નમુના ગ્રીસની બહારથી મળી આવ્યા હોય તેનો

બહુ ઉપયોગી સંગ્રહ છે. એમાં એપોલોનું પુતળું ખાસ જોવા-લાયક છે. એ ઉપરાંત પરચુરણ પુતળાં ત્રણે રૂમમાં સારાં છે. 'પુરાણા ગ્રીક બાવલાં' વાળો ઓરડો ત્યાર પછી આવે છે. 'એલ્જીન-રૂમ'માં સુંદર રોમન કારીગરીના નમુના છે. એમાં મીનરવાનું મંદિર બહુ બારીકાઈથી જોવા યોગ્ય છે. આ આખો સંગ્રહ ગ્રીકના પાર્થીનોનનો છે અને બહુ પ્રયાસે એને ઈંગ્લાંડમાં સ્થીર કર્યો છે.

જુના વિષયમાં રસ લેનારને ફીગાલીઅન રૂમમાં એપોલોનું મંદિર જોવા લાયક છે ( ઇ. સ. પૂર્વે ૪૩૦ ની કારીગરી ).

' મુઝોલીઅમ રૂમ 'માં દુનિયાની સાત આશ્ચર્યકારક ચીજમાં જે એક ગણાતી હતી તેવા હાલીકારનેસસનું મ્યુઝોલીયમ હતું, તેનાં જે અવશેષો મળી આવ્યાં તેનો સંગ્રહ છે. ( ઇ. સ. પૂ. ૩૫૩ ). જેટલો ભાગ મળી આવ્યો છે તેટલો મઝાનો છે અને અસલની કુશળતાનો ખ્યાલ આપે છે.

ત્યારપછી ' એસીરીઅન સલૂન ' આવે છે. આગળ જતાં ' ઇજીપ્શીઅન ગેલેરી ' આવે છે તે ખાસ જોવા જેવી છે. નેપોલીઅનની સાથે જે વિદ્વાનો ઇજીપ્તમાં ગયા હતા તેમણે કરેલો એ સગ્રહ છે અને ત્યારપછી તેમાં વધારો થયો છે. શરૂઆતમાં 'રોઝેટા સ્ટોન ' (Rosetta Stone) આવે છે. એ શહેનશાહ પાયમા ટોલેમી તરફ ઈ. સ. પૂર્વે ૧૯૫ માં બનાવેલા આભારનો ઉલ્લેખ છે. અશોકના સ્મરણસ્તંભો અને શાસનપત્રો જેવા હિંદમાં મશહૂર છે તેવાજ આ રોઝેટા પથ્થર યુરોપમાં મુલ્કમશહૂર છે. સદર શહેનશાહે મંદિરોને બહુ દ્રવ્ય આપ્યું તેથી મહાધિકારીઓએ દરેક મંદિરમાં એવા પથ્થર મૂકવાનું ફરમાન કર્યું હતું. આ ગેલેરીમાં પુરાણા અનેક બાવલાં આદિ છે જેના ઉપર એકવાર નજર

ફેરવી જવા લાયક છે. ખાસ કરીને બીજા રામેસીસનું નમન કરતું પૂતળું ( નં. ૫૮૪ ), અને સાધુ અને તેની પત્નીનું પુતળું ( નં. ૫૬૫ ) સુંદર છે.

ઉપરને માળે ચાર ઇજીપ્શીઅન રૂમો છે. એમાં રાજા અને ઉમરાવનાં શબોને (mummies) ખુશબોદાર પદાર્થ ભરીને બહુ સારી રીતે જાળવી રાખ્યા છે. સૈકાવાર એ કળા ધીમે ધીમે કેટલી ઓછી થતી ગઈ તે તેમાં માલૂમ પડી આવે છે. કેટલીક બિલાડીઓના મમીઓ પણ ત્યાં દેખાય છે. કોઇ કોઇ તો ઇ. સ. પૂર્વે છ હજાર વર્ષનાં જૂનાં છે. બાજુમાં ઇજીપ્તના બીજા બે ખંડો છે તેમાં ઈંટ ઉપર રાજાઓનાં નામો લખેલાં છે. ઉત્તર ગેલેરીમાં સીપ્રીઅન અને ફીનીશીઅન પુરાણી ચીજોનો સંગ્રહ છે.

વાઝ રૂમો ( *Vase rooms* ). ગ્રીક લોકો માટીનું વાસણ કામ બહુ ઊંચા પ્રકારનું કરતા હતા તેના ઘણા ઓરડા છે. તેમા માટીનાં વાસણોને સંવતવાર ગોઠવ્યા છે, તે બહુ જોવાલાયક છે. એ ઘણાખરાં કબરોમાંથી મળી આવેલાં છે અને કળાનો બહુ સારી રીતે ખ્યાલ આપે છે. એમાં રકાબી, ચલાણા વિગેરે અનેક ચીજો મુકવામાં આવે છે. પછી પીતળકામનો રૂમ આવે છે એમાં બ્રોન્ઝના ઐતિહાસિક વાસણો અને ચીજોનો સંગ્રહ છે. એમાં પૂતળાં પણ છે.

રોમન અને ગ્રીકજીવનના પ્રત્યેક પ્રસંગમાં વપરાતી ચીજોનો સંગ્રહ ત્યારપછી આવે છે અને પછીના રૂમમાં સોના તથા હીરામાણેકના દાગીનાનો સંગ્રહ છે. કેટલીક ઝીણવટથી દરેક પ્રજાનાં ઘરેણાં દરેક સૈકાના અહીં ગોઠવ્યાં છે તે આશ્ચર્ય ઉપજાવે તેવું છે અને દરેકની પાસે નાની ચીઠ્ઠીમાં તેનું વર્ણન, પ્રજાનું

નામ, લગભગનો સંવત વિગેરે વિગત આપ્યા છે. એમાં ગ્રીકોના, ઇટ્રસ્કન પ્રજાનાં, ઇજિપ્તની પ્રજાના અને બીજી એશીઆની પ્રજાના ઉપયોગનાં ઘરેણાં મૂક્યાં છે. આખો સંગ્રહ મનન કરીને દિવસો સુધી જોવાલાયક છે.

'સીક્કાનું ખાતું' પછી આવે છે. ઘણા સીક્કા અને ચાંદો જોવાલાયક છે. 'એશીઆટીક રૂમ'માં જાપાન ચીન વિગેરેને સારૂં સ્થાન મળ્યું છે. બૌદ્ધ અને બ્રાહ્મણ સમય પણ અહીં છે અને જૈનોની પ્રતિમાનો સંગ્રહ પણ સારો છે.

આવી રીતે પુરાણી ચીજોનો સંગ્રહ જોવાલાયક છે. એ ઉપરાંત મ્યુઝીઅમમાં મોટામાં મોટી લાઇબ્રેરી છે. સેંકડો પુસ્તકો છે, લાખો પુસ્તકો છે, પણ સર્વથી વધારે ખેંચાણકારક તો અનેક પુસ્તકોની પ્રથમ આવૃત્તિ અહીં જાળવી રાખી છે તે છે. 'રોબીન-સન ક્રુઝો' અને 'બનીઅન્સ પીલ્ગ્રીમ્સ પ્રોગ્રેસ'ની પ્રથમ આવૃત્તિ અહીં છે; કેક્સટને પુસ્તક છાપવાનું શરૂ કર્યું ત્યારથી ઉત્તરોત્તર છાપાકળામાં દર દશ વર્ષે કેટલો સુધારો વધારો થયો તે બતાવવા ગ્રંથ છાપણી-મુદ્રણનો અહીં શાલવાર સંગ્રહ બતાવ્યો છે. પુસ્તક ઉપરની બાંધણી (બાઇન્ડીંગ)ની કળામાં કેટલો સુધારો થતો જાય છે તે બતાવે તેવું ઊંચામાં ઊંચું બાઇન્ડીંગ પણ અહીં ક્રમવાર-શાલવાર બતાવ્યું છે અને ઊંચામાં ઊંચું રોયલ બાઇન્ડીંગ કેવું થાય તેના નમુના પણ બતાવ્યા છે. એ ઉપરાંત શેકસપીયર, મીલ્ટન, બેકન, થેકરી વિગેરે મોટા કવિયો તથા લેખકોના હસ્તાક્ષરમાં અસલ પાનાં અહીં સેંકડો હજારોની સંખ્યામાં કાચના કબાટો અને કેસોમાં મૂક્યાં છે અને બાજુમાં તેનું વર્ણન આપ્યું છે. જુના વખતનાં વેલમ ઉપર લખેલાં પુસ્તકોનો પણ સંગ્રહ

કર્યો છે બાઇબલને તો એવા સારા ચીતરેલા છે અને લખેલા છે કે એનો સોનેરી ઝગઝાટ એનુ કદ અને એનો ચિત્તાર જોતા આનદ થાય. ઇટાલીઅન મુદ્રણ, જર્મન મુદ્રણ સ્પેનીશ મુદ્રણના નમુનાઓ અહી મુકયા છે અભ્યાસીઓને માટે વાંચવાનો રૂમ પણ અલગ રાખ્યો છે. રજા મેળવી ત્યાં વાચવા આવી શકાય છે. આનો બ્રીટીશ મ્યુઝીઅમની અહુ ઉપર ટપકેની વાત થઇ બાકી આખો સગ્રહ જોતા કે તેની હકીકત વાંચતા દિવસો જાય તેમ છે. બ્રીટિશ પ્રજા દુનિયાપર કેમ સામ્રાજ્ય મેળવી શકી છે, તેઓની ચીવટ અને ધીરજ કેટલી છે, તેઓ આખ ગ્રાપર રાજ્ય કરવા કેમ યોગ્ય છે એનો ખ્યાલ અહીં જરૂર આવે તેમ છે. વ્યવસ્થા અને ચીવટપૂર્વક કરેલો અને જાળવેલો સગ્રહ જોવા અનેક લોકો આવે છે.

**ડીકન્સે પ્રખ્યાત બનાવેલી ઓલ્ડ ક્યુરીઓસિટિ શોપ**

*Old Curiosity Shop.* લીકન્સ ઇન્સ ફીલ્ડસની બાજુમા અમને એક દુકાન બતાવવામા આવી. ડીકન્સના નોવેલ વાચનારને આ નામ ઘણુ પરિચિત છે. તદ્દન જૂની દુકાન છે કોઈ પણ દિવસ પાડી નાખશે એવી એની બાંધણી છે પણ સ્થિતિચુસ્ત ઇતિહાસરસિક અગરેજોએ ડીકન્સની આ યાદગીરી બરાબર જાળવી રાખી છે. અત્યારે ત્યા કાઇ પુરાણી આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવી ચીજ વેચાતી નથી પણ એજ સ્થાનને ડીકન્સે પ્રસિદ્ધ કર્યું છે એમ કહેવામા આવે છે

બપોરના ટાઇમે વેતેમ કનેકશન જોયા પછી મોટર હેમ્પ સ્ટેડ હીથ Hampstead heath તરફ લીધી એ લડનનો ઉત્તર ભાગ છે. એની ઉચાઈ ૩૨૫ ફીટ છે આથે બનાવટી

નાનું સરોવર છે. તેમાં છોકરાંઓ વહાણ તરાવે છે. બાજુના રસ્તાપર સેકડો બંગલા villas or parishes છે. આ ઘણો સારો અને તંદુરસ્ત ભાગ ગણાય છે. પ્રત્યેક બગલા સુંદર અને ધણીઆતા હોય છે અને આખી હીથનો દેખાવ મજાનો છે. અહીંથી આખુ લડન જો ધુમ્મ ન હોય તો જોઈ શકાય છે. આ રસ્તે ચાલ્યા પછી બ્રીટિશ મ્યુઝીઅમમાં ગયા હતા.

કુકની બીજા નબરની " સહેલગાહ" પૂરી કરી હોટેલપર આવી ખાઈ પી સુઈ ગયા. આ બન્ને દિવસમાં ઘણું જોવા-જાણવાનું મળ્યુ.

**ગાવર સ્ટ્રીટમાં હીંદી નાટક.**

તેજ રાત્રે લંડનમાં વસતા હિંદી વિદ્યાર્થીઓનું યુનીઅન ગાવર સ્ટ્રીટમા છે ત્યા ગયો. ત્યાં રાત્રે તે દિવસે વિદ્યાર્થીઓ " ખુબસુરત બલા " નો હિંદુસ્થાનીમાં ખેલ કરવાના હતા. અહીં અભ્યાસ કરવા આવતા વિદ્યાર્થીઓ અત્ર કેમ રહે છે તે જાણવાની મને ખાસ અભિલાષા હતી તેથી ત્યાં ગયો. ખેલ તો તદ્દન જાણીનો હતો. ત્યાં લગભગ ૫૦–૬૦ વિદ્યાર્થીઓ સાથે રહે છે. મોટે ભાગે બંગાળી અને મદરાસી છે. જેને વેજીટેરીઅન રહેલું હોય તેને યોગ્ય ખોરાક મળી શકે છે. જાડા રોટલા જેવી રોટલી જેને 'ચપાટી' કહે છે તે પણ મળે છે.

વિદ્યાર્થીઓનો અંદર અદર પ્રેમ સાધારણ હોય છે. અભ્યાસ કરવા આવનાર સૌ પોતપોતાના કામમા મશગુલ રહે છે. દરેકને એક એક રૂમ મળે છે. આ હાકિમ સીનોનીઝ કપની ચલાવે છે આ સગવડ સારી ગણાય.

વિદ્યાર્થીઓમાના કેટનાક અગરેજ છોકરીઓ સાથે ખાતા હતા. નાટક જોવા સાથે બેઠા હતા આ છોકરીઓ તેઓની સહાધ્યાયિની હશે એમ લાગે છે. સર્વના મુખપર આનદ દેખાતો હતો. નાટક ૮॥ ગગે શરૂ થઈ ૧૧॥ સુધી ચા'યુ ઘણાખરા એકટરોએ સારૂ કામ કરી બતા'યુ. એને માટે વખતનો ભોગ પણ ઘણો આપ્યો હશે એમ લાગ્યુ સગીત અને પહેરવેશ હિંદુસ્થાની હતો સ્ત્રી પાર્ટ પણ વિદ્યાર્થીઓ કરતા હતા જોવા આવનાર ઘણા ખરા હિંદુસ્થાનનાજ વતની હતા વિદ્યાર્થીઓ અવકાશે આવો આનદ કરે તેમા વાધો ન લઈ શકાય પણ કેટલાકો ખાવાપીવામા મર્યાદા મૂકે તે જોઇ મને ખેદ થયો બગાળી મદરાસીને તો અભક્ષ્ય ખોરાકનો હિંદુસ્થાનમા પણ વાધો નથી પણ ગુજરાતી એમા ભગે તે મને ઠીક ન લાગ્યુ. અહી ભણતા હિંદી વિદ્યાર્થીઓ માટે બહુ વિચાર કરવાની અને તેમને માટે રીતસરની વ્યવસ્થાની બહુ જરૂર છે. જો કે આ સ્વતત્રતાપ્રિય જમાનામા અને ખાસ કરીને આ દેશમા કાઈ બનવુ શક્ય નથી અને કદાચ કોઇ એ વાત શક્ય કરે તો તેને તાબે થાય તેવી અત્રેના વિદ્યાર્થીઓની માન સિક પરિસ્થિતિ પણ જણાતી નથી આ વાત માત્ર ખોરાકને અગેજ નથી. એની સાથે અહીં હિંદુસ્થાનના વિદ્યાર્થીઓએ જે નામના (?) મેળવી છે તે ખરેખર ખેદ કરાવે તેવી છે અત્યારે સારો અંગરેજ હિંદુસ્થાનના વતનીને પોતાના ઘરમા રાખતો નથી, તે હિંદુસ્થાનના કાળા લોકોની સુગને લઇને નહિ પણ ચારિત્રહીનતાને લઇને છે. આ હકીકત સત્ય છે એમ અહીના લોકો કહે છે અને તે સાભળતા આપણને ખેદ થાય છે આ બાબતમા પજાબી અને બગાળી વિદ્યાર્થીઓ વધારે જવાબદાર છે એમ મને કહેવામા આવ્યુ ગુજરાતી વિદ્યાર્થીની સંખ્યા ઘણી

ઓછી છે અને તેમણે ખાસ નામના મેળવી હોય તેમ, છૂટાં છવાયા કેસો બાદ કરીએ તો, જણાતુ નથી. વિદ્યાર્થીઓની પરિસ્થિતિ પર હજુ ઘણુ જાણવાનુ હોવાથી હુ કોઈ પણ પ્રકારના છેવટના મત ઉપર આવી શકયો નથી.

લંચમાં શિષ્ટાચાર.

બીજે દિવસે રવિવાર હતો. મી. વીલ્સન સોલિસિટરને ત્યા બપોરે મારે લચ લેવા જવાનુ આમત્રણ હતુ. તેઓ ડો. જોન વીલ્સન જેણે પહેલી સંસ્કૃત ડીકશનેરી બનાવી અને જેણે કવિ કાળીદાસને જગજાહેર કર્યા તેના પૌત્ર થાય છે. તેમને ત્યા સસ્કૃત ગ્રથોનો સગ્રહ ઠીક દેખાયો. પોતાને સંસ્કૃત જ્ઞાન નથી પણ શોખ ખરો. તેમણે મને પૂછીને એક સિવિલિયન વાનપ્રસ્થ ગૃહસ્થ અને તેમની સ્ત્રીને લચ માટે આમત્રણ આપ્યુ હતુ. વિલાયતમાં એવો શિષ્ટાચાર છે કે કોઇને પારટી સિવાય ઘરે આમંત્રણ આપવું હોય તો તેની સાથે બીજા કોને આમત્રણ કરવું છે તે તેને જણાવવુ જોઇએ. જેમને મેળ ન ખાય તેવાને એકઠા કરવાથી બધાની મજામાં ભંગ પડે છે. આપણે અરસપરસ વિરૂદ્ધ વિચાર વાળાને જમવા માટે સાથે બોલાવીએ તેવો વ્યવહાર અહીં નથી.

લચમાં મારે માટે ખાસ વેજીટેમયો તૈયાર કર્યાં હતાં. સિવિલિયન ગૃહસ્થ બહુ વૃદ્ધ હતા. તેમણે મદરાસ બાજુનો સારો અનુભવ લીધો હતો. તેમની સાથે હિંદુસ્થાન સબધી બહુ આનદદાયક વાતો થઈ. તેમના વૃદ્ધ પત્ની પણ બહુ આનદી હતા. તેઓને પેન્શન મળે છે. આયરલાંડમા એસ્ટેટ લઈ મજા કરે છે અને આનંદમાં જીવન વ્યતીત કરે છે. તેમને વૃદ્ધ તરીકે

ખરૂ જીવતાં આવડે છે અને તે બાબત પણ આપણા દેશમા બહુ વિચારવા યોગ્ય છે. ઘડપણ નકામુ નથી, તેમ ફેકી દેવા યોગ્ય નથી. યોગ્ય રીતે એની તૈયારી કરી હોય તો જીવનના ઉત્તમ લ્હાવા અનુભવ સાથે સારી રીતે લઈ શકાય છે અને આ દેશમા તેના ઘણા દાખલા બને છે. અહીં કોઇને 'ઘરડો' કહીએ તો અપમાન લાગે છે. દરેક યુવાન રહેવા પ્રયત્ન કરે છે અને રહી શકે છે. અહીની હવા વિષયવાસનાને બહુ ઓછી જાગ્રત કરનાર હોઈ અનેક પ્રકારની મગદદ કરી આપે છે જેનો ખ્યાલ અહી આવ્યાથી બરાબર આવે છે. એ બન્ને વૃદ્ધ સિવિલિયન દંપતિને જોતા મને ઘણો આનંદ થયો. તેમણે જે વાતચીત કરી તે પણ બહુ આનંદદાયક હતી

**કેન્સીંગ્ટન ગાર્ડન્સ. રવિવાર.**

રવિવારે સાંજે અમે કેન્સીંગ્ટન ગાર્ડન અને હાઈડપાર્કમાં ફરવા ગયા. એ બાગ અમારા ઉતરવાના મકાનની સામે જ આવેલ છે. ઘણો વિશાળ છે. ત્યા લોકો બહુ સંખ્યામા આવે છે અને રવિવારે તો બહુ જ મોટી સંખ્યા હોય છે. રવિવારે ખાસ કરીને ઉઘાડ હોય એટલે વરસાદ ન હોય ત્યારે તો પુષ્કળ બાનુઓ અને ગૃહસ્થો ત્યા આવે છે. કોઇ દડા ઉછાળે છે, કોઈ વાતો કરે છે, કોઇ ખાય છે, કોઇ અંદર સરોવર છે તેમા હોડીઓ તરાવે છે, કોઈ કાંઠે ઊભા ઊભા જોયા કરે છે, કોઇ ન્હાય છે, કોઈ સરપન્ટાઇનમા હોડીમા બેસે છે, કોઇ હોડી તરાવે છે, કોઇ બેન્ડ પાસે ઉભા રહી લટાર મારે છે અને વાજાં સાંભળે છે. આવી રીતે પૂરતી છૂટથી સર્વ અહીં વર્તે છે અને પોતપોતાના સ્નેહી સાથે આનદ કરે છે. ખાસ વચ્ચેના નાના સરોવરની

પાળ ઉપર અને બન્ને બાગને જૂદા પાડનાર સરપન્ટાઇન (Serpentine) ની અંદર અને કિનારાપર લોકો બહુ મજા કરે છે બેન્ડ ચાલતુ હોય ત્યારે ખુરશીપર બેસવાની ફી ત્રણ પેની પડે છે મનુષ્ય સ્વભાવનુ બારીક અવલોકન કરવાનુ આ સ્થાન છે. અગ્રેજો ઓળખાણુ વગર વાતચીત કરતા નથી પણ આપણે મર્યાદિત રીતે તેમની હીલચાલ જોઈ શકીએ છીએ. ચારે તરફ લીલોતરી અને બાળકોનો આનદ, પાસે સર્પાકાર નદી જેવા સરોવર વચ્ચે સેકડો હોડીઓ અને ચારે તરફ પુરૂષો સ્ત્રીઓ– એક વખત આ આનદનુ દર્શન કરવા યોગ્ય છે.

હાઇડપાર્કમા ખરાબ સ્ત્રીઓ આવે છે એમ સાભળ્યુ હતુ રાત્રે આઠ વાગ્યા પછી મોડી રાતે સારા માણસો ત્યા જતા નથી જાય તો કાઇ વાધો નહિ, પણ એવા સસર્ગથી દૂર રહેનારે મોડી રાતના એકના જવુ ઠીક નહિ હાઇડપાર્કમા સાજે ઘણીવાર ઘણુ સુન્દર બેન્ડ વાગે છે.

કેન્સીંગ્ટન પેલેસ

હાઇડપાર્કની સામે કેન્સીંગ્ટન ગાર્ડન છે તેમા કેન્સીંગ્ટન પેલેસ છે ત્યા વિક્ટોરીઆ રાણી જન્મ્યા હતા અને ગાદી મળી ત્યા સુધી ત્યા રહેતા હતા મહેલ સારો છે પણ મોગલ શહેન શાહના મહેલો જેવો વૈભવ ત્યા નથી સારા પેઇન્ટીંગ્ઝ અહીં પણ છે. એની સામે એક સુદર નાનો બગિચો છે તે બહુ સારો છે વિવિધ પુષ્પો એમા એવી સારી રીતે ગોઠવાયલા છે કે જોતા રષ્ટિસૌંદર્યનુ ભાન થાય વચ્ચે ફુવારો અને ચોતરફ લીલોતરી આનદ આપે તેવી છે.

આ રાજમહેલ ઘણાં વર્ષો સુધી રાજા રાણીને રહેવા માટે વપરાતો હતો. એનું ચિત્રકામ બહુ જોવા લાયક છે. એના દરેક ખંડમાં ફરતાં અનેક વાતો યાદ આવે છે. અહીં સ્વીફ્ટ, પોપ, કોન્ગ્રીવ, એડીસન-વિગેરે આવી ગયા હતા અને આ મહેલનું વર્ણન જૂદી જૂદી રીતે કરી ગયા છે. ચોથો વિલિયમ મરી ગયો ત્યારે વિક્ટોરીઆ રાણીને આ મહેલમાં તેણીને ગાદી મળવાના સમાચાર આર્ચબીશપ ઓફ કેન્ટરબરિએ રાત્રે બે વાગે આપ્યા હતા.

**આલ્બર્ટ મેમોરીઅલ.**

એ મહેલની નજીકમાં પ્રીન્સ કોન્સોર્ટનું બાવલું પાંચ લાખ રૂપીઆ ખરચીને બનાવ્યું છે તે બહુ જોવાલાયક છે. એમાં એક બાજુ વ્યાપાર, Commerce, બીજી બાજુ ઇજનેરી Engineering, ત્રીજી બાજુ યંત્ર કામ Manufacture અને ચોથી બાજુ ખેતીવાડી Agriculture નાં રૂપકો (Personifications) સાથે તે દરેક લાઇનમાં કામ કરનાર-નામ કાઢનારના પથ્થરનાં બાવલાં મુકેલા છે તે ખરેખર જોવા લાયક છે. એક દેશ પોતાના આગેવાનોનું કઇ કઇ રીતે સ્મરણ કરે છે તેનો ખ્યાલ આવે તેવું છે. એમાં સારા ગાયક, કવિ, શીલ્પી, પુતળાં બનાવનાર અને ચિત્રકારને સ્થાન મળ્યાં છે. એનું નામ 'આલ્બર્ટ મેમોરીયલ' કહેવાય છે. આ યાદગિરી મહારાણી વિક્ટોરીઆના પતિ પ્રિન્સ કોન્સોર્ટની છે અને મોટે ભાગે ફંડ કરીને એકઠી કરેલ રકમનું પરિણામ છે. એમાં બ્રોન્ઝનું પૂતળું આલ્બર્ટનું છે તે જરા માપમાં ઠીક લાગતું નથી પણ દરેક વિજ્ઞાન વ્યાપારાદિના આગેવાન બ્રીટીશને એમાં કેવું સ્થાન મળ્યું છે તે જોવા લાયક છે. લંડન જનારે આ મેમોરીઅલ જરૂર જોવું.

**બ્રિટિશ મ્યુઝીઅમ.**

એક દિવસ બપોરે બ્રિટિશ મ્યુઝીયમમાં માનવવંશવિદ્યા (ethnology)ના વિભાગમાં ગયો. ત્યાં દરેક દેશના રાંધવાનાં પહેરવાના સામાનો ઘરેણાંઓ અને દરેક જૂદી પડતી ચીજો ગોઠવેલી છે. તેમાં સીઆમ, ચીન, હિંદુસ્થાન, મેકસીકો, ઇજીપ્ટ, બ્રાઝીલ, પેરૂ, બરમા વિગેરે અનેક દેશવાર વિભાગો છે અને દરેક વસ્તુ કેવી રીતે પહેરવામાં આવે છે, ક્યાં પહેરવામાં આવે છે અને તેનો ઉપયોગ શો છે તેની કુલ વિગત છાપેલી હોય છે. આ વિભાગ જોતાં દિવસો થાય પણ પૂરૂં થાય તેમ નથી. વાંચવા બેસીએ તો થાકી જઇએ. દરેક દેશના અવનવા પોશાક ઘરેણાં વિગેરે જોતાં બહુ મજા આવે છે. શરીરને સુંદર દેખાડવા લોકો કેવા કેવા પ્રયત્નો કરે છે તે ખરેખર જોવા જેવું છે. કેટલાંક ઘરેણા તો આપણને વિચિત્ર લાગે, કેટલાક પહેરવેશો આપણને જંગલી જેવા લાગે-પણ એ સર્વનો સંગ્રહ અહીં બહુ સુંદર રીતે કર્યો છે. એના પુતળાંઓ પણ સાથે રાખી તેને પોશાક પહેરાવી કેટલીક જગાએ બનાવ્યાં છે. આ વિભાગ જોતાં તો દિવસો થાય તેમ છે. તેના બાર ઓરડા છે તેમાંથી મેં બે જોયા. બ્રીટીશ મ્યુઝીઅમમાં તો હજુ ઘણું જોવાનું છે. વખત થઈ જવાથી ફરીવાર આવવાનો વિચાર રાખી આજનુ કામ પૂર્ણ કર્યું.

**નાટક.**

આજે રાત્રે No No Nenette નો નો નેનેટનો બહુ પ્રસિદ્ધ ખેલ જોવા ગયો. એ ખેલ સવા વર્ષથી ચાલે છે. રવિવાર સિવાય દર રાત્રીએ થાય છે. બુધ અને શનિવારે બપોરે અને રાત્રે બે ખેલ હોય છે. અઠવાડિયા પહેલાથી ટીકિટ મળતી નથી.

એ ખેલ તૈયાર કરવામા તેર હજાર પૌડ ખરચ્યા. અત્યાર સુધીમાં તેના માલેકોને એક લાખ દશ હજાર પાઉન્ડ મેળવ્યા છે એમ તેણે પોતે જ હમણા એક લાઇબલના કેસમા કહ્યુ છે. દર ગત્રે જોનારાની ધમાલ પડે છે. એક સાથે આઠ દશ હજાર પ્રેક્ષકો બેસી શકે તેવુ થીયેટર છે. આ મ્યુઝીકલ કોમેડી છે એટલે એમા ગાયન અને સંવાદ આવ્યા કરે છે. દરેક પાત્રોના અભિનય બહુ સુંદર અને જોઇએ તેવા હોય છે. અહીંનું સગીત તો અજબ છે, આપણે સમજીએ નહિ તો પણ કાનને સારૂ લાગે તેવુ હોય છે અને સગીત વગાડનારા લગભગ પોણોસો હોય છે. એના દરેક નાચમા તો કમાલ કરે છે. અહીં ફ્રાન્સ જેવુ જરાપણ ઉઘાડું શરીર નહિ અને છતા મર્યાદામા રહી નાચનુ કામ કળાની દૃષ્ટિએ બહુ ઉત્તમ પ્રકારનુ કરે છે. એમા પણ જ્યારે ગાયન ગાવાનું અને સાથે નાચ હોય છે ત્યારે વધારે સુદર લાગે છે. આ આખા ખેલમા એક ગાયન આખા યુરોપમા પ્રસિદ્ધ થયુ છે.

I want to be happy,
But I cannot be happy;
Unless I make you happy—too.

એ ગાયન એવી સરસ પદ્ધતિથી જૂદી જૂદી રીતે ગાય છે અને એટલી વખત આખા નાટકમા આવે છે કે આખુ યુરોપ એની પાછળ ઘેલુ થયુ છે દરેક પાત્રોનું કામ કળાની નજરે બહુ ઊંચા પ્રકારનુ છે. કમ્ગતી શરીર બહુ મજાનું કામ કરે છે, આ નાટક અત્યારે પહેલા નબરનું ગણાય છે. ફ્રાન્સમા ઉઘાડી રીતે જે બીભત્સપણુ દેખાયુ—જો કે તેમના મત પ્રમાણે એમા વાંધો નહિ, તેવુ—ઈગ્લાંડમા જરા પણ નહિ. નાટકને કળા

તરીકે જોવું હોય તો ઇગ્લાંડમાં જોવું. કળાવિધાનમાં તો ફ્રાન્સ પણ એટલું જ સુંદર છે પણ તે મર્યાદા ઓળંગી જાય છે એમ આપણી પૌર્વાત્ય આંખને લાગે છે.

નાટકની ટીકિટના ભાવો પણ ઘણા આકરા છે. ઓરચેસ્ટ્રાની ટીકીટના શી. ૧૪ પેન્સ ૬ છે અને બે શિલીંગ તેના ઉપર સરકારનો કર છે. પીટનો ભાવ બે શિલીંગ હોય છે તેમાં જલ્દી બેસવા માટે ૭ વાગ્યાથી સાંજે લોકો ક્યુ (હાર) માં ઊભા રહે છે. એક બીજાની અગાડી ધક્કામુક્કી કરીને તો કોઈ જાય જ નહિ. અહીં કેટલીક નાટકશાળામાં બીડી પીવા દેવામાં આવે છે. એ બહુ ખરાબ છે; કારણ કે એક તો અહીં ઠંડી હવાને કારણે બધું બંધ હોય છે અને તેમાં ધુમ્રપાનના ગોટેગોટા નીકળે તે ઠીક લાગતું નથી. અમેરિકનો આ નાટક બહુ જુએ છે.

નાટકમાં સીનસીનેરી સારા હોય છે પણ તે કરતાં પાત્રના એકટીંગ (અભિનય) ઉપર અહીં વધારે ધ્યાન અપાય છે. સારા એક્ટરના ફોટા આવે, તે વધારે વખણાય તો મોટા ઉમરાવ કુટુંબમાં પરણી જાય અને મરે ત્યારે વેસ્ટમીન્સ્ટર એબીમાં સ્થાન મળે એટલું અહીં વીરપૂજન છે. ગમે તે કાર્યપ્રદેશમાં કોઈ સારો થાય તેની અહીં જાહેર રીતે કીમત થાય છે અને તે વાત આપણા દેશમાં ખાસ અનુકરણ યોગ્ય છે. લંડનમાં કોઈ પણ નાટક કે ડાન્સીંગ હોલ ૧૧॥ પછી ઉઘાડો રહી શકતો નથી. બધાં નાટકો તે પહેલાં પૂરાં થવાં જ જોઇએ અને લંડનની પોલિસ જે આખી દુનિયામાં વખણાય છે તે આ નિયમોનો બરાબર અમલ કરે છે. એમાં કાંઇ ગફલત ચાલતી નથી. અહીં દરેક માણસ પોતાના

હકો સમજે છે અને સાથે પોતાની ફરજ પણ સમજે છે અને પોલિસની નકામી દરમ્યાનગિરિ વગર ઘણાં કામો સરળતાથી થાય છે. લંડનની વસ્તી ૭૦–૭૨ લાખ મનુષ્યની છે છતાં કાંઈ અડચણ આવતી નથી તેનું કારણ લોકોનો નિયમને અનુસરવાનો સ્વભાવ છે.

નાટકના અંતરમાં (મ્યુઝીક) સંગીત ચાલે છે તે પણ બહુ સાંભળવા લાયક હોય છે. સારૂં ગાયન ગાય કે સારૂં વગાડે તેને શાબાશી મળે છે. વન્સમોરનો રિવાજ નથી પણ તાળીઓ પડે તો એક્ટર વીંગમાંથી પાછો આવી નમન કરી અંદર ચાલ્યો જાય છે. એ નમન પણ પદ્ધતિસર અને સારી રીતે artistically કરે છે.

આલ્બર્ટ કોન્સર્ટ હોલ.

એક દિવસ બપોરે કેન્સીંગ્ટન ગાર્ડનની સામે આવેલો Albert Concert Hall જોયો. એ હોલમાં ઉપર નીચે ગોળ બેઠકો ગોઠવી છે. એમાં લગભગ દશ હજાર માણસો એક સાથે બેસી શકે અને બધાં સાંભળી શકે તેવી રીતે એ હોલ બાંધ્યો છે. ત્યાં કોઈ વાર કોન્સર્ટ થાય છે તે બહુ જોવા જેવા–સાંભળવા જેવા હોય છે એમ મને કહેવામાં આવ્યું, શીયાળાના કોન્સર્ટ બહુ વખણાય છે. એમા પૈસા ભરનાર હમેશને માટે બેસવાની જગ્યા ખરીદી શકે છે. એનો ગોળ વિષ્કંભ ૮૧૦ ફીટ છે. એમાં જે વાજિંત્ર (ઓરગન) છે તેમાં ૯૦૦૦ પાઇપો છે. હોલની રચના જોવા લાયક છે.

ઇન્ડીઆન મ્યુઝીઅમ.

એની સાથે નજીકમાં Albert Museum છે તે ઘણું મોટું છે અને એના ઘણા વિભાગ છે. એમાંનાં India Mu-

seum વાળા વિભાગમા હુ ગયો. એને જોતા પણ દિવસો થાય એવુ છે. અદર દાખલ થતા પ્રથમ પાર્શ્વનાથની કાળી સુદર (જૈન) પ્રતિમા છે. પછી મુબઈના ઘરના નમુના, તાજમહાલનો નાનો ઘાટ અને બીજી સુંદર ચીજો ગોઠવી છે. દરેક વસ્તુ હિંદુસ્થાનનીજ ત્યા ગોઠવી છે અને એ જોતા આપણે હિદમા હોઇએ તેવુ આખો વખત લાગ્યા કરે છે. ભીંતપર અજન્ટાના ફ્રેસ્કો સખ્યાબધ ચીતરેલા છે મોગલ સમયની કળાના સેકડો અસલ ચિત્રો બહુ સારી રીતે જાળવી રાખ્યા છે. દેવ દેવાલયો ના સગ્રહનો પાર નથી એકજ જગ્યાએ ત્રણ જૈન મૂર્તિઓ જોવામા આવી ઉપરને માળે હિંદુસ્થાનના હથિયારોનો સગ્રહ છે. અનેક જરીપુરાણા હથિયારો, ઢાલો, તરવારો, બખતરો, બદુક વિગેરે સેકડોની સંખ્યામા ગોઠવ્યા છે. પછી હિંદુસ્થાનના નકશી કામ, હાથીદાતનું કામ, ચિત્રો, રંગો વિગેરેનો પાર નથી એક વિભાગમા શેતરંજીઓ ગોઠવી છે, લખનૌના દરેક ધંધાદારીના રમકડા ગોઠવ્યા છે, એક ધમણ સાથે લુહારને ઊભો કરી દીધો છે હિદુસ્થાનની અત્યારની અને પૂર્વ કાળની બધી કળાઓને અત્ર સ્થાન આપવામા આવ્યુ છે નાની મોટી એટલી વસ્તુઓ છે કે એનું વર્ણન કરી શકાય નહિ કેટલી ચીવટથી અને ક્યા ક્યાથી લાવીને આ સગ્રહ કર્યો હશે તેનો ખ્યાલ કરીએ ત્યારે અગરેજોની ચીવટ અને આપણી વર્તમાન અધોદશા માટે આનદ અને શોક થાય તેવી આ બાબત છે.

**સાયન્સ મ્યુઝીઅમ.**

સાઉથ કેન્સીંગ્ટનમા આ બહુ જોવા લાયક સગ્રહ છે. એ નેચરલ હીસ્ટરી મ્યુઝીઅમ અને ઈમ્પીરીયલ ઈન્સ્ટીટ્યુટની વચ્ચે

આવેલું છે. એના બે મોટા વિભાગ છેઃ એકને 'દક્ષિણ ગેલેરી (સધર્ન ગેલેરીઝ)' કહેવામાં આવે છે. અને બીજાને 'પાશ્ચાત્ય ગેલેરીઝ' કહેવામાં આવે છે.

પ્રથમ વિભાગમાં 'સાંચાકામ અને શોધખોળ' (Machinery and Inventions) આવે છે. હાઇડ્રોલીક પાવર કેવી રીતે કામમાં આવે છે તે અહીં બતાવવામાં આવ્યું છે. એક બટન દાબતાં અંદર કેસમાં રહેલ (યંત્રો) કામ કરવા માંડે છે અને વિગતો જોઇ શકાય છે. શોધખોળમાં, સર હંફ્રી ડેવીનો કોલસાની ખાણુમાં ઉપયોગી સલામતીનો દીવો (સેફ્ટી લૅંપ) અહીં રાખી મૂક્યો છે. એ સિવાય સીવવાનાં સાંચા, ટાઇપ રાઇટર અને શાળવણાટ કામનાં જૂનાં યંત્રોના નમુના અહીં રાખ્યા છે. મોટાં ઍંજિનોના નમુના બહુ જોવા લાયક છે. એમાંથી ઍંજિનનો ઇતિહાસ ક્રમવાર સમજાઇ જાય છે. અસલ બોલ્ટન અને વોટે સ્ટીમ પાવર ઍંજિન બનાવ્યાં તે પણ અહીં જાળવી રાખ્યાં છે. અનેક જાતનાં ઍંજિનો જોતાં અંગરેજોની ઝીણી બુદ્ધિ અને પ્રગતિના જીવતા દાખલા નજરે દેખાય છે. ઍંજિનો પણ જોવા લાયક છે. વહાણોના નમુના ખાસ જોવા લાયક છે. એમાં અસલી ઢબના વહાણથી માંડીને છેલ્લામાં છેલ્લી મોટી લાઇનરો કેમ થવા પામી તે બરાબર જોઈ શકાય છે. આકાશનાં વિમાનોના નમુના 'એક્ઝીબીશન રોડ' પર હાલમાં નવા મકાનમાં ગોઠવ્યા છે તે પણ જોવા લાયક છે.

ઉપરના માળમાં કોલસાની ખાણુ અને ધાતુની ખાણુનાં ઓજાર કામ બતાવ્યાં છે અને બીજા માળમાં ગણિતનાં ઓજારો, ગણતરીનાં ઓજારો, વીજળીનાં યંત્રો અને દરિયાઇ ગણતરીનાં

અનેક યન્ત્રોની રચના બતાવી છે. એ ઉપરાત પહેલા માળમાં દરેક પ્રજાની જૂદા જૂદા કાળની વહાણ રચના બતાવી છે.

પશ્ચિમની ગેલેરીમા ઘડિયાળો અને ક્રોનોમીટરનો ઉત્તમ સંગ્રહ છે. હાલ આ આખો વિભાગ રીવાર ગોઠવાય છે. અગરેજ પ્રજા અત્યારની સ્થિતિએ કેવી રીતે આવી છે તેનો ઊંડો અભ્યાસ આ સગ્રહસ્થાન જોતા થાય છે. એમાં દૂરબિનો અને વિજ્ઞાન તથા ખગોળ વિદ્યાના યન્ત્રો, સાધનો અને હથિયારોનો અપૂર્વ સંગ્રહ પણ સામેલ છે.

## ઇમ્પીરીયલ વોર મ્યુઝીઅમ.

છેલ્લા મહાવિગ્રહની અનેક પ્રકારની વિગતોવાળા ચિત્રોથી ભરપૂર આ સગ્રહસ્થાન ક્રીસ્ટલ પેલેસમાથી સાઉથ કેન્સીંગ્ટન રોડ પર લાવવામા આવ્યુ છે. લડાઇ દરમ્યાન લીધેલા અનેક ફોટોગ્રાફોનો અહીં મોટો સંગ્રહ છે અને વહાણોના, ૧૮૬૦ થી અત્યાર સુધીના ફોટાઓ છે.

## નેચરલ હીસ્ટરી મ્યુઝીઅમ.

વિજ્ઞાનના શોખીન માટે આ સગ્રહ અદ્વિતીય છે. એ શોખ ન ધરાવનારને એ નકામો છે. એ સંગ્રહસ્થાન આખી દુનિયામા વિજ્ઞાનની નજરે પ્રથમ પંક્તિ ધરાવે છે. એમા પ્રાણીવિદ્યાનો અભ્યાસ કરાય તેવાં અનેક પક્ષીઓ છે, એમા માછલી, વ્હેલ જાતની માછલીઓ, સર્પો, જીવડાઓ અને શખના સગ્રહનો પાર નથી. એક વિભાગમા હાથીદાતનો સગ્રહ છે. એક સ્થાને આકાશમાથી પડેલા પથ્થરોનો સંગ્રહ છે. બૉટનીનો વનસ્પતિશાસ્ત્રનો વળી જૂદો વિભાગ છે.

લંડનમાં જનારે આ સર્વ મ્યુઝીઅમો જરૂર જોવા જેવાં છે. એનું વર્ણન કરવું મુશ્કેલ છે. બાકી જેને જે વિષયનો શોખ વધારે હોય તેને તેનો રસ વધારે પડે એ ઉઘાડી વાત છે. એકંદરે આ સર્વ સંગ્રહસ્થાનો જરૂર મુલાકાત લેવા લાયક છે.

### ક્રોમવેલરોડ સ્ટુડન્ટસ હોમ.

ત્યાંથી આગળ ચાલી ક્રોમવેલ રોડપર ગયા. ત્યાં સરકાર તરફથી, હિંદુસ્થાનથી જે વિદ્યાર્થી પ્રથમ આવે તેને સગવડ કરી દેવાનું સ્થાન છે. 21 Cromwell Road, South Kensington S. W. 7 ના ઠેકાણે પ્રથમ ખબર આપીને ત્યાં વિદ્યાર્થીથી એક માસ રહી શકાય છે. હાલ બે પાઉન્ડ દર અઠવાડિયે આપવા પડે છે. ત્યાં સગવડ સારી છે. સરકાર તરફથી એક Warden ત્યાં રહે છે. બેનરજી નામના વાર્ડન હાલ છે તેમની સાથે બહુ આનંદથી મેં કલાક સુધી વાત કરી. તે કોઈ પણ વિદ્યાર્થી માટે બનતું કરવા તૈયાર છે. અહીં વિદ્યાર્થીઓને ખાનગી કુટુંબમાં રહેવાનું હોય છે અને તેવી રીતે વિદ્યાર્થીઓને રાખનારા સારા કુટુંબોનું તે લીસ્ટ રાખે છે અને વિદ્યાર્થીઓને ત્યાં ભલામણ કરી મોકલી આપે છે. તેમના કહેવા પ્રમાણે તો, સરકારે સારા ઇરાદાથી આ ખાતું સ્થાપ્યું છે પણ વિદ્યાર્થીઓ એ ખાતાને જાસુસ તરીકે ગણે છે અને ઇંડીઅન વિદ્યાર્થીઓ ઉપર નજર રાખવા સરકારની આ યુક્તિ છે એમ માને છે. તેમની સાથે મારે ઘણી વાત થઈ. વિદ્યાર્થીઓ કેમ ખરાબ લતમાં પડે છે તે તેમણે સમજાવ્યું. અભ્યાસ માટેની સગવડ કરવાનું કાર્ય હાઇકમીશનરની ઓફીસમાંનું કેળવણીખાતું કરે છે. હાલ એ ખાતાના ઉપરિ મી. સેન છે અને તેમને જરૂર મળવા મને કહ્યું.

**મોટા સ્ટોરો. સલ્ફ્રીજ.**

લંડનમાં ત્રણ મોટાં સ્ટોરો છે: હેરડ્સનો, સલ્ફ્રીજનો અને વ્હાઇટલીનો. છેલ્લા બે મેં જોયાં. selfridge સલ્ફ્રીજના સ્ટોરમાં ઉપર પાંચ માળ અને નીચે એક માળ વધારે છે. મકાન રસ્તા ઉપર આવેલું છે અને તે બે હજાર વારથી વધારે લાંબું છે. તેમાં પાંચ હજારથી વધારે માલ વેચનારા છે. દરેક ખાતાવાર માણસો બેસે છે. આપણે ત્રણ પેતીની ચીજ લેવી હોય તો અમુક ખાતાનું નામ અથવા ચીજનું નામ આપીએ, એટલે ગમે તે ખાતાવાળો માણસ હશે તે આપણને, સાથે આવી તે ખાતું બતાવી જશે અને પોતે બહુ કામમાં હશે તો માળનો નંબર અને સ્ટોલનો નંબર આપશે. એ મકાનમાં ઉપર જવા માટે બાર તો લીફ્ટો છે. અમુક ખાતામાં જઈ તમે અરધો કલાક ચીજો જુઓ અને કાંઇ ન લો તો જરા પણ વાંધો નહિ. અહીં ટાંચણી કે સોઇથી માંડીને નાની મોટી સેંકડો–હજારો ચીજો મળી શકે છે. છોકરાંઓનાં રમકડાં, ખાવાની ચીજો, સ્ત્રીઓને પહેરવાની ચીજો, ઓઢવાની ચીજો, ક્રોકરી, કેળવણીની ચીજો, રેશમી ચીજો, રૂમાલ, કોલર, નેકટાઇ, પાકીટ, તકીઆ, ગાદી–કેટલી ચીજોનાં નામ લખવાં ? નાની કે મોટી કોઇ પણ ચીજ અહીં મળતી નથી એવું નથી. છેતરાવાનો પણ એમાં પ્રસંગ નથી. ભાવ લખેલા હોય છે તે તમને કહે, લેવી હોય તો લો અને ન લેવી હોય તો તમારી મરજી. ન લો તો કોઇ જરા પણ ગુસ્સે ન થાય. ખરીદેલી ચીજ તમને સારી રીતે પેક કરીને આપે છે જેના તમારે પૈસા આપી દેવાના હોય છે. તમારે સાથે ન લઇ જવી હોય તો તમારા ઠેકાણાનું કાર્ડ આપો ત્યાં તે ચીજ તે ગમે તેટલી ઓછી કિંમતની હશે તો પણ

મોકલી આપશે. તમે મકાને પહોચો ત્યાં તો ચીજ આવીને પડેલી હોય. આવું અસાધારણ 'ઓરગેનીઝેશન' અને વ્યવસ્થા છે. ત્યાં ગ્રાહકોને ખાવા પીવા માટે મોટું રેસ્ટોરાં ખોલેલું છે. નીચે આઈસ્ક્રીમ અને તાજી કરેલી અને થતી મીઠાઈઓ મળે છે. રેસ્ટોરાંમાં 'સંગીત' પણ ચાલતું હોય છે. આ મોટા સ્ટોરવાળા ખરીદીખાતું અને બનાવવાનુ ખાતું પણ પોતેજ રાખે છે; એટલે અહીં જે જે વસ્તુ વેચાય છે તેમાંની ઘણીખરી પોતેજ બનાવે છે અને કાર ખાનાને ઓરડર આપે છે તોપણ તે ઉપર તેનુંજ નામ હોય છે. આ ખરીદનાર ખાતું તદન જૂદું છે. તેનો ઉપરના પાયહજાર વેચનારમાં સમાવેશ થતો નથી. દર અઠવાડિયે નોકરના પગારનો ખર્ચ લગભગ ત્રીશ હજાર પાઉન્ડનો છે એટલે લગભગ ચારલાખ રૂપીઆનો પગાર દર અઠવાડિયે નોકરનો થાય છે. ભારે હલકાં સર્વ જાતના કપડાં તથા મશીનરી–સાંચાકામ અહીં મળે છે. છોકરાઓની ગાડી, રૂમાલ વિગેરે જે લેવુ હોય તે ખાતાવાર મળી આવે છે. ઘડિયાળ વેચે છે એટલુંજ નહિ પણ તેને રિપેર કરવાનું કામ પણ હાથમાં લે છે અને નોટપેપર કે કવર લેવા હોય તો તે પણ મળી શકે છે. નાની કોઈ પણ ચીજ મળી શકે છે.

આ સ્ટોર કાઢનાર માણસે અઠવાડિયાના બે શિલીંગના પગારથી જીંદગી શરૂ કરી હતી. અત્યારે એ મકાન પણ હજુ વધારે મોટું કરનો જાય છે અને જો ત્યાં ખરીદનારની સંખ્યા જોઇએ તો અકલ કામ કરે તેમ નથી. જ્યારે જાઇએ ત્યારે હજારો લોકો ખરીદવા માટે આવતાં દેખાય છે. બપોરના સ્ત્રીઓની મોટી મેદની જામે છે અને તે વખતે બસનાં ભાડાં પણ અરધા લેવાય છે, કારણ બપોરના ટાઇમે પુરુષો તો કામપર

હોય છે અને શૉપીંગ કરનારને સગવડ પડે તેથી ભાડાં ઓછાં રાખે છે. અહીંના લોકો વહેવારૂ practical ઘણા. એમને એમ લાગે કે અમુક વખતે વધારે લોકોને લલચાવવાની જરૂર છે તો તુરત ભાડાં ઓછાં કરી નાખે, એક સરખો નિયમ અનુસરવામાં પણ અક્કલનો ઘણો ઉપયોગ કરે છે.

અમે ત્યાં તપાસ કરી તો જણાયું કે લોકો પૈસા આપ્યા વગર માલ લઇ જવાની વૃત્તિ રાખતા નથી. તેમનામાં ઘણો મોટો વિશ્વાસ રાખવામાં આવે છે. તેઓ ખાનગી ડીટેક્ટીવ રાખે છે એમ પણ જણાયું. પણ એકંદરે લોકોમાં પોતાની ફરજનો ખ્યાલ ઊંચો એટલે કોઇ બદદાનતવાળા થોડાજ હશે એમ જણાય છે.

**વ્હાઇટલી સ્ટોર, (ક્વીન્સરોડ).**

ઓક્સફર્ડ સ્ટ્રીટપર એ સ્ટોર ભરબજારમાં આવેલો છે. તેનાથી ઉતરતો સ્ટોર 'વ્હાઇટલી' નો ક્વીન્સ રોડ ઉપર છે. અમારા મુકામથી તે નજીક હતો. મેં તે બે ત્રણ વાર જોયો. આખી વ્યવસ્થા બહુ જોવા લાયક છે. મોટા પાયા ઉપર વેપાર કેમ થઇ શકે, ખરીદનારનો વિશ્વાસ કેમ સંપાદન કરી શકાય અને વ્યવસ્થાસર મોટાં કામો કેમ હાથ ધરી શકાય તેનો જીવંત દાખલો આ સ્ટોરો છે. એમાં વેચનારાની નમ્રતા, પોતાના વ્યાપારમાં કુશળતા, બોલવાનું ચાતુર્ય, ઘરાકને સમજાવવાની પદ્ધતિ, માલ ગોઠવવાની યુક્તિ, બતાવવાની ચપળતા વિગેરે અનેક બાબતો જોવા જેવી છે.

**નાના દુકાનદારો.**

જે પદ્ધતિ મોટા સ્ટોરોમાં જોઈ તેવીજ પદ્ધતિ નાની

દુકાનોમાં છે. ત્યાં પણ ભાવ તો એકજ. માલ બતાવવાનો ઉત્સાહ, વેચવાની કુશળતા, બોલવાની ચાલાકી વિગેરે બહુ સુંદર હોય છે અને ઘરાકનો પ્રેમ અને વિશ્વાસ એવો તો જમાવી શકે કે ઘરાકને દુકાને ચડ્યા પછી ઉતરવાનું મન થાય નહિ. અહીંની નાની દુકાનોમાં window-dressing માલને રસ્તા ઉપર બતાવવાની પદ્ધતિ બહુ સારી છે. દુકાનમાં કઈ ચીજ મળે છે તે રસ્તા ઉપરથી જ જોઇ શકાય. આપણે હોર્નબી રોડ ઉપર થોડી દુકાનમાં રસ્તાની બારીનો શણગાર જોઇએ છીએ એવો અહીં પ્રત્યેક દુકાને સાધારણ છે. અંદર ગયા પછી તમે માત્ર જુઓ ત્યારે એક માગો તો પચીશ ચીજ રજુ કરે. નાના દુકાનદાર તરફથી પણ ભાવમાં ફેરફાર તો નજ થાય, પણ તમે વ્યાપારી હો તો કમીશન લઈ શકો. આ કમીશનમાં વધઘટ થઇ શકે છે એટલા પૂરતી જૂદી વાત, બાકી ત્રણ પાઉન્ડની ચીજ બતાવી તેના બે પાઉન્ડ ઓગણીશ શીલીંગ લે નહિ. તમને પાલવે તો લો, નહિતો ચાલ્યા જાઓ; પણ એ બોલેલ ભાવમાં ફેરફાર કરશે નહિ. અંગરેજો મોટા પાયા ઉપર વેપાર કરી શકે છે તે તેનું આ વ્યવહારકુશળપણું છે. એ ઉપરાંત એક બીજી એટલીજ અગત્યની વાત એ છે કે તમે માલ લઇ તમારો કાર્ડ આપી પૈસા ચૂકવી ચાલ્યા જાઓ અને ઘેર આવી બારોબાર આવેલો માલ મેળવી જુઓ તો કદિ પણ એક ચીજ ઘટશે નહિ અથવા બળતી આવી ગઈ છે એમ જણાશે નહિ. આ પ્રમાણિકપણું આખા દેશમાં પ્રવર્તે છે. અહીં ઘરાકને ચીરવાની વૃત્તિ નથી જણાતી પણ ઘરાકી જમાવવાની આવડતના પદાર્થપાઠો દેખાય છે. રાજી થએલો ઘરાક બીજા ઘણા ઘરાક મેળવી આપે છે એ સૂત્ર તેઓ સમજે છે અને નફો ગમે તેટલા ટકા ખાશે પણ પુંજો

ધા મારવાની વૃત્તિ કદિ નહિ કરે. અહીંનો નાનો વેપારી વીશ ટકાથી ઓછે નફે વેપાર કરતો નથી અને કરે તો તેને પાલવે પણ નહિ. અહીં ભાડા અને નોકરનો પગાર પાઉન્ડમાં અને દર અઠવાડિયે અપાય છે એટલે નાને નફે વેપાર બોજે જ નહિ.

લડાઇ પછી વેચનાર તરીકે ઘણી ખરી જગ્યાએ હવે સ્ત્રીઓ કામ કરે છે. તેઓ બોલવામાં કુશળ હોય છે. તેમનો શરૂઆતનો પગાર અઠવાડિયે બે પાઉન્ડ હોય છે, છ માસે પાંચ શિલીંગ વધતો જાય છે. આ કેટલુ ઊંચુ ધોરણ છે તે વિચારવાનું છે. જ્યાના મજુર પણ દર અઠવાડિયે ત્રણ પાઉન્ડ રળે તે દેશ કેમ ઊંચો આવ્યા વગર રહે. મજુર કે કામ કરનારી બાઇ પણ પગાર લે તેટલુજ કામ આપે છે. આપણે ઘેર બે ઘાટી, રસોયો, ભાળી અને લાવનાર મૂકનાર એમ પાંચ માણસ રાખીએ અને છતા જરૂર વખતે એક પણ ચીજ વ્યવસ્થિત હોતી નથી એમ અહીં બનતુ નથી. પાચે માણસનુ કામ એક 'મેડ' maid કરે છે, પણ એની ફરજમાં વાધો આવતો નથી. વખતસર હાજર થાય અને ઠરાવ પ્રમાણે વખત પૂરો થાય એટલે ચાલવા માંડે; નોકરીના વખત દરમ્યાન બીજી પચાત નહિ. એની વ્યવસ્થાની વાત લખી જાય તેમ નથી. સર્વ બાબત નિયમસર કરે છે અને તમે જે હુકમ કર્યો હોય તેનો બરાબર અમલ થાય છે. બોલવામા વિનય અને પ્રેમ દેખાય છે અને 'થેંક્યુ' કે 'સોરી' નો પાર નહિ. આ સર્વ વિચારવા—અનુકરણ કરવા યોગ્ય છે.

**લંડનનાં પરાંઓ.**

તા. ૧૬ મીએ ક્રીસ્ટલ પેલેસ Crystal Palace કાચનો મહેલ જોવા ગયો એ લગભગ સાત માઇલ દૂર છે. બસમાં અને

ગ્રાંઉન્ડમાં ત્યાં જવાય છે. એ સ્થાન Sydenham ના નામે ઓળખાય છે. એ પેલેસમાં અમે બસમાં ગયા હતા. રસ્તે નાના નાના એક સરખા બંગલાની હારો આવી રહેલી છે. આ બંગલા તે લંડનની કંટ્રીલાઈફ છે. એ બહુ સુંદર અને એક સરખા દેખાવવાળા હોય છે. અંદર જઈએ તો પ્રથમ નાનો સુંદર બગિચો, દાખલ થતાં એક સારો ડ્રોઈંગ રૂમ, રસોડું અને સ્ટોર રૂમ, બાજુમાં નોકરને રહેવાની જગ્યા, ઉપર બે સુવાના રૂમ, નીચે ઉપર પાયખાના, એક બાળકને સુવાનો રૂમ, એ સર્વ સગવડવાળા બંગલાનું ભાડું દર અઠવાડિયે બેથી ત્રણ ગીની હોય છે. પછવાડે સારો બગિચો હોય છે. બીલ્ડીંગ સોસાયટી એવા બગલા બાંધે છે. દરેક બંગલાને સડક હોય છે. વચ્ચે ચાર પાંચ ટેનીસકોર્ટ અને ક્રીકેટગ્રાઉન્ડ તથા મોટો બગિચો હોય છે. રહેવાનું બહુ સુંદર અને વીજળી, ગેસ અને પાણી તથા ગટરની પૂરતી સગવડ હોય છે. ગરમ પાણી માટે દરેક બંગલામાં સગવડ હોય છે. અહીની હવા તદ્દન સ્વચ્છ હોય છે અને બધા બંગલા ભરેલા હોય છે. પોતાનો બગલો પણ નંબર વગર જડે નહિ એટલા એકસરખા દેખાવમાં હોય છે. લંડનની કંટ્રી લાઈફ ઘણી વખણાય છે. ચારે તરફ શાંતિનું સામ્રાજ્ય હોય છે અને દરેક ઘરમાં પિયાનો જરૂર હોય છે.

**ક્રીસ્ટલ પેલેસ.** (Crystal palace).

આવા અનેક બંગલા વટાવી અમે સીડનહામમાં આવેલા ક્રીસ્ટલ પેલેસ આગળ આવી પહોંચ્યા. એની બાંધણીમાં માત્ર કાચ અને લોઢાનો ઉપયોગ કર્યો છે. બંગલો ઘણો ઉંચો અને મોટો છે. અંદર પાંચ હજાર માણસો બેસે એવો કોન્સર્ટ હોલ છે અને ચારે તરફ રાજાનાં પુતળાં અને ચિત્રો છે. ગુરૂવારે ઘણા વિદ્યાર્થીઓ આવે છે.

તેમને મફત દાખલ કરે છે. અમે ગયા ત્યારે ત્રણેક હજાર વિદ્યાર્થી હતા. તેઓના શિક્ષકો તેમની સાથે રમે, ફરે, કોઇ દોડાદોડી કરે—ગમે તેમ કરે અને ચારે બાજુનુ સૌંદર્ય એવુ કે મગજને શાંત કરી નાખે મેળો હતો, તેમા અનેક ચીજો મળે. છોકરાઓને કેળવણી આપવાની પદ્ધતિ તદ્દન જૂદા પ્રકારની છે. વાતોમા જ જ્ઞાન મળે.

ક્રીસ્ટલ પેલેસ બાધવા પાછળ ૧૫ લાખ પાઉન્ડનો ખર્ચ થયો છે તેની આજુબાજુ ૨૦૦ એકર જમીનપર વિદ્યાના અનેક સાધનો છે. ઊંચાઇ પણ ઘણી છે. બાજુમા બે મોટા મિનારા છે. અદર એક જબરજસ્ત ઘડિયાળ છે. વચ્ચે એક સુદર થીએટર (નાટ્યગૃહ) છે આખો પેલેસ જોતા ઘણુ જાણવા જેવુ મળે તેવુ લાગ્યુ અહીના વિદ્યાર્થીઓની તદુરસ્તી અને રમતો જોઈ ત્યારે તે બાબતમા આપણે હજુ કેટલા પછાત છીએ તેનો કાઇક ખ્યાલ થયો. અહી પક્ષીઓના, ફૂલોના અને કુતરાના પ્રદર્શનો થાય છે ત્યારે બહુ જોવા જેવુ હોય છે ક્રીસ્ટલ પેલેસ તો ચમકતો બિલોરી કાચનો મહેલ છે અને ઘણો વિશાળ અને કારીગિરીનો નમુનો છે. એ લડનની દક્ષિણે આવેલો છે

દાખલ થવાની ફી એક શિલીંગ ત્રણ પેન્સ છે ગુરૂવારે બે શિલીંગ અને છ પેન્સ હોય છે કોઇપણ મકાન જાહેર હોય છે તેમા દાખલ થવાની ફી જરૂર રાખે છે મોટા બગિચામા કેટલીક વાર નથી હોતી. ફીની આવક ઘણી મોટી થાય છે અને તેમા તેના રક્ષણ રિપેરનો ખર્ચ નીકળી આવે છે. લડાઇના વખતમા અહી સિપાઇઓને રાખવામા આવ્યા હતા લડન આવનારે આ મહાલય જરૂર જોવા જેવો છે જતા આવતા પરાઓના મકાનોની ગોઠવણુ પણ જરૂર નીહાળી લેવી. બસમાં

જવાથી એનો ખ્યાલ આવશે. હું વીમ્બલ્ડનમાં એવાં મકાન જોઇ આવ્યો હતો એટલે મને તેનો કાંઇક ખ્યાલ આવ્યો.

હેમ્પ્ટન કોર્ટ.

એક દિવસે અમે હેમ્પ્ટન કોર્ટ જોવા ગયા. એ લંડનની તદ્દન પશ્ચિમે લગભગ બાર માઇલ દૂર છે. બસમાં અને અન્ડરગ્રાઉન્ડમાં ત્યાં જઈ શકાય છે. રસ્તો ઘણો સારો છે. ઉઘાડો દિવસ હોય તો બસમાં જવાની ઘણી મજા આવે છે. રસ્તે પરાઓનાં ઘરોની હારોની હારો ચાલી આવે અને બસ પૂરજોસમાં આગળ વધી જાય. રસ્તે ઓલીંપીયા પર ઘોડાનો show હતો તેથી મોટરગાડીનો ધસારો ઘણો હતો. હેમ્પ્ટનકોર્ટ પહોંચતાં લગભગ સવા કલાક થાય છે.

ઇ. સ. ૧૫૧૫માં ઇંગ્લાંડના ઇતિહાસપ્રસિદ્ધ પુરુષ કાર્ડીનલ વુલ્સિ Wolsey. એ તંદુરસ્તી માટે આ કોર્ટને પોતાના મકાન માટે ટેમ્સ નદીના કિનારા ઉપર બંધાવી. બંધાવતાં પહેલાં લંડનની આસપાસ બહુ તંદુરસ્તીવાળી જગ્યાની એણે ઘણી તપાસ કરાવી અને ત્યાર પછી એણે આ જગ્યા પસંદ કરી, બહુ મોટો ખર્ચ કરી આ જગ્યા બંધાવી અને તેની આજુબાજુ ઘણો મોટો બગિચો બાંધ્યો. એ બગિચો આજે પણ આંખને ઠારે તેવો છે. તેની ગોંદરી લીલી હરિયાળી અને મખમલનો ગાલિચો પાથર્યો હોય તેવી અને વચ્ચેનો ફુવારો ઘણો આકર્ષક જણાય છે. એ વુલ્સિએ આવો સારો બંગલો બાંધ્યો, ત્યાં રાજાને ઘણીવાર નોતર્યા અને અંતે રાજાએ તેની પાસેથી એ બગિચો લઇ લીધો ત્યારે એને કહેવું પડેલું કે 'જે ભક્તિથી રાજાને ભજ્યો તેની અર્ધી પણ ભક્તિથી જો મેં મારા ઇશ્વરને ભજ્યા હોત



હેમ્પ્ટન કોર્ટ લંડન (ઇંગ્લાંડ)

[પૃ ૧૪૨

જવાથી એનો ખ્યાલ આવશે. હું વીમ્બલ્ડનમાં એવાં મકાન જોઇ આવ્યો હતો એટલે મને તેનો કાંઇક ખ્યાલ આવ્યો.

હેમ્પ્ટન કોર્ટ.

એક દિવસે અમે હેમ્પ્ટન કોર્ટ જોવા ગયા. એ લંડનની તદ્દન પશ્ચિમે લગભગ બાર માઇલ દૂર છે. બસમાં અને અન્ડરગ્રાઉન્ડમાં ત્યાં જઈ શકાય છે. રસ્તો ઘણો સારો છે. ઉઘાડો દિવસ હોય તો બસમાં જવાની ઘણી મજા આવે છે. રસ્તે પરાઓનાં ઘરોની હારોની હારો ચાલી આવે અને બસ પૂરઝોસમાં આગળ વધી જાય. રસ્તે ઓલીંપીયા પર ઘોડાનો show હતો તેથી મોટરગાડીનો ધસારો ઘણો હતો. હેમ્પ્ટનકોર્ટ પહોંચતાં લગભગ સવા કલાક થાય છે.

ઇ. સ. ૧૫૧૫માં ઇંગ્લાંડના ઇતિહાસપ્રસિદ્ધ પુરૂષ કાર્ડીનલ વુલ્સિ Wolsey. એ તંદુરસ્તી માટે આ કોર્ટને પોતાના મકાન માટે ટેમ્સ નદીના કિનારા ઉપર બંધાવી. બંધાવતાં પહેલાં લંડનની આસપાસ બહુ તંદુરસ્તીવાળી જગ્યાની એણે ઘણી તપાસ કરાવી અને ત્યાર પછી એણે આ જગ્યા પસંદ કરી, બહુ મોટો ખર્ચ કરી આ જગ્યા બંધાવી અને તેની આજુબાજુ ઘણો મોટો બગિચો બાંધ્યો. એ બગિચો આજે પણ આંખને ઠારે તેવો છે. તેની ગોંદરી લીલી હરિયાળી અને મખમલનો ગાલિચો પાથર્યો હોય તેવી અને વચ્ચેનો ફુવારો ઘણો આકર્ષક જણાય છે. એ વુલ્સિએ આવો સારો બંગલો બાંધ્યો, ત્યાં રાજાને ઘણીવાર નોતર્યા અને અંતે રાજાએ તેની પાસેથી એ બગિચો લઇ લીધો ત્યારે એને કહેવું પડેલું કે 'જે ભક્તિથી રાજાને ભજ્યો તેની અર્ધી પણ ભક્તિથી જો મેં મારા ઇશ્વરને ભજ્યા હોત

પણ અધખોલાં પણ રાખી શકાય નહિ. શરદી લાગી જવાનો ઉનાળામાં પણ ભય રહે છે અને શિયાળામાં તો અંદર ગરમી રાખવી જ પડે એટલે ઘરમાં ગુંચાયલા લોકોને ચોખ્ખી હવાનાં સાધનો જોઇએ. કુદરતની આ વિરૂદ્ધતાથી એ લોકો ડરી ગયા નથી. શિયાળામાં ઠંડી વધારે હોય, વરસાદ અને બરફ પડતો હોય ત્યારે વધારે કામ કરે છે, કામ કરે એટલે શરીરમાંથી ગરમી નીકળે છે અને જ્યારે જરા ઉઘાડ નીકળે ત્યારે ખુલ્લી હવામાં જઈ પ્રકાશનો લાભ લે છે. ઠેકાણે ઠેકાણે નાના બગિચાઓ તો હોય જ છે અને આવા મોટા બગિચા પણ ઘણા છે. કેન્સીંગ્ટન ગાર્ડન્સ, જેમ્સીસ પાર્ક, રીજન્ટ પાર્ક, હાઇડ પાર્ક વિગેરે મોટા બગિચાઓ પણ છે. ક્યુ ગાર્ડન્સ એ જાહેર બાગ છે, અંદર જવાની ફી છે, બોટનીના અભ્યાસીને તો એ બહુ ઉપયોગી છે પણ સામાન્ય રીતે પણ એકવાર તો જરૂર જોવા લાયક છે.

અહીંના બગિચાઓમાં ખુરશીઓ ગોઠવેલી હોય છે. તે પર બેસવાની ફી હોય છે. કોઇ ઠેકાણે એક પેની અને કોઇ ઠેકાણે બે પેન્સ હોય છે. હાઇડપાર્ક જેવામાં દશેક હજાર ખુરશીઓ હશે. બેન્ડ હોય ત્યારે અને ખાસ કરીને શનિવારે ત્યાં બેસવાની જગ્યા મુશ્કેલીએ મળે છે એટલે લોકો ખુલ્લી હવાનો લાભ લે છે. ઘણા ખરા ફરતાં જ જોવામાં આવે છે.

### ઝૂ. ( Zoological Gardens ).

અમે ઝુલોજીકલ ગાર્ડન્સ જોવા ગયા. આને ટુંકામાં 'ઝૂ' ના નામથી લોકો ઓળખે છે. ઓક્સફર્ડ સ્ટ્રીટની નજીકમાં—શહેરના મધ્યમાં એ બાગ છે. અંદર દાખલ થવાની ફી એક શિલીંગ પણ આજે સોમવારે ૭ પેની છે. અમે અહીં ઘણું જોવાની આશા

રીચમંડ અને કીંગ્સ્ટન શહેરમા થઇને આવ્યા. એ સર્વ લંડનનાં પરાં છે. અહીંથી પાછા જતા ટેઇમ્સ નદીમાં થઇને જવાનો વિચાર કર્યો. અમે ત્રણ જણ સાથે હતા. નાની બોટ મોટરવાળી હતી તેની રીચમંડની ટીકિટ લીધી. બોટમાં બેઠા પછી જે દેખાવ જોયો તેનું વર્ણન કરવું મુશ્કેલ છે. ત્યાં નાની બલામડી જેવી ઘણી બોટો ભાડે મળે છે. શનિવારનો દિવસ હતો એટલે બપોરના રજા હતી. આવી સેંકડો બોટો અંદર ફરતી હતી. અંદર બે કે ત્રણ માણસો હોય. ઘણે ભાગે સ્ત્રીપુરુષ હશે. તેઓ ખાવાનું સાથે રાખે. બોટમાં બેસી ખાય, કોઇ ગ્રામોફોન વગાડે, કોઈ વાયોલીન વગાડે, કોઇ અંદર કાઠા ઉપર પડયા રહે અને કોઇ સુતા હોય. જેને જેમ ફાવે તેમ આનંદ કરે. આવી સેંકડો બોટો હતી. બન્ને બાજુએ મોટી રેસ્ટોરાં બોટો પણ ખરી, અને કેટલીક હરવા ફરવાની પણ બોટો હતી. નદીમાં પણ ખાવા પીવાની સગવડ તો ખરીજ.

આ દેખાવ જોતા હતા ત્યાં અમારી બોટ ઉપડી. બન્ને બાજુએ એવો સુંદર દેખાવ કર્યો છે કે ત્યાં સ્વર્ગનો ખ્યાલ આવે. લીલો પ્રદેશ અને કાંઠા ઉપર મકાનો—નાનાં લાકડાંનાં કે મોટાં હોય છે. બન્ને બાજુએ લોકો રમે નાચે કુદે અને કુતરાઓ સાથે ગેલ કરે. એવા અનેક દેખાવો જોતાં જઈએ અને સ્ટીમર આગળ ચાલી જાય. આખી નદીની બન્ને બાજુએ અનેક કલબો અને પાર્કો તથા ફરવાની જગ્યા છે અને અહીંના લોકો એનો પૂરતો લાભ લે છે. તેઓ કુદરતની પ્રતિકૂળતાનો પણ ઘણો સારો ઉપયોગ કરી રહ્યા છે અને ફુરસદના વખતમા આનંદ કરે છે. ધંધા વખતે ધંધાનીજ વાત અને અવકાશના

વખતમાં જીંદગી વધારવાનાં બાહ્ય સાધનોનો પૂરતો લાભ લેવો એ એમનું જીવનસત્ર છે. અત્યારે ઉનાળો હતો એટલે આખી કુદરત હસી રહી હોય એમ દેખાતું હતું. અમને પાંચસેક હોડીઓ આવાં યુગળોની મળી હશે અને સર્વના આનંદી ચહેરા જોઇ અમને જોવાની ઘણી મજા આવતી હતી.

રસ્તા ઉપર અનેક હોટેલો અને હોડીઓ ભાડે લેવાની જગ્યા પણ આવે. એમ કરતાં અમે કીંગ્સ્ટન નજીક આવ્યા. ત્યાંથી રીચમંડ જતાં ઢોળાવ જબરો આવે છે તેથી ત્યાં બોટને સંભાળથી લેવી પડે છે. બોટ એક બંધ પાસે આવી અંદર ગઇ, પછી ઊભી રહી. ધીમે ધીમે બધું પાણી ખલાસ કરી તેને છ ફીટ ઉતારી દીધી. પછી સામેનું બારણું ખોલ્યું એટલે બોટ નવી નીચી સપાટી પર આવી. આને Peddington lock કહેવામાં આવે છે. જે ધોરણ ઉપર પનામા કેનલ બાંધી છે તેનો પ્રીન્સીપલ નજરે જોયો. સ્ટીમર ચઢીઉતરી શકે નહિ પણ દરવાજા બંધ કરી, પાણી એકજ લેવલ રાખે છે. તે ધોરણે કામ લઇ સાયન્સના જ્ઞાનનો લાભ લેવામાં આવે છે. આ વૈજ્ઞાનિક કળા વિભાગ બહુ જોવા જેવો લાગ્યો. વખત હોય તો ટેમ્સ નદીમાં એક વખત જરૂર જવા જેવું છે. કેટલીક સરવીસ તો વેસ્ટમીન્સ્ટરથી માંડીને હેમ્પ્ટનકોર્ટ સુધીની પણ હોય છે. આખે રસ્તે અનેક નાની બોટો બલામડીઓ અને મછવા સામે મળ્યાજ કરે અને બન્ને બાજુનો રસ્તો કુદરત અને મનુષ્યકૃતિથી ઘણો સુંદર લાગે. જીવતી કવિતા અહીં જોઇ શકાય છે, સ્થૂળ ઊંચા પ્રકારનું સુખ કેવું હોઇ શકે તેનો અહીં ખ્યાલ થાય છે અને સ્વર્ગીય સ્થૂળ સુખની ઝાંખી થાય છે. અહીં અધ્યાત્મને અવકાશજ નથી,

તો ઘડપણમાં એ મારો ત્યાગ ન કરત.' ત્યાર પછી ત્યાં ઘણા રાજાઓ આવ્યા અને ગયા. ત્યાં આઠમા હેન્રીનો ચેંબર, રાજાનો દાદરો King's Staircase, રાજાનો દરબાર હોલ, સુવાનો હોલ, જમવાનો હોલ, વિગેરે ઘણી જગ્યાઓ છે. સર્વ જગ્યા સાથે ઇતિહાસ જોડાયલો છે. હાલ તો ત્યાં રાજાનાં પેઇન્ટીંગો ગોઠવેલાં છે. તે બહુ સારાં છે એમાં ઇલીઝાબેથનાં ચિત્રો ઘણાં છે. આવા સર્વ રાજમહાલયોમાં ચર્ચ–મદિર, નાનું ચેપલ જરૂર સાથે હોય છેજ અને રવિવારે ત્યાં રાજાઓ પ્રાથના કરતા એમ કહેવાય છે. આખા મહેલમાં ચિત્રો–પેઇન્ટીંગો ખાસ જોવા લાયક છે.

એની બાજુમાં મોટા બગિચામાં એક 'લાયનગેટ' છે તેની અંદર ખાવા પીવાનું રેસ્ટોરાં છે. ઉઘાડ હોય ત્યારે લોકો અહીં બેસી ચા વિગેરે લે છે. ખાવા પીવાનું તો દરેક સ્થાન સાથે જરૂર હોય છે.

એની બાજુમાં maze ભૂલભૂલામણી છે. એ નાના છોડવાની બનાવેલી છે. એમાં જવાની ફી એક પેની છે. અંદર ગયા પછી ફર્યાજ કરીએ, પણ પત્તો લાગે નહિ. અમે બહુ વિચાર કરી વીશ મીનિટ ફર્યાં પણ બહાર નીકળી શકીએજ નહિ. ઘણા સાહેબો અને મડમો સામે મળે, અમને રસ્તો પૂછે, પણ બધા હેરયાજ કરે. કોઈને બહાર નીકળવાનો રસ્તો જડે જ નહિ. અંતે એક છોકરાએ અમને રસ્તો બતાવ્યો. આ મેઝમાં ફરવાની ઘણી મજા પડે છે.

**ટેઇમ્સમાં સહેલ–(એકસકર્ઝન).**

ત્યાંથી બહાર આવ્યા. હેમ્પનકોર્ટ આવતાં રસ્તે હેમરસ્મીથ,

રીચમંડ અને કીંગ્સ્ટન શહેરમાં થઈને આવ્યા. એ સર્વે લંડનનાં પરા છે. અહીંથી પાછા જતા ટેઇમ્સ નદીમાં થઈને જવાનો વિચાર કર્યો. અમે ત્રણ જણ સાથે હતા. નાની બોટ મોટરવાળી હતી તેની રીચમંડની ટીકિટ લીધી. બોટમાં બેઠા પછી જે દેખાવ જોયો તેનું વર્ણન કરવું મુશ્કેલ છે. સો નાની બલામડી જેવી ઘણી બોટો ભાડે મળે છે. શનિવારનો દિવસ હતો એટલે બપોરના રજા હતી. આવી સેંકડો બોટો અંદર ફરતી હતી. અંદર બે કે ત્રણ માણસો હોય. ઘણે ભાગે સ્ત્રીપુરૂષ હશે. તેઓ ખાવાનું સાથે રાખે. બોટમાં બેસી ખાય, કોઇ ગ્રામોફોન વગાડે, કોઈ વાયોલીન વગાડે, કોઇ અંદર કોચ ઉપર પડયા રહે અને કોઇ સુતા હોય. જેને જેમ ફાવે તેમ આનંદ કરે. આવી સેંકડો બોટો હતી. બન્ને બાજુએ મોટી રેસ્ટોરા બોટો પણ ખરી, અને કેટલીક હરવા ફરવાની પણ બોટો હતી. નદીમાં પણ ખાવા પીવાની સગવડ તો ખરીજ.

આ દેખાવ જોતા હતા ત્યાં અમારી બોટ ઉપડી. બન્ને બાજુએ એવો સુંદર દેખાવ કર્યો છે કે ત્યા સ્વર્ગનો ખ્યાલ આવે. લીલો પ્રદેશ અને કોચ ઉપર મકાનો–નાના લાકડાંના કે મોટા હોય છે. બન્ને બાજુએ લોકો રમે નાચે કુદે અને કુતરાઓ સાથે ગેલ કરે. એવા અનેક દેખાવો જોતા જઈએ અને સ્ટીમર આગળ ચાલી જાય. આખી નદીની બન્ને બાજુએ અનેક કલબો અને પાર્કો તથા ફરવાની જગ્યા છે અને અહીંના લોકો એનો પૂરતો લાભ લે છે. તેઓ કુદરતની પ્રતિકૂળતાનો પણ ઘણો સારો ઉપયોગ કરી રહ્યા છે અને ફુરસદના વખતમા આનંદ કરે છે. ધંધા વખતે ધંધાનીજ વાત અને અવકાશના

વખતમાં જીંદગી વધારવાનાં બાહ્ય સાધનોનો પૂરતો લાભ લેવો એ એમનું જીવનસૂત્ર છે. અત્યારે ઉનાળો હતો એટલે આખી કુદરત હસી રહી હોય એમ દેખાતુ હતુ. અમને પાચસેક હોડીઓ આવા યુગળોની મળી હશે અને સર્વના આનંદી ચહેરા જોઇ અમને જોવાની ઘણી મજા આવતી હતી.

રસ્તા ઉપર અનેક હોટેલો અને હોડીઓ ભાડે લેવાની જગ્યા પણ આવે. એમ કરતા અમે કીંગ્સ્ટન નજીક આવ્યા. ત્યાથી રીચમંડ જતાં ઢોળાવ જબરો આવે છે તેથી ત્યા બોટને સભાળથી લેવી પડે છે. બોટ એક બંધ પાસે આવી અંદર ગઇ, પછી ઊભી રહી. ધીમે ધીમે બધુ પાણી ખલાસ કરી તેને છ ફીટ ઉતારી દીધી. પછી સામેનુ બારણુ ખોલ્યુ એટલે બોટ નવી નીચી સપાટી પર આવી. આને Peddington lock કહેવામા આવે છે. જે ધોરણ ઉપર પનામા કેનલ બાંધી છે તેનો પ્રીન્સીપલ નજરે જોયો. સ્ટીમર ચઢીઉતરી શકે નહિ પણ દરવાજા બંધ કરી, પાણી એકજ લેવલ રાખે છે. તે ધોરણે કામ લઇ સાયન્સના જ્ઞાનનો લાભ લેવામા આવે છે આ વૈજ્ઞાનિક કળા વિભાગ બહુ જોવા જેવો લાગ્યો. વખત હોય તો ટેમ્સ નદીમા એક વખત જરૂર જવા જેવુ છે. કેટલીક સરવીસ તો વેસ્ટમીન્સ્ટરથી માંડીને હેમ્પ્ટનકોર્ટ સુધીની પણ હોય છે. આખે રસ્તે અનેક નાની બોટો બનામડીઓ અને મઠવા સામે મળ્યાજ કરે અને બન્ને બાજુનો રસ્તો કુદરત અને મનુષ્યકૃતિથી ઘણો સુંદર લાગે. જીવતી કવિતા અહીં જોઇ શકાય છે, સ્થૂળ ઊંચા પ્રકારનું સુખ કેવુ હોઇ શકે તેનો અહીં ખ્યાલ થાય છે અને સ્વર્ગીય સ્થૂળ સુખની ઝાંખી થાય છે. અહીં અધ્યાત્મને અવકાશજ નથી,

તેમજ અધ્યાત્મની વાછામા બન્નેને ગુમાવવાનો દંભ પણ નથી; એટલે આ દેશમાં સ્થૂળ આધનોનો કેટલો લાભ આ ભવમાં લઇ શકાય છે તેજ જોવાનુ છે. આ દેશમાં આત્મા તો ખોવાઈ ગયો છે અને શોધ્યો જડે તેમ નથી, પણ સ્થૂળ સપત્તિની વિપુળતામાં આ દેશ એટલો બધો વિલાસ અને આનંદ કરે છે કે તેનો ખ્યાલ આપવો મુશ્કેલ પડે તેમ છે.

સ્ટીમર આવા અનેક દૃશ્યો જોતી રીચમડ આવી. ત્યાંથી બસમાં બેસી અમે મુકામ પર આવ્યા. રીચમંડ પણ નાનું ગામ છે, બધી વસ્તુઓ મળે છે અને તેની બાજુમાં મોટો બાગ છે તે જોવા આવતી કાલે જવાનું છે.

કયુ ગાર્ડન્સ. Kew Gardens.

રીચમન્ડ પાસે આ બોટેનીકલ ગાર્ડન્સ છે. બસમાં ત્યાં જઈ શકાય છે. છ સાત પેનીમાં બસ ત્યા પહોચાડે છે. એ બગિચો ટેમ્સ નદીના કિનારા પર છે અને ઘણો વિશાળ છે. એમાં અનેક જાતના છોડવાઓ અને ઝાડો છે. એમા જાપાનીઝ પેગોડા ખાસ જોવા લાયક છે. એ આખા બાગમા ફરતા બે કલાક લાગે છે. દરેક જાતના છોડ કે ઝાડ પાસે તેનું વર્ણન લખેલું હોય છે અને અંદરની અગત્યની ચીજોમા ચિત્રોની બુક પણ મળી શકે છે. બગિચાઓનો શોખ હોય તેણે આ બગિચો જરૂર જોવા લાયક છે. લડનમાં બગિચાઓનો પાર નથી. આટલું મોટું શહેર છતાં તેમાં મોટા મધ્ય ભાગમા પણ ઠામ ઠામ બગિચાઓ ઘણા રાખ્યા છે. ત્યા બાળકો રમે છે અને અવકાશે માણસો હવા ખાય છે. અહીં ઘરો તો એવી રીતે રાખવામા આવે છે કે બહારની હવા અંદર આવવા દઇ શકાય નહિ. બારી બારણાં હોય ઘણાં,

પણ અધખોલાં પણ રાખી શકાય નહિ. શરદી લાગી જવાનો ઉનાળામાં પણ ભય રહે છે અને શિયાળામાં તો અંદર ગરમી રાખવી જ પડે એટલે ઘરમાં ગુંચાયલા લોકોને ચોખ્ખી હવાનાં સાધનો જોઇએ. કુદરતની આ વિરૂદ્ધતાથી એ લોકો ડરી ગયા નથી. શિયાળામાં ઠંડી વધારે હોય, વરસાદ અને બરફ પડતો હોય ત્યારે વધારે કામ કરે છે, કામ કરે એટલે શરીરમાંથી ગરમી નીકળે છે અને જ્યારે જરા ઉઘાડ નીકળે ત્યારે ખુલ્લી હવામાં જઈ પ્રકાશનો લાભ લે છે. ઠેકાણે ઠેકાણે નાના બગિચાઓ તો હોય જ છે અને આવા મોટા બગિચા પણ ઘણા છે. કેન્સીંગ્ટન ગાર્ડન્સ, જેમ્સીસ પાર્ક, રીજન્ટ પાર્ક, હાઇડ પાર્ક વિગેરે મોટા બગિચાઓ પણ છે. ક્યુ ગાર્ડન્સ એ જાહેર બાગ છે, અંદર જવાની ફી છે, બોટનીના અભ્યાસીને તો એ બહુ ઉપયોગી છે પણ સામાન્ય રીતે પણ એકવાર તો જરૂર જોવા લાયક છે.

અહીંના બગિચાઓમાં ખુરશીઓ ગોઠવેલી હોય છે. તે પર બેસવાની ફી હોય છે. કોઇ ઠેકાણે એક પેની અને કોઇ ઠેકાણે બે પેન્સ હોય છે. હાઇડપાર્ક જેવામાં દશેક હજાર ખુરશીઓ હશે. બેન્ડ હોય ત્યારે અને ખાસ કરીને શનિવારે ત્યાં બેસવાની જગ્યા મુશ્કેલીએ મળે છે એટલે લોકો ખુલ્લી હવાનો લાભ લે છે. ઘણા ખરા ફરતાં જ જોવામાં આવે છે.

**ઝૂ. ( Zoological Gardens ).**

અમે ઝુલોજીકલ ગાર્ડન્સ જોવા ગયા. આને ટુંકામાં 'ઝૂ'ના નામથી લોકો ઓળખે છે. ઓક્સફર્ડ સ્ટ્રીટની નજીકમાં—શહેરના મધ્યમાં એ બાગ છે. અંદર દાખલ થવાની ફી એક શિલીંગ પણ આજે સોમવારે ૭ પેની છે. અમે અહીં ઘણું જોવાની આશા

રાખી હતી પણ બહુ વિશેષતા લાગી નહિ. આપણે ત્યાં બગિચા ઘણા છે અને તેમાં જનાવરોનો સંગ્રહ હોય તેવો આ બગિચો છે. અહીં સિંહ, વાઘ, વરૂ, રીંછ–ઘણાં છે તેમાં ખાસ નવીનતા લાગી તે નીચે પ્રમાણે છે. એક સફેત હાથી જોયો. વાંચ્યો હતો પણ જોયેલો નહિ. ચામડી તદ્દન સફેત. બીજા ચાર હાથી કાળા રંગના છે તેના ઉપર ત્રણ પેની લઈ બેસાડે છે. ગોરાં છોકરાંઓ બહુ બેસતાં હતાં. ઊરાંગઉટાંગ વાંદરો જોયો. બીજા દક્ષિણ અમેરિકાના ઘણી જાતના વાંદરા જોયા. સર્પગૃહમાં મોટા સર્પો અને તેની જાતો છે. પક્ષીગૃહમાં અનેક જાતનાં પક્ષીઓ છે. દરેકની બહાર તેનું વર્ણન લખેલું હોય છે. એ સિવાય શહામૃગ અને અનેક જાતનાં જનાવરો જેનાં નામ વાંચેલાં પણ જોયેલાં નહિ તે જોયાં.

આજે સોમવાર હતો તેથી લગભગ ચાર પાંચ હજાર માણસ જોવા આવેલ હશે. એ લોકો વાંદરાને જોઈને કે હાથીને ડોલતો જોઈ ગાંડાઘેલા થઇ જાય છે, ખાવાનું ખવરાવે છે અને જ્યાં ખાવાનું આપશો નહિ એમ લખ્યું હોય ત્યાં હુકમ બરાબર પાળે છે. અહીંના લોકોનું નિયંત્રણ (ડિસીપ્લીન) તો અજબ છે. દરેક પોતાની ફરજ સમજે છે. માથે સિપાઇના હુકમની જરૂર રહેતી નથી.

બાગમાં વચ્ચે ખાવાની જગ્યા તો ખરી જ. ચાનો ટાઇમ (૪ વાગે) હતો એટલે લગભગ સાતસો માણસો ચા પીવા બેસી ગયા હતા. દરેકને માગેલ વસ્તુ મળે અને ટેરીફ (ભાવતાલ) છાપેલ જ હોય છે એટલે એમાં વરવાધો કે ગોટાળો હોય જ નહિ. ત્યારપછી ત્યાં એક ઘણી નવીન ચીજ જોઇ. એને aquarium કહે છે. એમાં દરેક જાતની માછલીઓ હોય છે. એને રાખવા માટે ઊંચા કાચનાં પોન્ડ બનાવ્યા છે–માછલીઓ

કયા પ્રદેશની છે તે લખેલું હોય છે–તેમાં ઉપરથી પાણી આવે છે અને નીચેથી ચાલ્યું જાય છે. અંદર એ જે પ્રદેશની હોય ત્યાંની રેતી, પથ્થર અને છોડવા હોય છે અને માછલીઓ ગેલ કરતી ફર્યા કરે છે. એ અનેક રંગની અને રંગબેરંગી હોય છે–કોઇ નાની અને કોઇ ઘણી મોટી. એના રંગો અને શરીર જોતાં માછલી નળીઆ અને વળીઆ સિવાય સર્વ આકારની હોય છે એ વાતની પ્રતીતિ થઇ. એનો દેખાવ અતિ મનમોહક છે અને જોતાં જરા પણ કંટાળો આવે તેવું નથી. એ એકવેરીયમમાં દાખલ થવાની ફી એક શિલીંગ પણ સોમવારે ૭ પેની છે. એ જોતાં કલાકેક થાય એટલી તેમાં માછલીઓ છે. માછલીઓની ઉપર નીચે જવાની રીત પણ જોવા જેવી લાગી. એક ઇલેકટ્રીક માછલી છે તેની નીચે લખ્યું છે કે એ સપાટો લગાવે ત્યારે પાંચસે વૉલ્ટના પાવરના વીજળીનો ઝાટકો લાગે છે. પાર વગરની માછલીઓ જોઇ, લોબ્સ્ટર જાતની પણ અનેક જોઈ અને બીજાં તો નામો એટલાં કે યાદ પણ રહે નહિ.

ઝૂમાં ઊંટ પણ છે. તેના ઉપર પણ છોકરાઓ સ્વારી કરી અંદર ફરે છે. બેસવા માટે ખુરશીઓ ગોઠવી છે. જ્યાં સંભાળ રાખવાનું હોય ત્યાં રેલીંગ–કઠેરો કરેલો હોય છે એટલે કોઇને જોખમ થાય નહિ. કયું જનાવર કોણે અને ક્યારે ભેટ આપ્યું, ખરીદ્યુ ક્યારે–તેનો પણ લેખિત ઇતિહાસ આપેલો હોય છે.

અંગરેજ પ્રજા સાધારણ રીતે વ્યાપારી પ્રજા કહેવાય છે. તેઓને વેપાર સિવાય બીજો રસ નથી એવો તેમના ઉપર આક્ષેપ છે; છતાં તેઓએ પણ અઢળક પૈસા એકઠા કરી આનં-

દના અનેક સાધનો ગોઠવ્યા છે અને તે દરેકમા ઓછુ વધતું કળાવિધાન તો જરૂર જ હોય છે આ ઝૂ બગિચામા ઘોળુ રીંછ Polar bear પણ જોવામા આવ્યુ. એક્વેરીયમના દરેક પોન્ડમા જોઇએ તેટલી ગરમી કૃત્રિમ સાધનોથી રાખવામા આવે છે તેથી માછલી મરતી નથી આ સર્વની રક્ષા માટે મોટો ખરચ થાય છે, તેને માટે એક સોસાયટિ છે અને તેના મેમ્બરો તે નભાવે છે.

## ઓક્સફર્ડ.

તા ૨૫-૬-૨૬ ને રોજ ઓક્સફર્ડ જવાની ગોઠવણ કરી હતી. વિદ્યાના ધામ અને દેવી સરસ્વતીના ઉપાસકોના આ માનીતા સ્થાનને જોવાની ઘણા વખતથી ઉત્કંઠા થયા કરતી તે એક વિદ્યાર્થી મિત્રનો પરિચય થતા પુર્ણ થઇ. જોકે આ સમયે કોલેજો બધ હતી છતા અન્ય ઘણુ જોવાનું છે અને મુલાકાત નિષ્ફળ નહિ જાય એમ કહેવાથી ત્યા જવા ઠરાવ્યુ. પેડીંગ્ટન સ્ટેશને ગયા તો ત્યા પ્રથમે ગ્રાસે મક્ષિકા જેવુ થયુ ઓક્સફર્ડની ટ્રેઇન સવારે ૮-૩૫ ઉપડતી હતી પણ હું જે ટ્રેનમાં બેઠો તે ૯-૧૫ ઉપડી એટલે લાગ્યુ કે કાંઈ ભૂલ થઇ અહીં ઓળખાણ વગર પેસેન્જરો સાથે વાત થાય નહિ, પણ એ શિષ્ટાચારને આ મુશ્કેલીમા બાજુએ મૂકી બાજુવાળાને પૂછયુ કે આ ગાડી ઓક્સફર્ડ જશે ? તેણે જવાબ આપ્યો કે આ ગાડી તો બ્રીસ્ટલ (Bristol) ની છે પણ (Didcut) ડીડકટ સુધી રસ્તો એકજ છે. ગાડી ઉપડી ચૂકી હતી એટલે ઉતરાય એમ તો હતુ જ નહિ. એટલે ધીમી ગાડીમા આસપાસના પ્રદેશનું અવલોકન કરતા અને વારંવાર કાંઇક વાચતા ડીડકટ પહોચ્યો. સ્ટેશને ઉતરીને

પૂછતાં જણાયું કે બીજી ગાડી આવતાં સુધી ૧ાા કલાક બેસી રહેવું પડશે. ઓકસફર્ડ જવાની ફાસ્ટ ગાડી તો હું જોઈ રહ્યો ને ચાલી ગઈ અને મારો મિત્ર મળશે નહિ તો મને ભારે અગવડ થશે એમ ચિંતા કરતો ડીડકટ સ્ટેશને વેઇટીંગરૂમમાં બેઠો. સ્ટ્રેન્ડ મેગેઝીન ખરીદી બેચાર વાર્તાઓ ઉપર નજર નાખી ગયો. ૧૧–૪૫ની ગાડી મળી, તેમાં બેસીને ઓકસફર્ડ પહોંચ્યો. સામે આવનાર આટલો વખત કાંઈ બેસી રહે નહિ એમ ધારી સ્ટેશન બહાર નીકળી ગયો. તેનુ ઠેકાણું મારી પાસે હતું તેથી ગાડી કરી સીધો તેને ત્યાં ગયો. તેની રહેવાની જગ્યા સ્ટેશનથી ચાર માઇલ દૂર હતી. ત્યાં જઇને પૂછ્યું તો ઘરની માલિકે કહ્યું કે તમારા મિત્ર તો તમને લેવા સ્ટેશને ગયા છે, હજુ આવ્યા નથી. ત્યારે મેં કરેલી બીજી ભૂલ ધ્યાનમાં આવી.

પા કલાક રાહ જોઈ એટલામાં તે મિત્ર આવ્યા. તે સ્ટેશને રાહ જોતાં બે ગાડી આવી ગઇ ત્યાંસુધી બેસી રહેલા હતા. આખરે મળ્યા એટલે આનંદ થયો.

'ખાનગી વાસગૃહો.' મારા એ મિત્રનો નિવાસ એક ખાનગી ગૃહમાં હતો. ઓકસફર્ડ યુનિવર્સિટિને અંગે એવા ખાનગી આબરૂદાર ઘરોનું લીસ્ટ રાખવામાં આવે છે અને (યુનિવર્સિટિ) જે ઘરોમાં રહેવાની રજા આપે તે ઘેર જ વિદ્યાર્થીથી રહી શકાય છે. કોઇ લેન્ડલેડી બરાબર સંભાળ ન રાખતી હોય અને તેને વિષે ફરિયાદ જાય તો પછી તેનું ઘર નામાવલિમાંથી કાઢી નાંખવામાં આવે છે અને તેને ત્યાં કોઈ વિદ્યાર્થી જઈ શકતો નથી. આવાં ખાનગી ગૃહોમાં વિદ્યાર્થીને રહેવા માટે બે ઓરડા આપવામાં આવે છે, જેમા એકનો ઉપયોગ સુવા માટે અને બીજાનો

ઉપયોગ વાંચવા કે મળવા માટે કરવામા આવે છે. બન્નેમાં જરૂરી પણ બહુ સારૂં ફરનીચર હોય છે. ગરમીના ગોખો તો અહીં દરેક ઓરડામાં હોય જ, તેનો ઉપયોગ મુખ્યત્વે શિયાળામાં થાય છે. આવી રીતે લેન્ડલેડીને ત્યાં રહેવાનો ખર્ચ અઠવાડિયે અઢી પાઉન્ડ આવે છે તેમાં સવારનો નાસ્તો (બ્રેક ફાસ્ટ) બપોરનું ભોજન (લંચ) અને રાતના જમણ (ડીનર)નો સમાવેશ થાય છે. કપડાં ધોવરાવવાનું બીલ આપણે ચૂકવવાનું હોય છે.

હું જે મિત્રને ત્યાં ગયો તેની લેન્ડલેડી બહુ ભલી બાઇ હતી. એક માતા જેટલી માયા તેનામાં જોવામાં આવી. પેલો વિદ્યાર્થી જે સ્ટેશને રાહ જોયા કરતો હતો તેને તેડવા પોતે સાયકલ પર જવાની તૈયારી કરવા માંડી. જમાડવામાં તે આનંદ લેતી, ઓછુ ખાય કે બેચેન જણાય તો પોતે અધીરી પડી ઘણી ચિંતા કરે. એ વિદ્યાર્થી પોતાને ઘેર રહે તેમાં તેનો ઘણો ખર્ચ નીકળી આવતો.

'કૉલેજ.' ઓક્સફર્ડમાં ૨૨ કૉલેજો છે. દરેક કૉલેજમાં પ્રથમ મોટો દરવાજો, અંદર મોટો લીલોતરીથી ભરપૂર ચોક, ચારે બાજુ રૂમો અને તેની પછવાડે તેવોજ બીજો ચોક અને રૂમો. આ બધામાં તે કૉલેજના વિદ્યાર્થીઓ રહે છે. વિદ્યાર્થી ૨૨ કૉલેજમાંથી ગમે તે કૉલેજમાં દાખલ થાય એટલે તે યુનિવર્સિટિનો 'અંડર ગ્રેજ્યુએટ' અને મેંબર–સભ્ય ગણાય છે. સ્ત્રી વિદ્યાર્થી પણ અંડર ગ્રેજ્યુએટ કહેવાય છે પણ તેની જોડણી Graduette લખાય છે. અત્ર કૉલેજમાં આપણા હિન્દુસ્તાનની જેમ ભાષણ સાંભળવાનાં નહિ, માત્ર રહેવાનું અને જમવાનુંજ હોય છે. ભાષણ યુનિવર્સિટિ તરફથી થાય છે અને જેજે

વિષયમાં જેને શોખ હોય તે તે ભાષણો સાંભળે. શરૂઆત ટર્મ ભરવાનું કે હાજરી નોંધવવાની હોતી નથી. દરેક કોલેજનો પોતાનો ઇતિહાસ હોય છે. કેટલીકમાં ઓછે ખરચે નભે છે અને કેટલી-કમાં ભારે ખર્ચ આવે છે. દર અઠવાડિયે રહેવાનો અને ખાવાનો ખર્ચ ૨–૩ પાઉન્ડ આવે છે, બે પાઉન્ડથી ઓછો ખર્ચ થતો નથી અને ત્રણથી વધારે થતો નથી. એ ઉપરાત લોંડ્રી–(ધોબાઇ) નું બીલ થાય તે આખું ટર્મ પૂરૂ થયે આપવાનું હોય છે. ફી વિગેરે સર્વ, ટર્મ પૂરી થાય ત્યારેજ વસુલ કરવામાં આવે છે.

'યુનિવર્સિટિ.' કોલેજનુ કામ વિદ્યાર્થીઓપર દેખરેખ રાખવાનું અને તેમને માટે રહેવાની તેમજ જમવાની ગોઠવણ કરવાનું હોય છે. આ સર્વ residential colleges કહેવાય છે. અભ્યાસ કરાવવાનું કાર્ય યુનિવર્સિટિ કરે છે. તેનાં ભાષણો બહુજ ઊંચા પ્રકારના હોય છે અને તે દરેક ભાષણમાં ઊંડો અભ્યાસ તરી આવે છે. એ ઉપરાંત વિદ્યાર્થીને મુશ્કેલી પડે, સલાહ જોઇએ–તે સર્વ પ્રોફેસરો આપે છે. તેઓ સર્વ યુનિવ-ર્સિટિ સાથે જોડાયલા હોય છે. વિદ્યાર્થીઓ સાથે જમે, સાથે ફરે, સાથે રમે અને વાતચીત કરે તેમાં ઘણું જ્ઞાન મેળવે છે અને પરસ્પર સંબંધ પણ સારો કેળવાય છે. એક રીતે વિદ્યા-ર્થીઓને બહુ છૂટ હોય છે અને બીજી રીતે નિયત્રણ પણ આકરૂં છે. તેઓએ અમુક જાતનો ડ્રેસ પહેરવોજ જોઇએ, દરેક કોલે-જના ક્રેસ્ટ અથવા બેજ હોય છે તે લગાડવાં જોઇએ અને અમુક વખતે ફરવા નીકળે તો માથે અંડર ગ્રેજ્યુએટની ચોરસ ટોપી પહેરવીજ પડે. તેના ઉપર કાબુ રાખવા માટે ત્યાં proctors હોય છે, તેઓ ગમે ત્યારે ફરવા નીકળે. તેઓ તો વૃદ્ધ હોય છે

પણ સાથે બે મજબૂત bulls ને રાખે છે. આ બુલ-મજબૂત માણસો વિદ્યાર્થીને પકડી શકે છે, દોડીને અટકાવી શકે છે અને પછી તે વિદ્યાર્થીની તપાસ થાય છે અને સજા થાય છે A student is liable to be procted આ પ્રોક્ટરો ઘણા મજબૂત મનના મક્કમ અને માયાળુ હોય છે અને વિદ્યાર્થીવર્ગ પર તેમની ધાક પણ ઘણી હોય છે. ઓક્સફર્ડમા છ સાત હજાર વિદ્યાર્થીઓ છે તેમને આ નિયત્રણમાથી બરાબર પસાર થવુ પડે છે લડનમા કેળવણી તો ઘણી છે પણ સ્પષ્ટતા વિદ્યાર્થીઓ ઉપર અંકુશ રાખે તેવુ કાઈ ખાતું ત્યા નથી અને લડનનો મોટો વ્યવહાર અને મોટી વસતી હોવાને કારણે તેવુ બની શકે તેમ પણ નથી

'રમતો-બોટીંગ ' અહીં વિદ્યાર્થીઓ ક્રીકેટ, ટેનીસ અને ગોલ્ફ બહુ રમે છે અને તેમા ખાસ પ્રવીણ થાય છે જેને જેનો શોખ હોય તે તે રમે, પણ તેમનો સર્વથી વધારે આનદ તો નદીમા 'બોટીંગ'-હોડી ચલાવવાનો છે દરેક કોલેજની બાર્જ Barje નદીમા હોય છે બાર્જ એટલે કાંઠા ઉપર તરતું રેસ્ટોરા તેમાં ખાવા પીવાનું મળે છે. બાકીની કોલેજની બાર્જો નદીમા હોય છે. નાની નાની બોટોમા વિદ્યાર્થીઓ હાથે હલેસા ચલાવી કસરત કરે છે એના punting, paddling અને rowing એમ ત્રણ પ્રકાર હોય છે પન્ટીંગમા મોટા વાસડાને રેતીમા દબાવી મછવો ચલાવવો, પેડલીંગમા ચાટવા નાના હોય છે અને રોઇંગમા મોટા હોય છે બધી કોલેજો વચ્ચે બોટીંગની હરીફાઇ થાય છે એક દિવસ ઓક્સફર્ડ અને કેબ્રીજ વચ્ચે લડનમા બોટીંગની રેસ થાય છે તેમા માત્ર બેજ હોડીઓ હોય છે, દોઢ

માઇલની રેસ હોય છે, પણ લંડન બ્રીજથી દોઢ માઇલ સુધીમાં નદીની બન્ને બાજુએ ઊભા રહેવાની પણ જગ્યા મળતી નથી એટલા લોકો તે જોવા જાય છે. બોટીંગમાં તેમને કાંઇક અનેરો આનંદ થાય છે. દરેક વિદ્યાર્થી બોટીંગ તો કરવાનો જ. લંડનની રેસમાં જે ચુંટણી થાય છે તે યુનિવર્સિટિ કરે છે. તેમાં ઓક્સફર્ડના આઠ અને કેંબ્રીજના આઠ હોય છે. કોલેજોની અંદર અંદરની હરિફાઇ થાય છે તેની પસંદગી કોલેજો કરે છે. આ બોટીંગ ઉપરથી જણાય છે કે નાની નદીનો પણ તેઓ ઘણો લાભ લે છે. મુંબઇ જેવો સુંદર દરિયો હોય તો તેનો બહુ લાભ લે. આપણે ત્યાં કુદરતની અનુકૂળતાનો જોઇએ તેટલો લાભ લેવાતો નથી, બલ્કે આપણને લેતાં આવડતું નથી.

'ડિનર'

દરેક કોલેજમાં વિદ્યાર્થીઓ સાંજે સાડાસાત વાગે સાથે જમવા બેસે છે. ટેબલ ઉપર કોલેજની, અભ્યાસની કે પુસ્તકની વાત કરવાની મનાઇ છે. જો કોઇ વિદ્યાર્થી ભૂલથી એ વાત છેડે તો તે ટેબલ પરના સર્વ વિદ્યાર્થીનું તે દિવસનું ડીન્ક (પીણા) નું બીલ તેને ચુકવવું પડે છે અને આ નિયમનો બરાબર અમલ થાય છે. જમવા વખતે જમવાની વાત, તે વખતે અભ્યાસની વાત નહિ–એ વાતનો આ અમલ જણાય છે. જમતી વખત ચિંતા કરાવે તેવી કોઈ વાત કોઇ કરતાજ નથી અને તેટલા માટે આનંદની વાતો કરતાં તો ખાસ શીખવું પડે છે. કોઈ પરોણો આવે તો તેની સાથે વાત કરવીજ પડે, એટલે વાત કરતાં આવડવી એ એક હોંશિયારી ગણાય છે અને અભ્યાસ કાળથી એ ગુણની ખીલવણી થાય છે. કોઇ ટેબલ ઉપર અતડો બેસી રહેતો નથી,

તેને બોલતાં શીખવુંજ પડે છે, કેમકે નહિ તો તેની હાંસી થાય છે અને તેને બોલતાં શીખવાની ફરજ પડે છે.

'સગવડ'

વાંચવાની સગવડ દરેક રૂમમાં પૂરતી હોય છે. દાક્તરી મદદ બરાબર મળે છે. કૉલેજમાં કોઈ વિદ્યાર્થીને પરદેશમાં છીએ એમ લાગતું નથી, અરસપરસ ભાઇચારો ઘણો રહે છે. જેઓ અંડર ગ્રેજ્યુએટ ન હોય અને સા અભ્યાસ કરતા હોય તેમને જ ખાનગી ઘરોમાં રહેવા જવું પડે છે. બાકી જેટલી જગ્યા હોય તેટલાનેજ કૉલેજમાં લે છે. આપણા ઘણા વિદ્યાર્થીઓને ત્યાં એક વર્ષ રહે તોપણ કૉલેજમાં જગ્યા મળતી નથી એટલી સા અભ્યાસ કરનારની ભરતી છે. કોઇ પણ કૉલેજમાં દાખલ ન થાય ત્યાં સુધી તે અંડર ગ્રેજ્યુએટ ગણાતો નથી. જો મુંબાઈનો ગ્રેજ્યુએટ ન હોય તો અહીં તેને મેટ્રીક્યુલેશનની પરીક્ષા આપવી પડે છે જેની તૈયારી કરતાં છ માસ જાય છે.

'કૉલેજો'

દરેક કૉલેજના મકાન પર તેના Crest નિશાની હોય છે, અને તેજ બેજને નાના આકારમાં છાતી ઉપર વિદ્યાર્થીઓ પહેરે છે. આવા બેજ બજારમાં વેચાતી મળી શકે છે. બેજના કેટલાક નમુના મે લીધા છે તે કાર્ડો જોવા લાયક છે. કેટલીક કૉલેજ ૮૦૦ થી હજાર વર્ષની જૂની છે. દરેક કૉલેજ કઇ શાલમાં સ્થપાઈ વિગેરેનો ઇતિહાસ હોય છે અને ખાસ કરીને તે કૉલેજમાંથી ભણી ગએલામાંથી જેઓએ જીવનના જૂદા જૂદા પ્રદેશમાં નામના મેળવી હોય એવા મહાન પુરૂષોની યાદગીરિ તે બહુ સારી રીતે

રાખે છે. મોટામાં મોટી કોલેજ ક્રાઇસ્ટ ચર્ચ કૉલેજ Christ Church College) છે. તેનો quadrangle અંદરનો ચોક ઘણો વિશાળ છે. તે ઉપરાંત જૂનામાં જૂની કોલેજો બીજી પણ છે. Oriel ઓરીઅલ કૉલેજમાં રાજાઓ અને ખાનદાનના નબીરાઓ આવે છે અને ખર્ચ પણ તે પ્રમાણમાં જ આવે છે. તે ઉપરાંત All souls College, Trinity College, University College, Brasenose College, Corpus Christe College, New College, St. Hughes College, *Queen's College*, *Magdelen College*, વિગેરે ઘણી કોલેજો છે. કુલ ૨૨ છે. મે ઘણીખરી કોલેજ જોઈ, પણ અત્યારે તે વિદ્યાર્થીઓ વગરની હતી. બધા હાજર હોય ત્યારે આવવાનું થયુ હોત તો વધારે જોવાનું બની શકત. અહીં College એટલે રહેવા ખાવાની જગ્યા એ વાત ખાસ લક્ષમાં રાખવાની છે.

"લાઇબ્રેરી"

એક બોડલીન લાઇબ્રેરી નામની Oxford માં લાઇબ્રેરી છે. તેમાં એટલાં પુસ્તકો છે કે તેના વેબ્સ્ટર ડીક્શનેરી જેવડાં, એ-થી ઝેડ સુધીના, લીસ્ટનાં ૪૨ વોલ્યુમ છે. કહે છે કે આખી દુનિયામાં બ્રીટિશ મ્યુઝીઅમથી બીજે નંબરે આ લાઇબ્રેરી છે. અગાઉથી પરવાનગી મેળવી ત્યાં વાચવા જઈ શકાય છે, પુસ્તકનુ નામ નંબર આપે તે લાવી આપે છે, પુસ્તક ઘરે લઈ જઈ શકાતું નથી. એ લાઇબ્રેરી જોઇએ ત્યારે સરસ્વતીનો ખજાનો કેટલો મોટો છે તેનો સહજ ખ્યાલ આવે એમ છે. વાચવા માટે લાઇબ્રેરીથી જરા દૂર સામે એક મોટો વિશાળ હૉલ છે. જોવા

જનાર (વીઝીટર) ને માત્ર અંદર પ્રવેશજ કરાવવામાં આવે છે. વાંચનારાઓને અડચણ ન પડે માટે તેમને અંદર હરવા ફરવા કે વાત કરવા દેતા નથી. લાઇબ્રેરીનું મકાન ઘણું વિશાળ છે.

'વીરપૂજન.'

કૉલેજોના બહારના દેખાવ સામાન્ય હોય છે. મકાનની વિશાળતા સિવાય બીજું કાંઇ ખાસ અસાધારણ જણાયું નહિ. દરેક કૉલેજમાં ક્યા વિદ્યાર્થી નામાંકિત થયા, કોણે નામ કાઢ્યા, તેનો ઇતિહાસ રહે છે અને ભીંતપર તખ્તી પણ લગાવે છે. અહીં Lord Curzon ભણ્યા હતા, અહીં Birkenhead ભણ્યા હતા, અહીં Prince of Wales–એમ બતાવે. કૉલેજના ઇતિહાસ લખેલા–છાપેલા હોય છે. સો વરષી–છસો વરષી એમ ઉજવાય છે. ઓરીઅલ કૉલેજની છસોમી વરષી હમણાં ઉજવવામાં આવી હતી ત્યારે શહેનશાહ જઈ શકતા નહોતા પણ સંદેશો મોકલ્યો હતો.

'નાની પાર્લામેન્ટ.'

અહીંની ડીબેટીંગ સોસાયટી એ નાની પાર્લામેન્ટ ગણાય છે. ત્યા ચર્ચામાં ઘણો ભાગ લેવાય છે અને પાર્લામેન્ટની ચર્ચાનાં તત્ત્વો અહીંથીજ વિદ્યાર્થી શીખે છે. ઠરાવો મૂકતાં, સુધારા મૂકતાં, ઓર્ડરના, કાનુનના સવાલ ઉઠાવતા તેઓ અહીંથી શીખે છે. શહેરમાં પેસતાં Martyr's Memorial આવે છે. અહીં સાત બીશપને ફાંસીએ ચઢાવેલા તેનું સ્મારક છે. આખા શહેરમાં મોટર બસ ટેક્સી અને ગાડીઓ ફરે છે. મોટી મોટી દુકાનો ઘણી છે. ખાવાની જગ્યાનો પાર નથી, છતાં અહીં લંડન જેવી ધમાચકડી

નથી, ચારે તરફ શાંતિ દેખાય છે. અંડર ગ્રેજ્યુએટને યુનિફોર્મમાં ટોપી સાથે જોતાં આનંદ આવે છે. લેડી અંડરગ્રેજ્યુએટની ટોપીઓ બહુ સુંદર હોય છે.

'યુનિવર્સિટિ.'

ઓક્સફર્ડમાં માત્ર પાંચ કલાક રહ્યો. ઘણું જોયું અને બહુ સાંભળ્યું. જ્યાં સઘળો સમય સરસ્વતીની સફળ સાધના થતી હોય તે સ્થળમાં કેમ આનંદ ન આવે? લંડન કરતાં હવા પાણી સારાં અને લાલચના પ્રસંગો ઓછા. ઓક્સફર્ડમા ખાસ કરીને ભાષા સાહિત્ય ( લીટરચેર) અને વિજ્ઞાન (સાયન્સ) નો અભ્યાસ વખણાય છે. ભાષણો તો બધા વિષયનાં થાય છે પણ ઉક્ત વિષય ઉપર અહીંનાં ભાષણો ઊંચા પ્રકારનાં ગણાય છે, જ્યારે કેંબ્રીજ ગણીત અને ઇજનેરી માટે પ્રખ્યાત છે. લંડનમાં ઈજનેરી, કાયદો અને ડાક્ટરી માટે વધારે સારો અભ્યાસ છે. બાકી ઈંગ્લાંડ સ્કોટલાંડમાં સેંકડો યુનિવર્સિટિઓ છે. દરેક મોટા ગામની યુનિવર્સિટિ જૂદી હોય છે. અને તે દરેકમાં કાંઈ કાંઇ વિશિષ્ટતા ( Speciality) રહેલી હોય છે. કોઈ કોઇ યુનિવર્સિટિ પરીક્ષા લેવાનું જ કાર્ય કરે છે, તેમાંની એક લંડન યુનિ૦ છે; બાકી બીજી તો residential Uni. હોય છે. આપણે ત્યાં હવે આવી શરૂઆત કરવાનો વિચાર ચાલે છે તે ખરેખર બહુ ઇચ્છવા જોગ છે. હિંદુસ્થાનના પ્રમાણમાં ઓછામાં ઓછી એક હજાર યુનિ૦ જોઇએ. કહે છે કે યુનાઇટેડ કીંગડમમાં ૨૦૦–૨૫૦ યુનિવર્સિટિઓ છે. યુનિ૦ કાઢવા પહેલા તેની રચના કેવા પ્રકારની જોઇએ અને તેનો ઉદ્દેશ શો છે તે નક્કી કરવા માટે અહી આવી યુનિ૦ નો અભ્યાસ કરવાની જરૂર છે.

'શારદાનું કાવ્ય.'

મોટી નદીના સુંદર કિનારા પર આવી રહેલાં આ શારદા-સ્થાનને જોતાં નેત્રને કે હૃદયને તૃપ્તિ નજ થઈ. એની વિશાળ વનવાટિકાઓ, સુરમ્ય મેદાનો, રમવાની વિશાળ જગ્યાઓ નદીની બાજુએ અને શહેરની મનોહર સડકો ઉપર આવેલી કોલેજો જોતાં ન લાગ્યો થાક કે ન જણાયો સમય, એને છોડતાં હિંદુસ્થાનને એ સ્થિતિએ પહોંચતાં કેટલાં વર્ષો થશે એ વિચારથી ક્ષોભ થયો અને આપણે કેટલાં પાછળ છીએ એવું દુ:ખદ ભાન થયું. ઓક્સફર્ડથી લંડન સુધીનો પ્રદેશ ઉનાળાની ઋતુમાં લીલોકુંજાર દેખાય છે. રમ્ય તીરપ્રાંતમાં આવેલા એ સુંદર પ્રદેશની તાજી સુવાસમાં તરબોળ થતો સાંજે પાછો નીકળ્યો અને ૧ કલાક ૨૦ મિ. માં લંડનમાં પેડીંગ્ટન સ્ટેશને આવ્યો. બન્ને વચ્ચેનો અંતર ૭૨ માઈલ લગભગ છે. રિટર્ન ટીકીટનો ભાવ ૧૫ા શિલીંગ છે.

અહીની રેલ્વેમાં ફર્સ્ટ કલાસ અને થર્ડ કલાસ વચ્ચે બહુ મોટો તફાવત નથી અને સેકન્ડ કલાસ તો છેજ નહિ. અંડરગ્રાઉન્ડ રેલવેમાં ટ્યુબમાં તો એકજ કલાસ અને બસમાં પણ એકજ ક્લાસ. માત્ર રેલવે ડીસ્ટ્રીકટની હોય તેમાં ફર્સ્ટ અને થર્ડ એવા બે કલાસ હોય છે.

### કેન્ટરબરી.

તા. ૨૯ મીએ બસ (સારાબેન્ક-મોટી ઉઘાડી ગાડી)માં બેસી કેન્ટરબરી ગયો. એ ધર્મ ભાવનાનું ધામ છે. ઓક્સફર્ડમાં બુદ્ધિની અધિષ્ઠાત્રી સરસ્વતી દેવીનું ધામ જોયું તો અહીં હૃદયની અધિષ્ઠાત્રી ધર્મ ભાવનાનાં સ્થૂળ સ્વરૂપમાંથી કાંઈ જાણવા જેવું

મળશે એમ ધારી ખાસ જોવા ગયો. રસ્તો રળિયામણો હતો. વચ્ચે નાનાં મોટાં ગામો નજરે પડતાં હતાં. લંડનથી ૬૧ માઈલ દૂર આ પવિત્ર ધામ આવેલું છે. મોટર સુંદર હતી રસ્તે રોચેસ્ટર નામનું શહેર આવે છે તે ઘણું મોટું છે અને ડુંગર પર ઉપર નીચે બાંધ્યું છે. દરેક નાના ગામમાં પણ વીજળી, ગેસ, ગટર, તો ખરીજ. રોચેસ્ટરમાં તો ટ્રામ તથા ટ્રેલીફિન પણ હતા. કેન્ટરબરી ઉતરી સહેજ નાસ્તો કરી ત્યાંનુ સુવિખ્યાત (ચર્ચ) દેવળ જોવા ગયો એ દેવળ ઘણું ભવ્ય છે. એમાં વિજેતાઓનાં સ્મારકો છે અને મોટા આર્ચબીશપોની યાદગીરિ છે. થોમસ-એ-બેકેટને અહીં જે સ્થળે મારી નાખવામાં આવ્યો હતો તે બતાવવામાં આવે છે. મંદીર દેખાવમાં ઘણું પુરાતન લાગે છે.

પ્રભુના ધામમાં, પ્રભુના સંતાનોનો ઘોર સંહાર કરનારને સ્થાન મળે એ ઘટના પણ કેવી વિચિત્ર! આવો અન્યાય, જેને તેઓ સ્વર્ગમા રહી ન્યાય કરનાર પિતા માને છે તે સહન કરી શકતા હશે કે કેમ તેનો ખ્યાલ આ લોકોને ભાગ્યેજ થતો હશે. પણ એતો તત્ત્વજ્ઞાનની વાતો થઇ. હાલ તો જે જોયું તે લખી લેવું, તે પર વિચાર આગળ ઉપર થઇ શકશે, એવો તુરતજ વિચાર આવ્યો. વખત થોડો હોય ત્યાં તત્ત્વજ્ઞાનની ચર્ચા કરવા બેસાય નહિ. મને આ મંદિર વિશાળતા અને કારિગીરિની દૃષ્ટિએ ઠીક લાગ્યું, બાકી સેંટ પૉલ જોયેલ હોય તેને અહીં આવવાની ખાસ જરૂર ન લાગી.

**મારગેટ.**

અહીંથી પંદર માઈલ દૂર મારગેટ Murgate નામે એક હવા ખાવાનું સ્થાન છે. એ એક બંદર છે. ત્યાં જવા માટે બસ

લીધી. કેંટરબરીથી ઘણે સ્થાને જવાની જૂદી જૂદી બસ ગાડીઓ મળે છે અને ભાડું સાધારણ હોય છે. બે શિલીંગની બસમાં બેઠા અને મારગેટ (Murgate) ગયા. ત્યાં જે જોયું તે આ જીંદગીમાં ભૂલી શકાશે નહિ. અમારે અહીં માત્ર બે કલાક રહેવાનું હતું અને તેમાં બધું જોઇ લેવાનું હતું; કારણ અમારી બસ સાંજે ૫–૧૫ ઉપડવાની હતી.

આજે દિવસ ઘણો ખુશનુમા હતો. સૂર્યનો પ્રકાશ સારો પડતો હતો અને શનિવાર હોવાથી લોક દરિયાપર નીકળી પડયું હતું. દરિયાપર જુહુના દરિયા જેવી મોટી બીચ (સુંદર કિનારો) છે. ત્યાં હજારો લોકો ન્હાતા હતા, ખાતા હતા, રમતા હતા, ફરતા હતા, પાણીમાં ડુબકી મારતા હતા અને વિવિધ પ્રકારનો આનંદ સ્વચ્છંદપણે કરતા હતા. ખાવાની ચીજો પોતાની સાથે લાવેલા હોય તેમાથી ખાય, નહિ તો સામેની સડક મૂકયા પછી અનેક દુકાનો હતી ત્યાથી ખરીદીને ખાય.

દરિયો ઘણો વિશાળ અને ભરપૂર હતો. કેટલાક છોકરાઓ ગધેડા ઉપર બેસી આનંદથી ફરતા હતા. કિનારાની લંબાઇ લગભગ દોઢ માઇલ હશે. તેની ઉપર બાજુમાં નીચે સડક અને તે પર ટ્રામ અને મોટરો ફર્યા કરતી હતી. દરિયામાં જેને હોડીમાં ફરવું હોય તેને તે ભાડે મળી શકતી હતી. તેની આગળ શરૂઆતમાં promanade હતું. તે દરિયામાં બાંધેલ લાકડાનો મહેલ, ઊંચાઇમાં ચાલીશ ફીટ હશે. તેમાં ખાવાની ચીજો મળે છે. એની લબાઈ ૧૦૦ ફીટ અને પહોળાઇ પચાસ ફીટની છે. અંદર જવાની ફી નથી. અદર જઇને બેસવાની, તેમજ હરવા ફરવાની કે ગાવાની છૂટ હોય છે.

ત્યાથી આગળ જતા બીચ પૂરી થઇ અને બાધેલો દરિયો આવ્યો. તેમા લગભગ ૪૦૦ ફીટ અદર પાયર Pier કરી છે. તે દરિયાપર બાધેલો પૂલનો રસ્તો છે. તેમા ટ્રામ પણ જઇ શકે. તે પૂરી થવા આવે તેની અદર જવાની ફી-ર પેની છે. અદર ફી ખરચી સેકડો લોકો આવેલા હતા. વચ્ચે મજાનુ બેન્ડ વાગે અને પડખે સારૂ રેસ્ટોરા આવેલું છે ત્યા ખાના પીવાનુ મળે. દરિયાપર હવા ખાવામા મજા ઓરજ છે સેંકડો લોકો આનદથી ફરે અને જેને સાભળવુ હોય તે બેન્ડ સાભળે. આ પાયરની રચના અને તેમા આવેલા સેકડો લોકોનો આનંદ નિહાળવા જેવો છે પાયરમાથી આખું ગામ દેખાય છે. ત્યા સેકડો હોટેલો છે. એક રાત રહેવુ હોય તો સુવાના દશ શિલીંગ પડે છે. ઘણા માણસો અહીં દિવસો સુધી રહે છે અને વીકએન્ડ-શનિ રવિવારે તો ઘણો મોગ ભેળા થાય છે. વરસાદ ન હોવાથી આખો દેખાવ ઘણો રમણીય લાગતો હતો. લોકોનો દેખાવ તદુરસ્તીથી ભરપૂર અને ચહેરા આનદમય લાગતા હતા. અહીં કોઇના ચહેરામા ફીકાશ તો દેખાતીજ નથી. આપણે જેને ખુબસુરત મુખાકૃતિ કહીએ તે ઇગ્લડમા લગભગ છેજ નહિ, હોય તો બહુજ થોડી છે, પણ તેઓમા તંદુરસ્તી ઘણી દેખાય છે. અગરેજ સ્ત્રીઓના પગ થાંભલા જેવા હોય છે અને ઘણા મજબૂત દેખાય છે. (અંગ્રેજ સ્ત્રીઓ રભોરૂ થોડી પણ સ્તભોરૂ વિશેષ હોય છે.)

ઉપરાત એ પાયરમા ફોટો પડાવી શકાય, ચિત્ર કોરાવી (હાથનું ડ્રોઇંગ કરાવી) શકાય અને કેટલાક ગ્રેટો છે તેમા નસીબ જોવુ હોય તો તે પણ અજમાવી શકાય એક પેની નાખીએ એટલે નસીબનો લખેલો ટીકિટ જેવો કાગળ નીકળે.

આ તો બધા પૈસા કમાવાના ધંધા છે ખાસ તો ચારે તરફનું નૈસર્ગિક સૌંદર્ય, ગભીર ગર્જન કરતા ઉદધિની અનતતા, ત્યા દષ્ટિગોચર થતો જીવનનો ઉલ્લાસ અને મનુષ્યકૃત પ્લાનેખન જોવા લાયક છે અહીંની આહારનિહારની સગવડ પણ ધ્યાનમા રાખવા જેવી છે અહીંના સુંદર બેન્ડ સાભળતા અને હસતા ચહેરા જોતા માણસ ક્ષણભર પોતાનું દુ ખ ભૂલી જાય તેમ છે આપણે ત્યા જુહુ ઉપર આથી પણ વધારે સગવડ થઇ શકે તેમ છે એ કિનારાનો લાભ લેવાતો નથી, એમા સરકારની સહાય અને લોકોના ઉત્સાહની ખામી છે કુદરતની અનુકૂળતાનો આપણે તો વિલાયત કરતા પણ વધારે લાભ લઈ શકીએ અને તેમા ભય કે અગવડ કાંઈ પણ ન થાય એ આર્યભૂમિની વિશેષતા છે, પરતુ વિલાયતના લોકો જીવનનો ઉલ્લાસ મેળવવા પ્રતિકૂળ કુદરતને પણ અનુકૂળ બનાવવા સતત પ્રયત્નશીલ રહે છે જ્યારે તત્વજ્ઞાનમાત્ર ગર્વ થએલા આપણે અનુકુળ કુદરતની પણ ઉપેક્ષા કરીએ છીએ પાયરની બહાર અને બીચ ઉપર સેકડો દુકાનોમા ખાનપાનની ચીજો વેચાય છે નાના રમકડાંથી માંડીને મોટી જે ચીજો જોઇએ તે મળી શકે છે અને સારી રીતે શણગારેલી દુકાનો જોઈ આનદ થાય છે અહીં લોકો હજારોની સખ્યામા ઉતરી પડે છે અનેક બસો અને ગાડીઓ ભરીને રેલ્વેની ખાસ ગાડીઓ (સ્પેશીયલો) અહીં આવે છે આવા સ્થાનમા લ બો વખત રહેવામા આવે તો શારીરિક તદુરસ્તી ઉપરાત મનની શાતિ પણ વિશેષ મળે

પાયરમા અમે દોઢ કલાક રહ્યા અને સર્વ સારી રીતે જોયુ, જોતા કરતા અન્યનો આનદ જોઈ આનદ પામ્યા અને આર્યદેશઆ સ્થિતિએ જલ્દી આવે એવી ઉત્કટ ભાવના થઈ આવી.

અહીં અકસ્માત આવવુ થયુ હતુ અને કેન્ટરબરીની નાસીપાગીનો બદનો મળતો હતો એટલે વધારે આનદ થયો.

૫-૧૫ સાજે અમે ઉપડયા. પાછા આવતી વખત ઢાળ ઘણા ચઢવાના હતા. આજે આખો વખત થઇ ૧૫૦ માઇલની બસમા મુસાફરી કરી અને તેમા બહુ આનદ થયો. ઘડીઆલમા સાજ પડી પણ આકાશમા સાજ ન હતી હાલમા અહીં સવારે ૪-૪૫ સુર્ય ઉગે છે અને રાત્રે ૯-૩૦ ની લગભગ અસ્ત થાય છે એટલે રસ્તે આખો વખત સૂર્ય નો હતોજ. અત્યારે લગભગ સાડા સોળ કલાકનો દિવસ છે, પણ કામધધાનો આધાર સૂર્યના ઉદયાસ્ત ઉપર હોતો નથી, લોકો તો વખતસર કામ પર ચઢે અને વખત પૂરો થાય એટલે ઓફીસ બંધ થાય. દિવસ જ્યારે છ કલાકનો થઈ જાય છે ત્યારે પણ એમજ. ઉલટુ લોકો શિયાળાની અગવડમા વધારે કામ કરે છે, કારણ કે તે વખતે બહાર જવાનું ઓછુ થાય છે. ઘરમા બેસી રહેવુ તો ગમેજ નહિ અને વળી નવા હુન્નરો શોધવામા, અને વાચવામા વખત પસાર થાય. વ્યાપારી અને ઉદ્યમી પ્રજા રહી એટલે એ તો વ્યવસાય કેમ વધે એનીજ ઘટના કરે છે દિવસ નાનો મોટો થાય તે પ્રમાણે જાહેર રસ્તા ઉપર દીવા (લાઇટ) કરવાનો ટાઇમ ફરે છે, બાકી જીવનની ઘટમાળનો એક સરખી ફર્યાજ કરે છે હવામા થતા ફેરફારની અસર પણ તેમના ધધાદારી કાર્યક્રમને લાગતી નથી, દશ મીનિટ વરસાદ પડે ત્યારે જરા ઊભા રહે, પણ વરસાદ બંધ થતા પાછી ફરી અસલની ઘટમાળા શરૂ થઇ જાય છે.

અમે રાત્રે સવા નવ વાગે લડન પહોચ્યા આજનો આખો દિવસ ઘણુ નવુ જોયુ જાણ્યુ.

## હેન્ડન.

**Royal Air Force Display**

**બાદશાહી વાયુયાન દર્શન.**

તા. ૩-૭-૨૬ ને રોજ હેન્ડન ઉપર એરોપ્લેનના-વિમાનોના સબંધમા ચાલુ વર્ષમાં કેટલી પ્રગતિ થઈ છે તે જાહેર પ્રજાને બતાવવાનું કાર્ય કરવા મોટો જલસો હતો. એ જલસામા દોઢ લાખ માણસો બેસે તેવી સગવડ કરી હતી. ફી બે, પાચ અને દશ શિલીંગ રાખી હતી ચારે તરફથી જાળી કરી લઈ અદર અનેક એરોપ્લેનો (વિમાનો) ગોઠવ્યા હતા.

હેન્ડનનું સ્ટેશન લડનના મધ્યભાગથી લગભગ ૨૫ માઇલ દૂર છે. ત્યાં અડરગ્રાઉન્ડ અને બસ જાય છે. સેકડો લોકો ત્યા જતા હતા મે ઘણા દિવસ અગાઉથી જલસાની ટીકિટ ખરીદી હતી. આજે સદ્‌ભાગ્યે ઉઘાડ અને તડકો હતો, નહિ તો લીધેલી ટીકિટ નકામી થાત

હજારો લોકો માટે બધી સગવડ હતી પોલીસનો બદોબસ્ત ઘણો સારો હતો એટલા લોકો આવે તેને માટે ખાવાના રેસ્ટોરા વિગેરે સગવડો હમેશ મુજબ બહુ ઊચા પ્રકારની કરેલી હતી.

તમાસો (દેખાવ કરવાનો કાર્યક્રમ) બાર વાગ્યે શરૂ થવાનો હતે તેથી સારી જગ્યા લેવા અમે વહેલા ગયા હતા. છોટા હાજરી કરીને ગયા હતા. અહીં બ્રેકફાસ્ટ બહુ સારો લેવાય છે. એમાં

દૂધ સાથે Shredded wheat અથવા force લઇએ તો બરાબર દૂધખાખરા જેવાજ લાગે છે અને તે ચીજો બને છે પણ ધઉનીજ. સાથે ચા અને બ્રેડ, કાંઇક શાખ લઇએ એટલે સવારથીજ પેટ ઉણું રહેતું નથી અને ખોરાક હળવો એટલે તંદુરસ્તીને ઠીક પડે છે. નાસ્તાનો ટાઇમ સર્વત્ર ૮ાા વાગ્યાનો હોય છે. નાસ્તો લઇને લોકો તુરત કામપર ચઢી જાય છે.

એરોપ્લેનો લગભગ ૨૫૦ હતા. પ્રથમ નવ નવના ગ્રુપમા ૫૪ એરોપ્લેનો ઉડયા. તેમની ૩૫૦ માઇલની શરત હતી અને સાંજના સાડા ૭ વાગે પાછા આવવાના હતા. બધા થઇને જૂદા જૂદા ૧૧ દેખાવો હતા. દરેકનો ટાઇમ લખેલો હતો અને તે ટાઇમેજ તેનું કાર્ય બરાબર શરૂ થતુ હતુ. સમયપાલકતા રાખવામાં અંગરેજો સૌથી ચઢીઆતા ગણાય છે.

એરોપ્લેનો ધણી જાતનાં હતાં કોઈ ધણાં મોટાં, તો કોઇ તદ્દન નાનાં હતાં. એરોપ્લેનને ઉંધાં ચત્તાં પણ કરી શકાય છે. એને સાથે રાખી શકે, આગળપાછળ કરી શકે અને અંદર બેઠા બેઠા વાયરલેસથી જમીન સાથે સંદેશા ચલાવી શકે; જમીન સુધી આવી સંદેશાના કાગળો લઇ જઈ શકે, દુશ્મનની હીલચાલ બતાવી શકે, સીગ્નલથી સમાચાર આપી શકે.

ખોટી લડાઈ પણ બતાવી. ઉપરથી તોપો મારી એક આખો એરોડ્રોમ (વિમાનોનું ઘર) તોડી નાખવાની રીત બતાવી. નીચેથી મશીનગનો ચાલતી હોય ત્યારે દિશા ફેરવી નીચેની ગણુનરી ખોટી પાડવાની યુક્તિઓ બતાવી. આકાશમાં સ્થિર રહેવાના પ્રયોગો કર્યા અને હવા ઉપર કેટલો વધારે અંકુશ મેળવી શકાયો

છે તેનો પ્રત્યક્ષ પુરાવો આપ્યો. એરોપ્લેન સાથે ઉડવાના, સામ-સામી ઉડવાના અને શરત કરવાના પ્રયોગો બતાવ્યા. દરેક પ્રયોગમાં જૂદી જૂદી સંખ્યામાં એરોપ્લેનો હતાં.

બીજો પ્રયોગ શરતનો એક વાગે થયો, ત્યારપછી દોઢ કલાક બંધ રહ્યું. જેને જેમ ફાવે તેમ ખાવા ગયા. ખાવાની સગવડ એવી કે દરેક જણ હારમાં ચાલી પાંચ શિલીંગની ટીકિટ લઈ અંદર જાય. એમાં પણ ગડબડ નહિ. લોકો નિયંત્રણમાં ટેવાયલા એટલે કોઈને કહેવું પડે નહિ. અમારે તો કાંઈ ખાવું નહોતું એટલે ફર્યા અને એક છૂટા રેસ્ટોરાંમાં ચા પીધી. મારી સાથે મુંબઈના પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ મી. પી. એસ. ઠક્કર હતા.

નં. ૩ માં રેકસી આયેના એરોપ્લેનો ઓરડરમાં ફર્યા અને પ્રયોગો કર્યા. નં. ૪ માં બોંબો ફેંકવાના પ્રયોગો બતાવ્યા. રેડીઓ ટેલીગ્રાફીથી એરોપ્લેનમાં કેટલું કામ થઈ શકે છે તેના પ્રયોગ નં. ૫ માં બતાવ્યા. રિઝર્વ એરોપ્લેનો ઓચીંતા આવી કેવી રીતે મજબૂતી આપે છે તેનો પ્રયોગ નં. ૬ માં બતાવ્યો. દિવસના બોંબ ફેંકનારાનો પ્રયોગ ન. ૭ માં અને નંબર આઠમામાં લડાઈના પ્રયોગો બતાવ્યા.

આ બધાનું વર્ણન કરવું મુશ્કેલ છે. વિજ્ઞાન શું કરી શકે છે તે જોયું અને વિજ્ઞાનનો મનુષ્યના સંહારમાં તેમજ મનુષ્યના રક્ષણમાં કેવો ઉપયોગ થઈ શકે છે તેનાં જ્વલંત દૃષ્ટાંતો જોયાં.

બપોરે ૨।। વાગે રાજારાણી આવ્યા. લોકોએ તેમને વધાવી લીધા. તેમણે કેટલાકને ઇનામો વિગેરે આપ્યાં. એરોપ્લેનોના આકાર, રંગ, ગતિ, ઉપડવાની રીત વિગેરે અનેક ચીજો જોઈ.

વર્ષો સુધીમા ન જોઈ શકાય તે થોડા કલાકમાં જોયુ. વિજ્ઞાનનો એ લોકો એટલો લાભ લે છે કે એરોપ્લેનની અંદરના યંત્ર સંબધી વિશેષ શોધ કરનારને ૭૦૦૦૦ પાઉન્ડ હમણા ભેટ આપ્યા. કેટલીક ખાનગી બાબતો તો જાહેરમાં બતાવતા પણ નથી એમ કહેવામાં આવતુ હતુ.

કયો પ્રયોગ થાય છે, તે બતાવવા પ્રોગ્રામો છપેલા હતાં તે પૈસા ખરચીને લેવાના હોય છે. ઉપરાત બ્રોડકાસ્ટીંગથી વખતોવખત જણાવ્યા કરે. શરૂઆતમા નીકળેલો રેસવાળો સ્કવોડ્રન કયા પહોંચ્યો છે તેના સમાચાર પણ જણાવ્યા કરે.

બપોરે ચા પીવી હોય તો બે શિલીંગ પડે છે. તેની ટીકિટ પણ હારમા ઊભા રહીને લેવાની. અંદર ગયા પછી ગમે તેટલુ ખાઓ. ત્યા જોઇએ તેરી બીસ્કીટ, કેક અને ચા મળે. ચા પીવાની બે શિલીંગ ઘણી આકરી ગણાય. ઈંગ્લાડ એકંદરે ઘણુ મોઘુ છે તેનો આ દાખલો છે. પાછા ફરવામાં સાડા છ વાગે સર્વ લોકો સાથે ચાલવાને તૈયાર થાય. રેલ્વે ગાડીનું સ્ટેશન એકજ, પણ લોકો કયુ (queau) હારમાં ગોઠવાઈ જાય. લાખ માણસની કયુ એટલે શુ તેનો ખ્યાલ કરવા જેવો છે. પણ પા કલાકમાં વગર ગીરદીએ બધા લોકો વારાફરતી ટીકિટ લઇ ટ્રેનમાં બેસી ચાલ્યા ગયા. પોલીસ, ટ્રેન, ટીકિટ આપનાર—એની સગવડનુ વર્ણન થાય નહિ અને એ દેખાવ જોયા વગર એનો ખ્યાલ આવે પણ નહિ. ગાડીમાં ઊભા રહેવુ પડે તો પણ કોઈ કોઇનો વિનય ન ચૂકે અને કોઈની સાથે, ગાડીની ભેેક ચડના, અથડાઇ જવાય તો માફી હસને મુખે માગે. અરસપરસનો વિવેક અને ઊંચા વર્ગનો સંયમ સર્વત્ર બહુ સારો જોવામા આવે છે.

આવે ઠેકાણે આપણી પછાત સ્થિતિની યાદ ઘણો ખેદ કરાવે છે. વિજ્ઞાનમા શોધખોળને માટે આપણે ત્યા હજુ સ્થાન નથી બચવાની તૈયારી મોટા પાયા ઉપર હોય તે લડાઇને અટકાવનાર અદ્ભુત યત્ર છે એ વાત આપણે સમજ્યા નથી. અહીં તો વિતાન-સ્થૂળવાદ ઉપર આખો કારભાર ચાલે છે પ્રાપ્યનો ત્યાગ એજ સાચો સયમ છે, અપ્રાપ્યનો ત્યાગ એ અશક્તિમાનનો ત્યાગ છે અને તે માત્ર જડતા લાવે છે

વાયુયાનના આ અસાધારણ ભોગ જનસામા અમને જે સર્વથી વધારે આકર્ષક તત્ત્વ દેખાયુ તે આ પાશ્ચાત્ય પ્રજાની ચીવટ હતી વાયુયાનમા અનેકનો ભોગ થયો, હવાપર અકુશ આવતા અનેક પ્રજાજનો મરણ પામ્યા, છતા એ પ્રજા એથી હતાશ ન થઈ ગઈ એમણે આગળ પ્રગતિ ચાલુ રાખી અને હજુ એમા દીનપ્રતિદીન ઘણો વધારો કરતાજ જાય છે આનદમા મગ્ન રહેનાર અને આનદના પ્રસગો ન ચૂકનાર એ પ્રજાના સયમ અને નિયત્રણ અસાધારણ જોવામા આવ્યા અને તે ઉપ રાત આનદનો પ્રસગ આવે ત્યારે બીનજરૂરી ગભીરતાનો સરલ ત્યાગ જોવામા આવ્યો આખા મડળમા ભવ્ય આનદ અને ઉત્સવની રેલમછેલ ચારે તરફ દેખાતી હતી. એ પ્રજાના ક્યા ગુણો એને દુનિયાપર સર્વોપરી બનાવે છે તે આવે પ્રસગે જોવામા આવે છે. એ પ્રજાના લાક્ષણિક ગુણો સમજવા-વિચારવા જેવા છે



## સ્કોટલાંડ.

### એડીન્બરોને માર્ગે

લંડનથી એડીન્બરો જવાના ત્રણ માર્ગો છે, પણ ભાડુ ત્રણે રસ્તે સરખુ છે એડીન્બરો ૩૮૩ માઇલ થાય છે તેની ફી થર્ડ ક્લાસના (અહીં સેકન્ડ ક્લાસ છે જ નહિ) ૪૯ શિલીંગ થાય છે એટલે માઇલે ૧॥ પેની થઇ એટલે હિંદુસ્થાન કરતા અહીં ભાડુ વધારે છે એલ એમ. એસ (London Midland & Scottish Railway) ને બે રસ્તા છે એક પ્રેસ્ટન માર્ગે પશ્ચિમ તરફથી જાય છે ત્યાથી જઇએ તો તે રસ્તે બહુજ થોડે દૂર માનચેસ્ટર તથા લીવરપુલ આવે ત્યા જવાને લંડનના Euston સ્ટેશનેથી બેસવુ પડે છે એ સ્ટેશન પર ૧૭ પ્લાટફોર્મ છે એ લાઇનનો બીજો રસ્તો ઇગ્લંડની વચ્ચેથી જાય છે તેમા માર્ગમા ઈંગ્લીશ લેક્સ-ઈંગ્લંડના સરોવરો આવે છે ત્રીજો રસ્તો એલ એની. આર (London North Eastern Ry.) નો છે તે ન્યુકેસલ રસ્તે પૂર્વમા થઇને આખા કોલસાની ખાણુના મુલ્કમા થઇને જાય છે હુ પ્રથમ માર્ગે ગયો અને ત્રીજે માર્ગે પાછો આ બે એડીન્બરોની ગાડીઓ મેલ જેવી હોય છે રસ્તે ઘણે ઓછે સ્ટેશને ઊભી રહે છે થર્ડ ક્લાસમા બેસવાની જગ્યા આપણુા સેકન્ડ ક્લાસથી ઘણી સારી હોય છે અને એક સીટ ઉપર ત્રણ બેસે

એટલે ફરવાની જગ્યા ઘણી રહે છે. આખી લાઇન કોરીડરની હોય છે અને ડાઇનીંગ કાર સાથે હોય છે એટલે પેસેન્જરોની આવ-જા થયા કરે છે ગાડીમા સામાન નાની સુટ કેસ કે ઓવર કેસ કે બેગ રહે, બીજો સામાન 'રજીસ્ટર' કરી લઇ ગાર્ડને સોંપી દેવાનો રિવાજ છે. પાણી પેસાબની જગ્યા આપણા સેકન્ડ કલાસમાં હોય છે તેવી હોય છે પણ સાફ અને હુવાબ વધારામા હોય છે. દરેક ડબામા ગરમીના સાધનો હોય છે પણ ઉન્હાળામા તેનો ઉપયોગ કરવો પડતો નથી.

રવિવારે સવારે ( તા. ૪-૭-૨૬ ) અગીઆર વાગે ઉપડી ગાડીમાં આગળ વધ્યો. ઉપડતી વખતે માગ એક સ્નેહીને એડીન્બરો તાર કરવા માટે પૈસા આપી દીધા હતા. આખો રસ્તો ઘણો રળીઆમણો છે રવિવારને દિવસે ખાવાની ચીજ કે છાપા વેચનારા સ્ટેશને બહુ ઓછા હોય છે, પણ જરૂરી ચીજ સાથે લઇ લીધી હોય તેને અગવડ પડતી નથી અને ડાઇનીંગકારમાં ખાવાનું બધુ મળી શકે છે. આપણે વેજીટેબલ ફુટ ટોસ્ટ બટર લઇ શકીએ એને જરૂરી ચીજ મળી શકે છે અને ભાવ ઓછો પડે છે. રીતસર ખાઇને બેઠા હોઇએ તો તો પછી માત્ર ચા બીસ્કીટ લેવાનીજ જરૂર પડે છે. રવિવારે બધો વ્યવહાર બંધ રહે છે, માત્ર સીગારેટવાળાની દુકાનો અને અન્નગૃહો (રેસ્ટોરા)જ ખુલ્લા રહે છે રવિવારે નાટકસિનેમા પણ બંધ હોય છે વ્યાપાર રવિવારે કરતા નથી અને રવિવારે સોદો કર્યો હોય તો તે ગેર કાયદાસર ગણાય છે.

'તારનો ગોટાળો.' હજુ કોલસાની ખાણના મજુરોની હડ-

તાળ આવે છે તેથી ગાડીઓ ઘણી ઓછી છે અને વખત વધારે થાય છે તેથી કોઇ વાત ચોક્કસ નહિ એમ પ્રથમથી ખબર હતી. એડીન્બરોમા તાર કરવા પૈસા આપેલા તે માણસે ગોટાળો કર્યો. તેણે તારઓફીસે તપાસ કરી તો તેને જણાયુ કે રવિવારે તાર પહોંચાડશે નહિ એટલે એણે તાર કર્યોજ નહિ. હુ એડીન્બરો રાત્રે ૯ા વાગે ઉતર્યો. ગાડી એક કલાક મોડી હતી. મેં મારા સ્નેહીને સ્ટેશને શોધ્યો પણ કાઇ પત્તો નહિ. તેને મે પત્ર લખ્યો હતો, પણ તાર કરીશ એમ લખ્યુ હતુ એટલે તે સ્ટેશને આવેલ નહિ.

ટેક્સીમા સામાન મૂકી તેને મકાને ગયો. તે સ્ટેશનથી પાચ માઇલ દૂર બદર ઉપર Porto Bello મા રહેતા હતા એટલે ત્યા ગયો તે ઘેર હતા એટલે સુભાગ્યે તેઓ મળ્યા. હવે રાત્રે દશ વાગ્યે હોટેલ શોધવા નીકળ્યા. મારો તાર મળેલો નહિ એટલે હોટેલની સગવડ તેણે કરેલી નહિ અને રવિવાર અને મોડી રાત એટલે કાઇ પત્તો લાગે નહિ દશ બાર જગ્યાએ તપાસ કરી તો ઉન્હાળાને લઇને બધી હોટેલો ચીકાર હતી. પાછા આવી તેની લેન્ડલેડીની દીકરીને લઇ એક જગ્યા શોધી કઢી. રાત્રે સાડાબાર વાગ્યે ઠેકાણે પડ્યો. જગ્યા ખાનગી હતી પણ બહુ સારી મળી.

## એડીન્બરો.

સવારે ઉઠી કુકનું ઠેકાણુ શોધી કાઢ્યુ અને તેની સહેલગાહમા એડીન્બરો જોવા નીકળ્યો. કુકની એડીન્બરોની સહેલગાહના ૧૭ા શીલીંગ છે તેમા લંચનો સમાવેશ થઈ જાય છે.

એડીન્બરો મોટું બંદર છે. એની વસ્તી સુમારે ચાર લાખ મનુષ્યની ગણાય છે. એ ઘણુ ઐતિહાસિક શહેર છે અને સ્કૉટલાંડની રાજધાની છે. ત્યા ડાક્ટરી લાઇનનો સારો અભ્યાસ થાય છે. હિંદુસ્થાનના ત્યાં ૩૦૦ ઉપરાંત વિદ્યાર્થીઓ છે. કોઈ પણ હિંદુસ્થાની મળી જાય ત્યારે તેને બહુ પ્રેમ આવે છે અને આપણને આનંદ થાય છે ગ્લાસગો Glasgow વેપારી શહેર છે. તેની વસ્તી દશ લાખ છે. ત્યા ખાસ જોવાનું નથી પણ તે શહેર બહુ મોટુ છે એડીન્બરોમા બહુ ચીજો અને મકાનો જોવા લાયક છે તેથી હુ ત્યાં ગયો અને ગ્લાસગો પણ રસ્તે આવ્યુ તે જોયુ. તેનુ વર્ણન યોગ્ય સ્થાને અનુક્રમ પ્રમાણે થશે.

મોટી સેરામેન્ક ગાડીમા એડીન્બરો જોવા ઉપડયા. સાથે ઘણા અમેરિકન ટુરિસ્ટો—મુસાફરો હતા અને બધા નવુ જોવા જાણવાજ આવ્યા હતા. મેં પણ એડીન્બરો માટેની જરૂરી હકીકત વાચી રાખી હતી. એડીન્બરોમા નીચેની જગાઓ જોઈ.

**ટાવર ઓફ એડીન્બરો. Edinburgh Tower.**

આ કિલ્લો ઘણો પુરાણો છે. જમીનથી ૩૫૦ ફીટ ઊંચો છે. અંદર મેરી કવીન ઓફ સ્કૉટ્સ રહેતી હતી તે જગ્યા છે. એમા ઘણા હૉલો છે. જૂના હથિયારો બહુ છે. એક જગ્યાએ રાણી મેરીનું ખાનગી બારણુ છે. એના વખતમા બહુ ખટપટો થઈ હતી. એનો દિકરો ઈંગ્લાંડની ગાદીએ આવ્યો ત્યારથી ઈંગ્લાંડ તથા સ્કૉટલાંડનો એક રાજા થયો. ઈ. સ. ૧૭૦૭ મા સ્કૉટલાંડ ઈંગ્લાંડ સાથે જોડાઈ ગયુ.

ટાવરનો દરેક વિભાગ ઇતિહાસથી ભરેલો છે. આપણે

સ્કોટલાંડનો ખાસ ઇતિહાસ જાણીએ નહિ એટલે ત્યાં ઈંગ્લાંડના જેટલો રસ ન પડે પણ સ્કોચ લોકો પણ અંગરેજ લોકોના જેટલાજ રસથી પોતાનો ઇતિહાસ યાદ રાખે છે. અંદર એક મોટો બેન્કવેટ હોલ ( જમણવાર માટેનો ખંડ ) છે. ત્યાં અસલ મિજબાનીઓ થતી. એ ઉપરાંત સ્કોટલાંડનો રાજમુગટ તરવાર વગેરે જાળવી રાખ્યા છે અને આગળ ચોકી મૂકી છે. એ ટાવર ઉપરથી એડીન્બરો આખું જોઇ શકાય છે. દેખાવમાં એ શહેર સારૂં દેખાય છે. અહીં દરેક ઘરોને ઈંગ્લાંડની માફક ધુમાડાની ચીમની હોય છે. શિયાળામાં ધુમાડો વધારે નીકળે છે. હવે તો ગરમીના ચુલા પણ ગેસથીજ સળગાવાય છે એટલે અગાઉ જેટલો ધુમાડો નથી થતો એમ કહેતા હતા. ટાવરમાં તોપો ગોઠવી રાખી છે. એક તોપ બપોરે એક વાગે ફૂટે છે તેને ઘડિયાળ સાથે એવી રીતે ગોઠવી છે કે બરાબર એક વાગે એટલે તોપ સ્વતઃ ફૂટે. પાછો તેનો માણસ તેમાં દારૂ ગોળો ભરી રાખે છે, પણ બીજે દિવસે ફૂટે તો યંત્રના પ્રયોગથીજ. ટાવરમાં સ્કૂલના વિદ્યાર્થીઓ–કન્યાઓ જોવા આવી હતી, તેને શિક્ષકો પોતાના દેશનો ઇતિહાસ પ્રત્યેક સ્થાન બતાવી બહુ રસથી સમજાવતા હતા. બાળકોનો સ્વદેશ-પ્રેમ આવી રીતે જાગ્રત રહે તે માટે સર્વ સંસ્કાર નાનપણથીજ નાંખવામાં આવે છે.

ટાવરમાં એક Norman chapel છે. તે એક નાનું દેવળ છે. ત્યાં રાજાઓ પ્રાર્થના કરતા. એની બારીઓમાં ઐતિહાસિક ઘટનાઓ સારી રીતે બતાવી છે. ટાવરમાં દેખાડનારા ત્યાંના ઘણા કુશળ માણસો હોય છે તે બધી વાત અંગરેજીમાં સમજાવે છે એટલે ઘણી વિગતો માલૂમ પડે છે.

ત્યાંથી થોડે દૂર નીચેના ભાગમાં St. Giles Cathedral સેંટ જાઈલ્સ કેથીડ્રલ આવે છે. એ દેવળ ઘણું વિશાળ છે, જોકે સેંટપૉલ જેટલું મોટું તો નથીજ. એના વિશાળ રંગમંડપની અંદર હજારો લોકોને પ્રાર્થના માટે બેસવાની જગ્યા છે. સર્વત્ર પ્રાર્થના ખુરશી ઉપર બેસીને કરે છે. લગ્ન પણ અહીંજ થાય છે. વરવાળાને તથા કન્યાવાળાને આવવાના જૂદા જૂદામાર્ગો હોય છે. દેવળની બાજુમાં ૨૧ નાઇટને–સરદારોને–બેસવાની ઊંચી જગ્યા છે. અસલ રાજા ગાદીપર બેસે ત્યારે નાઇટો બાજુમાં બેસતા. એ નાઇટોને બેસવાની જગ્યા ઘણી સુંદર છે. તેમના છોકરાઓ જે જગ્યાએ નીચે બેસે છે તે જગ્યા પણ જોઇ. નાનો રૂમ ઘણો ભવ્ય દેખાય છે. કેથીડ્રલમાં ભીંત સાથે કાચ ઉપર સ્કોટલાંડના નાના મોટા બનાવો બહુ સારા આકારમાં કોર્યા છે. એ કાચ આરપાર હોય છે તેમાં બનાવો દેખાય છે અને આખી શોભામાં ઘણો વધારો કરે છે. આ પ્રાર્થનાસ્થાનની ઊંચાઇ પણ ઘણી છે.

**John Knox's house. જોન નોક્સનું ઘર.**

જોન નોકસનુ રહેવાનું નાનું ઘર જોયું. એણે ઘણાં પુસ્તકો અને કવિતાઓ લખ્યાં છે. સર વૉ'ટર સ્કૉટ પછી સ્કોટલાંડમાં એનો બીજો નંબર આવે છે. એના ઘરમાં એ ક્યાં બેસતો, ક્યાં લખતો–વિગેરે સ્થળો અને વસ્તુઓ જાળવી રાખ્યાં છે. એની બેસવાની ખુરશી પણ જાળવી રાખી છે. નાનું ઘર મજાનું છે. એક વચ્ચેની એક ભીંત તો સાડાચાર ફીટ જાડી છે.

જાહેર સ્થાનો.

ત્યાંથી પાર્લામેન્ટ હૉલ વાળું સ્થાન જોયું. બાજુમાં

રાજાઓને દાટવાની જગ્યા Abbey જોઇ. જો કે એ બીસ્માર હાલતમાં છે છતાં એને બહુ રસથી બતાવવામાં આવે છે. બાજુમાં રાણીનો બાગ ( Queen's Garden ) છે તે ઘણો ભવ્ય છે, સુંદર છે; એમાં અમુક દિવસે પાંચ હજાર માણસોનું સંમેલન થાય છે ત્યારે સ્કોટલાંડના સર્વ આગેવાન ઉમરાવ વર્ગના માણસોને બોલાવવામાં આવે છે. એ બગિચાને બહુ સંભાળથી લીલો રાખવામાં આવે છે. સ્કોટલાંડના લોકો પોતાના મોટા માણસોને બહુ ભાવથી યાદ રાખે છે. લોર્ડ રોઝબરી સ્કોટલાંડના હતા. છેલ્લા પચાસ વર્ષમાં તેના ત્રણ મોટા માણસો થઇ ગયા. સર વોલ્ટર સ્કોટનું નામ આવે ત્યાં તો તેઓ શિર ઝુકાવે છે. વોલ્ટર સ્કોટ ઉપર લોકો ખરેખર મુગ્ધ થઇ જાય છે.

આ સિવાય વોટરલૂપ્લેસ, પોસ્ટ ઑફિસ વિગેરે રસ્તે મોટાં ભવ્ય મકાનો આવે છે.

બપોરના ખાણા (લંચ) પછી કુકની સહેલગાહ શરૂ થાય છે.

**National Gallery of Paintings. રાષ્ટ્રીય ચિત્રાલય.**

અનેક ચિત્રોથી ભરેલી આ ગેલેરી ઇગ્લાંડની ટેટ ગેલેરી (પૃ. ૧૦૮) ના નમુના ઉપર છે. ચિત્રો સારા છે. ફુરસદ હોય તો કલાકો તેમાં ગાળી શકાય તેવી એ ગેલેરી છે. પેરિસના લુવ્ર જેવી ગેલેરી તો બીજી જોઈ નહિ, પણ આ પણ સારી છે, પ્રમાણમાં નાની તો ઘણી. એ ગેલેરીમાં કેટલાંક ચિત્રો બહુ સુંદર હતાં. બધાં ચિત્રોની નીચે તેની વિગત અને તેના ચિત્રકારનું નામ તો હોયજ.

**Gray friar's Churchyard. મહાન કબ્રસ્થાન.**

આ કબ્રસ્થાનમાં દેશના આગેવાન પુરૂષોને દાટેલા છે. સર

વોલ્ટર સ્કોટની કબર અહીં છે બીજા ઘણા કવિઓ, મોટા માણસો અને ચિત્રકારોને અહીં સ્થાન મળેલ છે એક ઘણી સરસ વાત અહીં સાંભળી એક કુતરાનું સમાધિસ્થાન ત્યાં છે એક ગરીબ માણસનો નીમકહલાલ કુતરો તેના શેઠ ગુજરી ગયા પછી તેની કબર આસપાસ સાત વર્ષ રહ્યો ઉદાસીન ચહેરે કબર પાસે બેસી રહે અને બપોરે અરધો કલાક ખાવા જાય આવે સાત વર્ષે એ મરી ગયો તેને ત્યાં દાટયો છે અને તેના પર પ્રમાણિક જનાવરના ચિત્ર સાથે એની નીમકહલાલીની સ્તુતિ કરી છે આ કબ્રસ્થાન ઘણું વિશાળ છે, અનેકનાં સ્મરણસ્તંભો તેમાં આવ્યા છે

પછી અમમા બાર માઈલની મોટી સહેલ (જોય રાઇડ) કરી એડીન્બરોની બહારની લીલીછમ ધરતી જોઇ એ પ્રદેશ પેરિસના મુલવાર્ડ જેવો લાગે છે બન્ને બાજુની વૃક્ષઘટામાંથી ગાડી પસાર થાય અને સૂર્ય પ્રકાશી રહ્યો હોય ત્યારે તેનો દેખાવ આ દેશમાં અદ્ભુત લાગે છે

ફોર્થ નદીનો જબરો પુલ

ફોર્થ નદી ઉપર એક મજબૂત પુલ બાંધ્યો છે પાણીની સપાટીથી એની ઊંચાઈ ૨૦૦ ફીટથી વધારે છે એ પુલની લંબાઈ દોઢ માઇલ છે એ પુલ બાંધતા ૨॥ કરોડ રૂપીઆનો ખર્ચ થયો કહેવાય છે પાંચ હજાર માણસોએ સાત વર્ષ કામ કર્યું ત્યારે એ બંધાયો એમાં પચાસ લાખ બોલ્ટ વપરાયા છે અને પચાસ હજાર ટન લોઢું વપરાયું છે એ પુલ એટલો લાંબો અને મોટો છે કે એક બાજુ રંગવાનું કામ શરૂ કરે તે બીજી બાજુએ પહોંચે એટલામાં ત્રણ વર્ષ થઇ જાય છે અને પાછા આગલી બાજુએ રંગ શરૂ કરવો પડે છે દુનિયાની એક નવાઇ જેવો આ પુલ ગણાય છે

ગમે તેવુ લડાયક કે વેપારી બારકસ એની નીચેથી પસાર થઇ શકે એટલી તેની ઊંચાઈ છે. લડાઇના વખતમા બહુ સભાળથી એની ચોકી રાખવામાં આવી હતી. છેલ્લા મહાવિગ્રહ પછી જર્મનીએ, વરસાઇનના સુલેહનામાની રૂએ અંગરેજોને પોતાનાં બારકસો આ જગ્યાએજ સોપ્યાં હતાં.

આ પુલનો ફોટો પણ જોવા લાયક છે. વચ્ચે Kirkliston and Corstorphine ને રસ્તે બે મોટી નિશાળો આવે છે. તે લડનની ઇટન અને હેરોની નિશાળો જેટલી વખણાય છે.

એડીન્બરોમા ડાક્ટરી લાઇનનો અભ્યાસ સારો થાય છે. ત્યાના ડાકટરો વખણાય છે. આખું એડીન્બરો શહેર જોવા લાયક છે. નાની મુબઈ જેવી ટ્રામગાડીઓ પુષ્કળ ચાલે છે. ટેકસી પણ ઘણી મળે છે. પ્રીન્સેસ સ્ટ્રીટનો લત્તો ઘણો વખણાય છે અને તે સ્ટેશનની નજીક છે. પ્રીન્સેસ સ્ટ્રીટ અને વેવરલી સ્ટેશનેથી જૂદે જૂદે રસ્તે લંડન જવાની ગાડીઓ ઉપડે છે. એડીન્બરો દરિયાને કાઠે આવેલુ છે. તેની હવા ઠીક ગણાય છે. લોકો ઉદ્યમી છે પણ લડન જેવી ધમાલ અહીં દેખાતી નથી. પ્રીન્સેસ સ્ટ્રીટના વિશાળ રસ્તાની બરાબર વચ્ચે બાગમાં સર વોલ્ટર સ્કોટનું ઘણુ ભવ્ય બાવલુ મુકયુ છે, એ સ્કોચ લોકો પોતાના દેશના અગ્ર લેખક અને કવિને કેવુ માન આપે છે તેની જ્વલંત સાક્ષી આપી રહ્યુ છે કેટલીક નાની નાની ચીજો અને મકાનો જોયા પણ તેનુ વર્ણન લખવુ આવશ્યક નથી ધાર્યું.

સ્કોટલાડમા સર્વથી વધારે જોવા લાયક જગ્યા તે તેના સરોવરોનો પ્રદેશ છે તે આવતી કાલે જોવાનુ નક્કી કર્યું હતું. આજની સહેલગાહ પૂરી કરી મારા ઉતારાના સ્થાને આવી નિદ્રાવીન થયો.

## સરોવરનો પ્રદેશ.

### લેડી ઓફ ધી લેકની ભૂમિકા.

#### રોહરીગ ધૂર્તું ભ્રમણસ્થાન

**Scottish Lakes.** સ્કોટલંડનાં સરોવરો.

એડીનબરોના પ્રીન્સેસસ્ટ્રીટ સ્ટેશનેથી સવારે ૯–૨૫ ગાડી ઉપડી. આખી કુકની પાર્ટી સાથે હતી. આજની ફી પા. ૧–૧૩ શી. ૮. પે. હતી. નીચેનું વર્ણન વાચ્યા પછી એ રકમ વ્યાજબી હતી એમ લાગશે. એમા રેલવેની ટીકિટ, મોટરનું ભાડું, ગાડીનું ભાડું, સ્ટીમરનું ભાડું તથા હોટેલના લચના બીલનો સમાવેશ થાય છે.

દોઢ કલાકે સ્ટરલીંગ Stirling નું સ્ટેશન આવ્યું. એ સ્ટરલીંગ શહેર અને તેનો કિલ્લો લડાઈના અદ્દભુત બનાવોથી ભરપૂર છે. કિલ્લો ઘણો મોટો છે. તેની સામે બીજી બાજુએ સ્ટરલીંગ સ્ટેશન આવ્યુ છે તે સ્કોટલંડની ચાવી ગણાય છે અને તે પણ ઘણુ વિશાળ છે. અહીં આજની સહેલગાહનો પ્રથમ તબક્કો પૂરો થયો. એક વિચહરસ્મારકસ્તંભ ( Warrick Memorial ) ૧૫૦ ફીટ ઊંચો છે, ઘણો પુરાણો છે. સ્ટરલીંગ સ્ટેશને ઉતર્યા એટલે સ્ટેશનની સામે મોટી સારામેન્ક–ઉઘાડી મોટર ગાડીઓ ઊભી હતી. સાથી અમે ટ્રોસાક્સ (Trossachs) ના મુલકમાં

ચાલ્યા. આજે આકાશ ઘેરાયલું હતું પણ વરસાદ નહતો. મોટી ગાડીઓ પાંચ હતી તેમાં લગભગ ૭૫ મુસાફરો હશે. ઘણા અમેરિકનો તથા ઇજીપ્શીઅન હતા. ઘણાને હિંદુસ્તાનની વાતો સાંભળવી બહુ ગમતી હતી અને કોઇ સાંભળનાર હોય તો કેવી વાતો કરવી તેની મારી તૈયારી હતી. બહુ વાનો કરી. સાત માઇલ પર એક મોટું સરોવર આવ્યું. તેનું નામ **લોક કેટ્રીન** (Loch Katrine) છે. એનાથી જરા પહેલાં **ટ્રોસાકસ હોટેલ** (Trossachs Hotel) આવી. એ જંગલમાં આવી રહેલી હતી. હોટલનું મકાન ઘણું વિશાળ છે. ત્યાં રહેવું હોય તો દિવસો સુધી પૂરતી સગવડ સાથે રહી શકાય. એ હોટેલમાં સર્વેએ લંચ લીધું. લંચમાં જેને જે અનુકૂળ હોય તે તે લે. આપણને શાકભાજી, ફળો, રોટી અને માખણ મળે એટલે કોઇ જગ્યાએ વાંધો આવતો નથી. વળી આપણે મછી કે માંસ ખાધા સિવાય કેમ જીવી શકીએ છીએ એમ સર્વે પૂછે ત્યારે હિંદના કરોડો માણસો તે વગર આખી જીંદગી રહી શકે છે તે, તેમનો ખોરાક, તેમની સાદાઇ અને તેમની ધર્મ ભાવનાની વાત કરીએ ત્યારે સર્વેને બહુ આનંદાશ્ચર્ય થાય છે. ટ્રોસેક્સ હોટેલમાં ખાણ લીધું. ખાવાનો અને ચાનો ટાઇમ તો મુસાફરીમાં પણ એ લોકો બગડવા દેજ નહિ અને ખાવામાં ઉતાવળ કે ધમાલ પણ નહિ.

ટ્રોસેક્સ હોટેલમાંથી પાછા સારાબેન્ક ગાડીમાં બેઠા. એક માઇલ ગયા ત્યાં **લોક કેટ્રીન** આવ્યું. **Lock** શબ્દનો અર્થ સરોવર થાય છે. આ આખો વિભાગ સર વૉલ્ટર સ્કોટના સુપ્રસિદ્ધ કાવ્ય લેડી ઓફ ધી લેક (Lady of the Lake) મા વર્ણવેલો પ્રદેશ છે. એને કાંઠે આવી, ગાડીમાંથી ઉતરી સ્ટીમરમાં

બેઠા. સ્ટીમર તુરત ચાલી. આખા સરોવરમાં આ નાકાથી સામા નાકા સુધી સ્ટીમરમાં ગયા. સરોવર લગભગ આઠ માઇલ લાંબુ છે અને સર્પાકાર છે. સ્ટીમર પર બેસવાની પૂરતી સગવડ છે. એમાં લેડી ઑફ ધી લેકમા વર્ણવેલા એકે એક દેખાવો (સીનો) આવે છે. બન્ને બાજુએ હરિયાળા પર્વતો લીલાકુંજાર અને વચ્ચે સ્ફટિક સરખું નીતર્યું સરોવર આવી રહેલુ છે અને એના અગાધ જળમાં અસંખ્ય તરંગો થયા કરે છે. એ સરોવરમા સામેથી સ્ટીમરો આવતી દેખાય છે બન્ને કીનારા વચ્ચેનું અંતર કોઈ સ્થાને ૧૦૦૦ ફીટ અને કોઇ સ્થાને તેથી બમણુ ત્રણગણુ દેખાય છે. ઊંચી નીચી ટેકરીઓ દેખાયા કરે છે. આ સ્થળે રોડ્રીગ ધૂ (Rodrígue Dhu) અને ફીટ્ઝ જેમ્સ વચ્ચે રોમાંચ ઉત્પન્ન કરે એવું યુદ્ધ થયુ હતું. એના ટેકરે ટેકરાનું વર્ણન સર વોલ્ટર સ્કોટની સદર કવિતામાં છે. કુદરતનો આ રમ્ય દેખાવ અભ્યાસકાળને સારી રીતે યાદ કરાવે તેવો છે. આખી કુદરત હસતી દેખાય છે અને મન બહેલાવી નાખે તેવું આ આનંદજનક સ્થાન છે એમ આખો વખત લાગતુ હતું. સાથેના દૂર દૂરના મુસાફરોની ભીડાશ અને વાતો કરવાની અને સાંભળવાની વૃત્તિ બહુ આનંદપ્રદ લાગતી હતી. માથે સૂર્ય વાદળામાં હતો, નીચે પાણી અને બે બાજુ ડુગરની નાની નાની ટેકરીઓ. એનું વર્ણન કોઇ કવિ બરાબર કરી શકે સદર કાવ્યનો અભ્યાસકાળ યાદ આવે, તે વખતે બાંધેલી કલ્પિત ઘટનાઓ અવનવા રૂપે તરંગો આપ્યા કરે અને કલ્પના અને વસ્તુસ્થિતિમા તફાવતો કેટલા છે તેની અંદર વાટાઘાટ ચાલે.

લગભગ એક કલાક સ્ટીમરમા બેસી 'લોક કેટ્રીન' જોયું અને

લેડી ઓફ ધિ લેકનાં સંસ્મરણો તાજાં કર્યાં. પછી સ્ટીમરમાંથી ઉતર્યા. ત્યાં ચાર ઘોડાની ગાડીઓ તૈયાર હતી. ઘોડા ઘણા મજબૂત હતા. ગાડી એક માળવાળી હોય છે અને જમીનથી બાર ફીટ ઊંચે બેસવાનું હોય છે. ઉપર વીશ માણસ બેસી શકે અને ચારે તરફ જોતા જાય. ગાડી ઉપર ચઢવાને દાદર હોય છે. હાંકનાર "લીવરી" પહેરીને બેસે છે.

લોક એચરે Loch Achray ની બાજુમાં થઇને ગાડી ચાલી જાય છે. એક બાજુ સરોવર, વચ્ચે સડક અને બીજી બાજુ ટેકરી આવી રહેલાં છે. સરોવરની સામે પણ ટેકરી છે. આ અદ્ભુત સૃષ્ટિસૌંદર્યની વચ્ચે થઇને ગાડીઓ ચાલી. રસ્તો એવો સારો કે ધૂળનું નામજ નહિ મળે.

કવિ લખે છે કે—

At the head of Loch Achray commences that unrivalled mingling of purple crag, silvery-grey birch, oak coppice and green herbage, known as the Trossachs,—

> So wondrous wild the whole might seem,
> The Scenery of a fairy dream.

આમાં જરા પણ અતિશયોક્તિ નથી. સ્વપ્નસૃષ્ટિમાં વિહરતા હોઇએ તેવો આ દેખાવ છે. ઉપર નિરભ્ર શાન્ત આકાશ, મંદ મંદ શીતલ વાયુ લહરીઓ અને ચોતરફની નીરવ શાંતિ બહુ હૃદયંગમ થાય તેવાં છે અને સૃષ્ટિની અનંતતા અને ભવ્યતાનું ભાન કરાવે છે.

પાંચ માઇલ ચાર ઘોડાની ગાડીમાં ગયા પછી **ઇન્વરસ-નેડ હોટેલ** (Inversnaid Hotel) આવી. ગાડીમાં એક કલાક જેટલો વખત આનંદમાં પસાર કર્યો. આ આખા પ્રદેશમાં Rob Roy રોબ રોયના અનેક પરાક્રમો ગવાય છે. હોટેલમાં ચા લીધી. ચાના બે શીલીંગ આપવા પડે છે, બાકી કોઇ પણ ખર્ચ કરવાનો નથી. રેલવે ગાડી, બસ, સ્ટીમર–બધાંનાં ભાડાં કુક ચુકવે છે. આ હોટેલ પણ બહુ સારી અને સગવડવાળી છે, સ્કોટલાંડના સર્વથી મોટા લોક લોમોની એક બાજુના કાંઠાપર આવેલી છે. એ સરોવરનું વર્ણન હવે આવશે. હોટેલમાં ચા સાથે બીસ્કીટ વિગેરે જે લેવું હોય તે લઇ શકાય છે.

હોટેલની બાજુમાં મોટો પાણીનો ધોધ પડે છે. તે જોતા નાશિકની ગોદાવરીના ગંગાફોલ્સ બરાબર યાદ આવે તેમ છે એ ધોધ જોઇ થોડો વખત ફર્યા. સ્ટીમરનો ટાઇમ બપોરના ૪–૪૫ નો હતો. સ્ટીમર વખતસર આવી. સર્વ તેમાં બેઠા અને **લોક લોમો** (Loch Lomond) માં દાખલ થયા. સ્કોટલાંડનું આ સર્વથી મોટું સરોવર છે. સ્ટીમર ઘણી સુંદર છે. તેમાં બેસી સરોવરમા ચાલ્યા. દેખાવ અત્યત મનોહર છે. ચારે બાજુ ટેકરીઓ અને માથે વાદળાં આવી રહ્યાં હતાં અને એ સ્થિતિમાં અમે આગળ વધ્યા. સ્ટીમરમાં બેસી પોસ્ટકાર્ડ લખ્યાં અને દેખાવો વારવાર જોયાં. નેત્રનું સુખ મળ્યું. સ્કોટલાંડના સર્વ સરોવરોનો આ epitome કહેવાય છે. બધા સરોવરે ન જઇ શકે તે આ એક સરોવર જુએ તો તેને સર્વ જરૂરી બાબતો સમજાઇ જાય છે. એમા વચ્ચે ઘણા ટાપુઓ આવે છે, ચારે તરફ લીલોતરી અને ઝાડો ઉગેલાં હોય છે અને સૃષ્ટિસૌંદર્ય એના પૂર બહારમા

પૂરતા દમામ સાથે હોય છે. અહીં કહેવામાં આવ્યુ કે સ્વીટ્ઝરલાડમા આથી પણ વધારે સારા સરોવરો છે એટલે તે જોવા જવાનુ છે તે વાતનુ સ્મરણ થયુ. એ સરોવરમા વચ્ચે વચ્ચે સ્ટેશનો આવે છે ત્યાથી પેસેન્જરો ચઢે ઉતરે છે, એવા છ સ્ટેશનો આવ્યા. હવા ખાવા આવનારને હોટેલની પૂરતી સગવડ હોય છે. મારે તો ગમે ત્યારે લડન (અપીલ માટે) દોડવાનુ હતુ એટલે ખોટી થઈ શકવાનો સવાલ જ નહોતો.

સરોવરની બાજુમા દૂર રસ્તો દેખાય છે તે પર ગાડી તથા મોટર ચાલે છે ને ઉપર પર્વતની ગાડી અને ટેકરીમા રેલવે ચાલે છે. કોઇને એમ ફરીને આનદ મેળવવો હોય તો તે રીતે મેળવે છે સ્ટીમર પર ચઢવા ઉતરવાનો નિયમ એવો છે કે પ્રથમ ઉતરનારા ઉતરી રહે, પછી જ નીચેથી ચઢાય. એજ પ્રમાણે બસ અને ટ્રામમા પણ નિયમ હોય છે. ખોટી ધમાધમ અહીં કોઇ જગ્યાએ છે જ નહિ. સ્ટીમરમા લગભગ અગીઆર માઇલ ફર્યા અને કુદરતનુ અવલોકન કર્યું. બેલોચ (Balloch) ફરીને સ્ટેશન આવે છે ત્યાથી રેલવેમા બેઠા તે વખતે લગભગ સાજના છ વાગ્યા હતા.

ટ્રેનમા બેસી ગ્લાસગો Glasgow આવ્યા. ગ્લાસગોમા દશ લાખની વસ્તી છે. સ્કોટલાડનુ પાટનગર તો એડીન્બરો છે, પણ વ્યાપારનું સ્થાન ગ્લાસગો છે. અહીં વહાણો બાધવાનો મોટો ધધો છે તેના શીપયાર્ડ ટ્રેનમા બેઠા બેઠા જોયા લોકો અનેક પ્રકારે આનદ મેળવતા હોય એમ ઊંચા હીંચકા અને રમતગમતના સાધનો પરથી જણાયુ

ગ્લાસગોમા એક સ્ટેશનથી બીજે સ્ટેશને જતા દશ

મીનિટ થાય છે. તેમાં શહેરનો મોટો રસ્તો આવી જાય છે. એટલે આસગોમાં જોવા જેવુ સ્થાન આવી ગયુ. સ્ટેશનપર ૪૦ મીનિટ ખોટી થવાનું હતુ. તેમા હોટેલ અને શહેર ઉપર ઉપરથી જોઇ લીધુ.

ટ્રેનમા બેસી રાત્રે સાડા નવ વાગે એડીન્બરો આવ્યો રસ્તામા મુસાફરોએ અનેક વાત હિદુસ્થાન સબંધી જાણી. તેમની પાસેથી અમેરિકા તથા ઇજીપ્તની ઘણી વાતો સાભળી ખાસ કરીને એક ડોક્ટર હતા તેણે હિંદીવાનો અમેરિકામા ડાકટરી લાઇનનો અભ્યાસ કરવા આવે એમ ઇચ્છા બતાવી હિંદુસ્તાનની હવાના વ્યાધિઓ (tropical diseases) નો અભ્યાસ અમેરિકામા જ થઇ શકે તેમ છે એમ તેનો મત હતો. બીજી અનેક વાતો થઇ હિંદુસ્તાનના તત્ત્વજ્ઞાનનુ શુ સ્થાન છે તે સબધી તેની સાથે ચર્ચા વાર્તા કરી આખો દિવસ આનદમા વ્યતીત કર્યો.

બીજે દિનસે ખાણોવાળા જીલ્લાઓમાથી પસાર થઇ એન એન ઇ આર લાઇનમા લંડન આવ્યો.

રસ્તે કાઇ ખાસ નોધવા લાયક હતુ નહિ. મારે હાઇલેન્ડ અને બે શહેરો જોવા જવાનો વિચાર હતો અને પાછા ફરતા, ઇગ્લીશ સરોવરો અને લીવરપુલ તથા માન્ચેસ્ટર જવું હતુ. પણ અપીલ બોર્ડ પર આવી ગયાનો તાર આવવાથી તુરત લંડન જવાનુ થયુ.



લંડન-અજાયબું.

લંડનમાં કેટલુંક ખાસ જોવા લાયક છે તે આ દિવસોમા જોયું.

પાર્લામેન્ટઃ—

હાઉસ ઓફ કોમન્સમાં પ્રેક્ષક તરીકે દાખલ થવા માટે પાસ મેળવવો પડે છે. કામ ચાલતું હોય ત્યારે જવા માટે ઇંડીઆ ઓફિસમાંથી પાસ મેળવી શકાય છે અથવા કોઈ મેમ્બર સાથે ઓળખાણ હોય તો તે મેળવી આપે છે. મેમ્બરો ઘણા અને બેસવાની જગ્યા થોડી એટલે ચીઠ્ઠી નાખી અમુક મેમ્બરને અમુક દિવસ માટે બે પાસ મળે છે. પાસ લઇને જઇએ ત્યારે પ્રથમ ક્યુમાં-હરોળમાં-થોડો વખત બેસવું પડે. બપોરે સાડા ત્રણ વાગે દાખલ કરે. અંદર પાસ તપાસે. બાજુની ગેલેરીમાં થઇ ઉપર ચઢવાનું. ઉપર પાછું ક્યુમાં ઊભા રહેવું પડે. દરેકને ત્યાં રાખેલ રજીસ્ટરમાં સહી કરવાની હોય છે અને પોતાનું લંડનનું ઠેકાણું લખી આપવું પડે છે. મોટા અક્ષરે બોર્ડ મારેલું હોય છે કે demonstrations by visitors are prohibited પ્રેક્ષકોને કોઈ જાતના દેખાવો-ચેનચાળા કરવાની મનાઈ છે. અમુક તકરારી સવાલ ચર્ચાનો હોય ત્યારે કોઈ જાતનો અવાજ થાય નહિ એ ઉદ્દેશથી આ હુકમ થયો લાગે છે.

એક એક વિઝિટર સહી કરી દાખલ થતો જાય તેમ ક્યુમાં આપણે આગળ વધતા જઇએ. સહી કર્યા પછી લાંબી ગેલેરીમાં જવાય છે. અંદર સુંદર બાકડાઓ ઉપર ચામડાની ગાદી ઘણી સારી મઢેલી હોય છે. ઉપર બેસી પાર્લામેન્ટનું કામ જોવાની

ઘણી મજા આવે છે સ્પીકર–ચેરમેન વચ્ચે બેસે છે તેની જમણી બાજુ આમની સભામા જે પ્રધાનો (મીનીસ્ટરો) હોય તે બેસે છે તેની પછવાડે લગભગ દશ હારો ચડતી ઉતરતી હોય છે તેની ઉપર તેના પક્ષના સભ્યો બેસે છે ડાબી બાજુ વિરુદ્ધ પક્ષ બેસે છે બોલનાર સ્પીકરની બાજુએ અગાડી આવી બોલે છે અને તેની સામે ટેબલપર ડેસ્ક હોય છે તે ઉપર જરુરી કાગળો, બુકો 'રેફરન્સ' માટેના હોય છે તે મૂકે છે પછવાડેની હારમા મેબરો બેસે છે મિનિસ્ટરો પૈકી જે લૉર્ડસમા હોય તેને બેસવાની જૂદી જગ્યા નીચેજ હોય છે ઉપર માનવતા પરોણાની ઉમરાવોની, છાપાના ખબરપત્રીઓની અને ઉમરાવજાદીઓની ગેલેરીઓ જૂદી હોય છે એ સર્વ ઘણુ જોવા જેવુ છે

પાર્લામેન્ટ જરૂર જોવા જેવી જગ્યા છે ઓછી જગ્યામા ઘણી સગવડ કરી છે અને આખો દેખાવ નજરને તૃપ્ત કરે તેવો છે જ્યારે કોઈ મહત્વનો પ્રશ્ન ચર્ચાતો હોય ત્યારે જ સભાગૃહ ચીકાર હોય છે, બાકી તો સભ્યો છુટા છૂટા બેસે છે કોઇ ઉંઘતા પણ હોય છે મે મિ. ઑસ્ટીન ચેબરલેનને બોલતા સાભળ્યા એ બહુ સારી રીતે બોલે છે, અચ્છો વક્તા છે

**નૅશનલ લિબરલ ક્લબ**

આ ક્લબમા આફ્રિકાવાળા મી પોલોક સોલીસીટરના આ મત્રણથી લચ લેવા ગયો હતો લાખો રૂપીઆ ખરચીને ક્લબનું મકાન બાધ્યુ છે એને ત્રણ માળ છે મોટા હોલો છે તેમા ભાષણો થાય અને જમણવાર થાય ધૂમ્રપાન કરવાનો ખડ તથા દીવાનખાનુ પણ અત્રે છે ઓઓનો સ્મોક રૂમ જૂદો છે એક ઘણી સારી લાઇબ્રેરી પણ છે આ ક્લબના ૭૦૦૦ હજાર સભ્યો છે

એ રોનકદાર મકાન ટ્રફાલગર સ્કવેર પાસે આવેલું છે. હાલમાં લીબરલ પક્ષના બે મહાન નેતાઓ લોઈડજ્યોર્જ અને લોર્ડ ઓક્સફર્ડ (એસ્કવીથ) વચ્ચે જે મોટી ઝુબેશ ચાલી રહી છે તેમાં લીબરલોની આ મોટામાં મોટી ક્લબ તદ્દન તટસ્થ રહી છે. અહીં એમ મનાય છે કે લોઈડ જ્યોર્જમાં જેવું dynamic force (પ્રેરકશક્તિ) છે, ધમાલ કરવાની આવડત છે તેવી અન્યત્ર અલભ્ય છે. આ ક્લબનુ આખું મકાન જોવા જેવું છે. કોઇ મેંબર સાથે પરિચય હોય તોજ ત્યાં જવાનું બને છે અને સમજવાનુ ફાવે છે. ક્લબનુ મકાન અને વ્યવસ્થા બહુ સારા અને સમજવા યોગ્ય છે.

## પ્રિવિ કાઉન્સીલ.

જ્યુડિશિયલ કમિટી. હિંદુસ્થાન, ઓસ્ટ્રેલીઆ, કેનેડા, અને બીજાં સંસ્થાનો અને ડોમીનીઅન્સ એ સર્વની છેવટની દિવાની તેમજ ફોજદારી અદાલત આ છે. એમા હાઉસ ઓફ્ લોર્ડસના-અમીર-સભાના જે મેંબરો જ્યુડિશિયલ કમિટીમાં નિમાય તે બેસે છે. ઇગ્લાંડ, તથા સ્કોટલાંડની અપીલો હાઉસ ઓફ લોર્ડ્સ સાંભળે છે તેમાં પણ આ જ્યુડિશિયલ કમિટીના મેમ્બરોજ બેસે છે. તેઓ રાજાની Conscience ન્યાયવૃત્તિના જાળવનારા ગણાય છે અને તેઓનો હુકમ રાજાને ભલામણરૂપે હોય છે અને તે રાજાએ કરેલ કાર્ય ગણાય છે. આ જ્યુડિશિયલ કમિટીનુ સ્થાન વ્હાઇટ હોલની સામે છે. ત્યાં એક સેંટ્રલ હોલ છે અને એક બોર્ડ રૂમ છે. તેમાં બે કમિટીઓ બેસે છે. સેંટ્રલ હોલ ઘણો વિશાળ છે. અંદરના ભાગમાં ત્રણથી સાત અમીરો બેસે છે. તે દરેક વૃદ્ધ હોય છે. સાઠ વર્ષથી ઓછી વયનો કોઈ જ્યુ. કમિટીમાં આવતો નથી. લોર્ડ હોલ્ડેન કે લોર્ડ શીલીમોર કે લોર્ડ ડારલીંગને જોયા હોય

તો ન્યાયમૂર્તિજ લાગે બોર્ડના રૂમમા ઘણું ખરૂં હીન્દની અપીલો સેવાય છે ત્યારની સામે–દરેરાની સામે–આરીસ્ટર ઊભા રહીબોલે છે, તેને ચોપડી વિગેરે મૂકવા નાનું ટેબલ તેની સામે હોય છે સાંભળવાની મજા બહુ આવે છે. બન્ને પક્ષના સોલિસિટરોને બેસવા બાંકડા હોય છે. બાકીના શ્રોતા માટે વિષ્કંભની બહાર બાંકડા હોય છે.

બારિસ્ટરો વીગ (બાનની ઝુંનની બોચવા જેવી ટોપી) પહેરે છે એટલે ઘણા ગંભીર દેખાય છે. સેન્ટ્રલ હોલ બહુ મજાનો લાગે છે. બોર્ડ રૂમ નાનો છે. બારિસ્ટરોને માટે જુદો રૂમ હોય છે જજો આવીને બેસી જાય પછી બારિસ્ટરોને બોલાવે છે તેઓ બહારથી આવે છે રજીસ્ટ્રારની ઓફીસ નીચે છે

જે સોલિસિટરો પ્રીવી કાઉન્સીલનું જ કામ કરનારા હોય છે તેમની ઓફિસો ઘણી નાની હોય છે. ફક્ત એક બે ટાઇપીસ્ટ અને બે ત્રણ કારકુનથી ચલાવે છે બાકી સ્થાનિક કામ કરનાર સોલિસિટરોની ઓફિસો ઘણી મોટી હોય છે અને ત્યાં ધમાલ પણ જબરી હોય છે

સેવન ઓક્સ

હું થોમસને ઘેર જમવાનું મને નિમંત્રણ હતું તે 'સેવન ઓક્સ' નામના સ્ટેશનથી ૭ મિનિટને રસ્તે રહે છે એ સ્ટેશન લંડનથી લગભગ ૨૬ માઇલ દૂર છે ચેરીંગક્રોસ સ્ટેશનેથી જવાય છે ફાસ્ટ ટ્રેન ચાલીસ મિનિટમા લઈ જાય છે જમવા બેસવામા ગૃહસ્વામિની hostess ને મુખ્ય સ્થાન હોય છે તેની સામે host ગૃહસ્વામી બેસે છે વચ્ચેની બાજુમા મેમાનને બેસાડે છે તેમા

પણ ઘણું ખરૂં એક સ્ત્રી અને એક પુરૂષ એમ બેસાય છે. સર્વથી માનવંત પરોણાને ગૃહસ્વામિનીની જમણી બાજુએ સ્થાન આપે છે. ખાતા ખાતા વાતો કરતા આવડવીજ જોઇએ. ગૃહસ્વામિની વાતો કર્યા કરે છે અને જમવા આવનારે પણ ફક્ત હા ના જ કરવાની નહિ, પણ નવી નવી વાતો ઉપાડવી જોઇએ એમ આશા રાખવામા આવે છે. ડૉ. થોમસને ત્યા મારા ઉપરાંત એક બીજા પરોણા અને તેમના પોતાના પુત્ર તથા પુત્રી હતાં. ખાતા ખાતા કંઇક વતો કરી. પોતાને ઘેર ઘણી સુંદર લાયબ્રેરી છે તે બતાવી અને અગ્નિગૃહ (ફાયર પ્લેસ) ઉપર નૂતન ચીજો (કયુરીઓઝ) મૂકી રાખી હતી તે બતાવી. આપણે જે ચીજોને નકામી ધારી કાઢી નાખીએ છીએ તે ચીજો ઘણુ ખરૂ અહીં બહુ ઉપયોગી થઈ પડે છે· નાનો તાજમહાલ મોકલીએ તો ગાડા થઈ જાય ઇંઢોણી, મોતીની રચના, ગલેચા, ચામ્બા અને એવી ગેઈ પણ કળાવાળી ચીજ તેઓ સગ્રહી રાખે છે અને કોઇ મ્હેમાન આવે ત્યારે બહુ રસથી બતાવે છે. અગરેજો સાથે સબંધ વધારવા માટે આવી ચીજો બહુ કામમા આવે છે.

વિચારસિક ડૉ. થોમસ ઈંડીઆ લાઇબ્રેરીના લાઇબ્રેરીઅન છે. તેઓ બહુ માયાળુ છે. ઘરમા ઘણી સ્વચ્છતા અને સાદાઈથી રહે છે અને સરળ જીવન ગુજારે છે. ઘેર લાઇબ્રેરી ઘણી સારી છે અને તેમના કુટુબીજનો તેમના વિચારમના કોડ પુરે તેવા છે.

**લંડનનાં નાટકો.**

લંડનના નાટકોમાં જે વિશિષ્ટ તત્ત્વ મેં જોયુ તે તેમની કળા છે. એમનો પ્રત્યેક નટ બહુ કુશળ હોય છે. પોતાનો પાઠ બહુ ઉત્તમ રીતે ભજવે છે. નીચ શૃગાર કે અસભ્ય રુચિને તે

જરા પણ મચક આપતો નથી અને પોતાની કળાનો ખાસ શોખીન હોય છે. એના નાટકોમાં Musical Comedy મુખ્ય ભાગ ભજવે છે એના લગભગ ત્રીશ થીએટરો છે. એમા વસ્તુ-સંકલના કરતા શબ્દરચનાનો મોહ. અને નાચ તથા ગાયનની વિશિષ્ટતા વધારે હોય છે. એના પ્રત્યેક નાચ મુગ્ધ કરે તેવા હોય છે અને સાથે સંગીતની લય તો અદ્‌ભુત હોય છે. એક્ટરને પ્રશ ંસાની તાળીઓ મળે ત્યારે ફક્ત આવીને નમન કરીને ચાલ્યો જાય. વધારે તાળીઓ મળે તો બીજીવાર આવે પણ એકની એક ચીજ ફરીવાર ગાતો નથી.

સીનેમાને અહીં પીકચર્સ કહે છે. તેમા વચ્ચે નાચ, જાદુ તથા બીજા સીનો પણ આવે છે. સીનેમા બપોરે ૧ વાગ્યાથી શરુ થાય છે તે રાતના ૧૧ વાગ્યા સુધી ચાલુ રહે છે અંદર આવ્યા પછી ગમે તેટલો વખત બેસો તેમા વાંધો નહિ પ્રોગ્રામ ૨॥ કલાકનુ હોય છે. સીનેમાની ફીલ્મો બહુ સારી હોય છે દરેક નાટ્યશાળામાં ખાવા પીવાની અને કુદરતી હાજતની પૂરતી સગવડ હોય છે

નાટકોમા ૭ પેની ખરચીએ તો પ્રોગ્રામ મળે છે. પણ તે નકામા હોય છે ગાયનની બુક કે નાટકનો ટુંક સાર મળતા નથી. નાટકમા સીન સીનેરીવાળા નાટકો હોય તેમા મજા ઘણી આવે છે કેટલાક સાદા પણ હોય છે. ડુરીનેન થીએટર એવુ મોટુ છે કે એક પાઠ ચાલતો હોય ત્યા બાજુમા બીજો સીન ગોઠવાઇ જાય અને એક પડદો પડતા બીજો ઉચકાય ત્યા તદ્દન નવોજ સીન હોય તે નીચે વીજળીથી ચક્કર ફેરવી નવો સીન રજુ કરે છે કેટલાક નાટકો સેંકડો રાતો સુધી એક સરખા ચાલે છે. બપોરે ૨-૧૫

થી ૭ વાગ્યા સુધી 'મેટીની' હોય છે. તેમાં જઈએ તો પણ રાત જેવુંજ લાગે છે.

કીનોટાફ (Cenotaph)

હોમ ઓફિસની બરાબર સામે, પ્રિવિ કાઉન્સીલની પછવાડે, વેસ્ટમીન્સ્ટરની નજીક વીરપૂજાનું આ ઉત્તમ દૃશ્ય છે. આખા રસ્તાની બરાબર વચ્ચે એક તદ્દન સાદો સ્મરણસ્તંભ કર્યો છે, મથાળે કોફીન (Sarcophagus) નો આકાર છે અને છેલ્લા મહાન્ વિગ્રહના અજાણ્યા સિપાઈ (Unknown Soldier) ની એ યાદગીરિ છે. એના ઉપર દરરોજ સેંકડો પુષ્પહાર અને ગજરા ચઢે છે અને ગમે તે માણસ ગાડીમાં, મોટરમાં કે ચાલતા એ રસ્તે નીકળે તે ત્યા પોતાની હેટ (ટોપી) ઉતારી, નમન કરી આગળ વધે છે. લડવા જતા ત્યારે માન મળતુ, મરી ગયા તેને મળ્યા કરે છે. આ વીરપૂજા ધડો ધડો લેવા લાયક છે. એ મહા વિગ્રહના સ્મરણસ્તંભનું સ્થાન પસંદ કરવામા ઘણુ ડહાપણ વાપર્યું છે. એ બહુ સુંદર અને જાણીતી જગ્યા છે. ૧૧ નવેંબર ૧૯૨૦ ને રોજ એને પચમ જ્યોર્જે ખુલ્લુ મૂકેલ છે. આ કીનોટાફ જોતાં દેશ કઈ દિશા તરફ દોરવાય છે એનો કંઈક ખ્યાલ આવે છે.

લંડન સંબંધી સામાન્ય

અનેક બનાવોથી ભરપૂર, અનેક પ્રકારના લોકોથી વમામલા અને મોટી ઘમાલવાળા લંડન શહેરનું સપૂર્ણ નિરીક્ષણ કરવા માટે નીચેની બાબતો લક્ષમા રાખવા યોગ્ય છે —

લંડનને જોવા માટે ઓમ્નીબસને માથે બેસવાથી બહુ આનંદ આવે તેમ છે. ઓમ્નીબસમા બેસી લંડનની વિશાળતા જરૂર જોવી.

ઉતાવળથી એક છેડેથી બીજે છેડે અમુક સ્થાનેજ જવુ હોય તો અડરગ્રાઉન્ડ રેલવેમાં ઓછો સમય લાગશે, પણ તેમા લડન જોવાશે નહિ ઘણીવાર વ્યવહાર અટકી પડે તો ઓમ્નીબસ ખૂબ ટાઇમ લે છે પણ અડરગ્રાઉન્ડમા ધારેલ વખતે પહોચાય છે

લડનમા ઓક્સફર્ડ સ્ટ્રીટ, રીજન્ટ સ્ટ્રીટ, પીકાડીલી, ટ્રફાલગર સ્કવેર, સ્ટ્રાન્ડ, વિકટોરીઆ સ્ટ્રીટ અને હોબર્ન—એટલા લતા એકવાર જોઇ લેવા, બનતા સુધી કશા ઉદ્દેશ વગર આ લતાઓ ઉપર એકવાર રખડવુ એટલે અનેક વિચિત્ર વ્યક્તિઓ અને વ્યાપારના પ્રદેશો અને પદ્ધતિનો ખ્યાલ આવશે અને લડનની મહત્તા, વિશાળતા અને વિશિષ્ટતાનો આછો પણ પાકો ખ્યાલ આવશે

લડન જોવા માટે ઓછામા ઓછા દશ દિવસ તો જરૂર રાખવા અને ક્યા જવુ છે અને કેટલું જોવુ છે તેનો પ્રથમથી નિર્ણય કરી રાખવો સારી ગાઇડ બુક લડન જોવા માટે જરૂર પાસે રાખવી, લડનનો નકશો જરૂર પાસે રાખવો અને બસના તથા અડરગ્રાઉન્ડના નકશા મફત મળે છે તે જરૂર રાખી લેવા, એટલે કયાથી કયા જવાય છે તેનો ખ્યાલ આવે છે લડનમા ભૂલા પડયા હોઇએ તો પોલિસને પૂછવુ તે તુરત તમને કહેશે કે—બે ગલીઓ મૂકી જમણે રસ્તે જઇ ચાર ગલી મૂકી ડાબે જવુ—પછી વિગેરે વિગેરે. આટલી લાગી વાત યાદ ન રહે, તો પ્રથમ કહે તે યાદ રાખી લેવી, પછી બીજા પોલિસને પૂછવુ લડનની પોલિસ ઘણી ચાલાક અને અત્યત સભ્ય છે અને અજાણ્યા માણસને પૂરતી મદદ કરે છે વાહનોનો અસાધારણ મોટો વ્યવહાર અકુશમા રાખી જે યુક્તિથી તે ચલાવે છે તે ખરેખર જોવા લાયક છે

લડનમાં ખાવા પીવાનાં રેસ્ટોરાં પાર વગરનાં છે અને દરેક લતામાં છે. બપોરનું લંચ લેવા પોતાના સ્થાન પર જવાનું બનવું મુશ્કેલ છે. મારા લાયનના કે એ. બી. સી. ના રેસ્ટોરામાં ખાઈ લેવુ.

લડનથી એકાદ શનિવારે કે રવિવારે, બ્રાઇટન જેવા બંદરે જરૂર જઈ આવવું. એ જીવન અવનવુ હોઇ એક વખત જરૂર જોવા લાયક છે. કામકાજ કરનારા માણસો રવિવાર કેવી રીતે ગાળે છે તે જરૂર અભ્યાસ કરીને જોવા લાયક છે. આઇલ ઓફ વાઈટ, મારગેટ વિગેરે બંદરના સ્થાનો ઘણાં જોવા અને રહેવા લાયક છે. એની ગાઈડ બુકો વિના મૂલ્યે થોમસ કુકને ત્યા મળે છે આ સર્વ ઉન્હાળાના સ્થળો છે, શિયાળામાં ત્યાં જવુ આકરૂ છે અને ત્યા લોકોની હાજરી અને બીજા આકર્ષક તત્ત્વો પણ હોતા નથી. શિયાળામા લોકો ફ્રાન્સના રીવીએરાના વિભાગમાં અથવા ઇટાલીઅન રીવીએરામા જાય છે. ફ્રાન્સની ઉત્તરે અને પશ્ચિમે પણ ડોવીલ વિગેરે ઉન્હાળાના સ્થળો છે તે પણ એકાદ વખત જરૂર જોવા લાયક છે.

લડનની ગાઇડ બુકો ઘણી આવે છે. થોમસ કુકની ઓછી કિંમતની સારી છે. સંપૂર્ણ વિગતવાળી ગાઇડ બુકો મરે (Murray) ની ૧૨ શિ. બેડેકર (Baedekar's) ૧૨ શિ. અથવા મ્યુરહેડની (Muirhead's) ૧૨ શિલીંગની મળે છે.

લડનથી એકાદ વખત ટેમ્સ નદીમા નાની સ્ટીમરમા ફરવા જવા જેવુ છે. એમા ગ્રીનીચ સુંધી અથવા ચેલસી સુધી જવામા એક જુદાજ પ્રકારના જીવનનો ખ્યાલ આવે છે અને પાર્લામેન્ટના હાઉસનો બીજી બાજુનો દેખાવ સ્ટીમરમાથીજ જોઈ શકાય છે.

લડનમાં નાના મોટા સેંકડો બગિચાઓ છે આ બગિચાઓમાના સેંટ જેમ્સીસ પાર્ક, હાઇડ પાર્ક, રીજન્ટ પાર્ક, બેટરસી પાર્ક અને વીકટોરીઆ પાર્ક ખાસ જોવા લાયક છે

લડન નજીક આવેલી ઇટન (Eton) અને હેરો (Harrow) ની નિશાગોની પણુ એક વખત જરૂર મુલાકાત લેવી. એ નિશાળોની પછવાડે લાંબો ઇતિહાસ છે ખાનદાન ગૃહસ્થના છોકરાઓને ત્યા શિક્ષણુ આપવામા આવે છે એવી રીતે ગૃહસ્થો મધ્યમ વર્ગ કે મજૂર વર્ગથી જૂદા પડે એ ઇચ્છવા જોગ છે કે નહિ એ સવાલ બાજુ ઉપર રાખી ત્યા કેવી રીતે શિક્ષણુ અપાય છે તે જરૂર જોવા લાયક છે.

બકીંગહામ પેલેસ બહારથી જરૂર જોવા લાયક છે. વીન્ડસર કેસલ પણુ એકવાર જોઇ આવવો. ત્યાંથી ઇટનની કોલેજ નદીની સામી બાજુએજ આવેલ છે.

લડનમા ઐતિહાસિક અગત્યની ચીજો જોવાની છે તેવીજ રીતે જનસમાજનું વર્તન, વ્યવહાર પદ્ધતિ વગેરે પણુ જોવાના છે. લડનનો પૂર્વનો વિભાગ ગરીબોથી વસાયેલો છે ત્યા એક વખત હું કુકની સહેલગાહમા ગયો હતો તેમા ખાસ ગરીબ વર્ગ ત્યા કેટલી કંગાળ દશામા છે તે દેખાય છે આગળ જતા ત્યા ટેમ્સ નદીની મોટી ટનલ આવે છે નદીની નીચે મોટર ચાલી જાય છે માથે પાણી અને નીચે ઊંડાઇએ મોટર જાય—એ કલ્પના પણુ ભવ્ય છે.

લડન આખો ખુલ્લી રાખીને જોવા જેવુ છે આપણે અંગ્રેજી ભાષા સમજીએ એટલે પ્રકૃતિનો અભ્યાસ અને અવલોકન

આપણે ઈંગ્લાંડમાં સર્વથી વધારે કરી શકીએ છીએ. બીજી જગ્યાએ જોવા સમજવા લાયક હોય, પણ આપણે તો પારકા ઉપર આધાર રાખવો પડે છે અને આપણે પૂરતો અભ્યાસ કરી શકતા નથી એમ ભાષાના અજાણપણાથી આપણને લાગ્યા વગર રહેતું નથી. આથી મુસાફરીનો મારો વિભાગ લંડન અને ઈંગ્લાંડને આપવામાં મુસાફરીનો જ્ઞાન મેળવવાનો ઉદ્દેશ પાર પડે છે એમ મારૂં માનવું છે. મારા કેટલાક મિત્રો પેરિસ રહેવાનું વધારે પસંદ કરે છે. તેમનું ગમે તે દૃષ્ટિબિન્દુ હોય, મને લંડનનો વસવાટ વધારે ઉપયોગી સફર કારણે લાગ્યો છે.

**પેરિસને રસ્તે.**

લંડન ગયો ત્યારે કેલે-ડોવર ( Calais-Dover ) ને માર્ગે ગયો હતો. એ રસ્તે પેરિસથી ડોવર ૧૮૫ માઈલ થાય છે. લંડન જવાનો એ ટુંકામાં ટુંકો અને મોઘામાં મોઘો રસ્તો છે. એમાં ૨૧ માઇલની ચેનલ ઓળંગવી પડે છે. મેં લંડન તા. ૧૭-૭-૨૬ ને રોજ છોડયું લંડનથી પાછા ફરતાં હું બુલોં-ફોકસ્ટન ( Boulogne-folkestone ) ને રસ્તે ગયો. બુલોંથી પેરિસ ૧૫૮ માઇલ થાય છે પણ ચેનલમાં વધારે વખત લાગે છે.

આ રસ્તો પણ સારો છે. કેલેડોવરને માર્ગે ચેનલ ઓળંગતાં ૪૫ મીનિટ થાય છે, આ રસ્તે ૭૦ મીનિટ થાય છે. મને સ્ટીમર વધારે સારી મળી હતી. લંડનના વીકટોરીઆ સ્ટેશનથી ઉપડેલી ગાડી ફોકસ્ટન ઊભી રહે છે અને સ્ટીમરમાંથી ઉતરી બુલોં આવીએ ત્યાંથી ઉપડેલી ગાડી પેરિસ ઊભી રહે છે. આ રસ્તે પારિસ આવતાં બરાબર ૭ કલાક થાય છે.

પેરિસ. (પૃ. ૮૭ થી ચાલુ).

પેરિસમાં અગાઉ કેટલુંક જોયું હતું. આ વખતે કેટલુંક નવું જોયું તે લખી નાખું છું.

વરસાઇલ. Versailles. એ પેરિસથી દક્ષિણે લગભગ ૧૧ માઈલ દૂર છે. ત્યાં મોટો રાજમહેલ છે, જે અનેક ઓરડાવાળો છે અને ચિત્રકામોથી ભરપૂર છે. અહીંની ખાસ વિશિષ્ટતા તો ફુવારા અને બાગની છે. ઉન્હાળામાં દર માસના ત્રીજા રવિવારે ફુવારા ઉડે છે અને બીજા દિવસોએ ઉડવાના હોય તેની જાહેરાત થાય છે. એ ફુવારાના રંગબેરંગી દેખાવો તદ્દન અવનવા છે. ફુવારાને એવી સુંદર રીતે ઉડાડવામાં આવે છે કે તેનું વર્ણન થઈ શકે નહિ. એના ચિત્રો જરૂર જોવા લાયક છે. કળાવાન પુરુષો શું શું કરી શકે તેનો આ જીવતો પુરાવો છે. એ ફુવારા જૂના છે અને જરૂર જોવા લાયક છે ફુવારા મોટી સંખ્યામાં છે. લગભગ ૧૦૦ જેટલા હશે. દરેકની વિશિષ્ટતા અને વિચિત્રતા અનેરા પ્રકારની જ હોય છે. બાગ પણ ઘણો સુઘટ હોઇ એના પ્રત્યેક ઝાડ અને ગોઠવણીની રચના આકર્ષક અને આનંદપ્રદ છે. એ જોતાં તૃપ્તિ થાય નહિ. ત્યાં હજારો સ્ત્રીપુરુષો ફરતાં હોય છે અને મનને ગમે તેવો આનંદ કરતા હોય છે. એની સુઘટ યોજના, બાજુની સુંદર નદી, પડખે સુંદર સરોવર અને એક બાજુ ખાસ વિશિષ્ટ રંગીન ફુવારા અને વચ્ચે વચ્ચે લીલોતરી જોતા અનુપમ આનંદ આવે તેવી આ ઘટના છે. ફુવારાની યોજના કરતા કેટલું પાણી વપરાશે તેનો ખ્યાલ નહિ જ આવ્યો હોય, પણ એ પાણી પણ ગણતરી

પૂર્વક ચા'યુ જાય અને ઉપરથી પડે ત્યારે અવનવા આકારે પડે આખો દેખાવ સુરમ્ય, મધુર, શાન અને અવનવો હોઈ મનુષ્ય-ગતિમા દેવગતિનું ભાન કરાવે તેવો છે એવુ લખવામા જરા પણ અતિશયોક્તિ નથી.

વરસાઈનનો પાદશાહી મહેલ (State Apartments) ખરેખર ભવ્ય છે અને અનેક ઐતિહાસિક બનાવોથી ભરપૂર છે. તેટલીજ મહત્વની 'ગેલેરીઆ ડે ગ્લાસીઝ' છે એનું કદ ૨૪૦'×૩૫' ફીટ છે અને ઊંચાઇ ૪૨ ફીટ છે. ૧૮૭૧ ના ૧૮ મી જાન્યુઆરીને રોજ આ સ્થાનપર વીલિયમ ઑફ પ્રુશીઆને 'શહેનશાહ' તરીકે જાહેર કરવામા આવ્યા હતા અને છેલ્લા મહાવિગ્રહને અંતે એજ સ્થાને ૨૮ મી જુન ૧૯૧૯ ને રોજ ઇતિહાસપ્રસિદ્ધ 'વરસાઈનનું તહનામુ' (Treaty of Versailles) તૈયાર થયુ તે પર સહીઓ કરવામા આવી હતી. વરસાઈનથી પાછા વળતા સા કલુ (St. Cloud) જરૂર જવા જેવુ છે. એની સામેનો હરિયાળો પ્રદેશ મનમોહક છે. બાજુમા સેવ્રમા ચીનીકામ જોવા જેવુ છે વરસાઇલ માટે કેપ્ટેલનું પુસ્તક 'વરસાઈન એન્ડ ઓલ એબાઉટ ઇટ' જોઇ જવા જેવુ છે. આપણે એનો ઉચ્ચાર 'વરસેલ્સ' કરીએ છીએ તે સાચો નથી.

**નોટ્રેડામનુ દેવળ**

આ મોટુ દેવળ ઘણુ ભવ્ય છે એમા રવિવારે પ્રાર્થના થાય છે (જુઓ પૃ ૮૦) અમે બપોરે ગયા ત્યારે સગીત સાથે પ્રાર્થના થતી હતી એની શાંતિ અને દેવસ્થાનનુ ગાભીર્ય જોઇએ તો કલ્પના થાકી જાય. હજારો લોકો હાજર છતા અવાજ નહિ, ઊભા થવાનું હોય ત્યારે બધા ઊભા થાય, ચહેરા પર વિશિષ્ટ

તેજ ચમકે અને ગંભીર શાંતિનો પાર નહિ. રોમન કેથલીકો મૂર્તિપૂજક છે એટલે આપણને જોવામાં ખૂબ રસ પડે. એનાં ગંભીર અવાજમાં રહેલી શાંતિ અને મોટા વાજિંત્ર (ઓરગન) ના શાંત સૂર જડ હૃદયને પણ ડોલાવે તેવા હોય છે, પ્રભુસ્થાન કેવું હોવું જોઇએ તેનો ખ્યાલ આપે તેવા હોય છે, શાંતિની હૃદયપર શી ભાવના થાય છે તે સમજાવે તેવા હોય છે, અસ્ખલિત વૃત્તિને પોષણ આપે તેવા હોય છે. એનાં ભજનો (હીમ્સ) અંદરનો પાદરી વર્ગ વારાફરતી બોલે છે અને પછવાડે ઓરગન હોય તેમાંથી પ્રતિધ્વનિ ઉછળે છે. બહુ વિચારવા જેવો-અનુકરણ કરવા જેવો આ પ્રસંગ જોયો. આપણી ધમાલ એકાગ્રતા થવા દેતી નથી તેનો બરાબર ખ્યાલ આવ્યો. મંદિરની બાંધણી, ચિત્રકામ, પુતળાં વિગેરેનું વર્ણન કરવાની જરૂર રહેતી નથી. એ સર્વ તો હિન્દમાં 'ફીમ'માં Hunchback of Notre Dam માં જોયાં હતાં. આ દેવળમાં ફરી ફરીને જોવાનું મન થયા કરે છે. પ્રાર્થના ચાલતી હોય ત્યારે ખાસ જોવા જવા જેવું છે. રવિવારે એની ભવ્યતા હૃદયંગમ થાય તેવી હોય છે.

**ક્રીમેટોરીયમ.**

પેરિસનું સ્મશાન લગભગ નવ માઇલ દૂર છે. એક સંબંધીના મરણને અંગે ત્યાં જવાનું થયું. તે સ્થાન ઘણું ગંભીર છે. ત્યાં અંદર દાખલ થતાં કુટુંબવાર દાટવાની સેંકડો જગ્યાઓ છે, તે પર તે કુટુંબનાં નામો લખેલાં હોય છે. એ જગ્યાના હજારો ફ્રાન્ક આપેલા હોય છે. એની અંદર થઇને મોટર પસાર થઇ. સર્વથી અગાડી મરનારના શબને લઇ જનાર મોટર ચાલે અને પછવાડે બીજા સંબંધીઓની મોટર ચાલે. એની બન્ને બાજુએ સેંકડો કૌટુંબિક

કબ્રો અને સ્મરણસ્તંભો હોય છે. ઉપર નાની દેરીઓ અને અંદર દાટવાની જગ્યા હોય છે. છેવટે બાળવાની જગ્યા (સ્મશાન) આવે છે. બધા નીચે મુખે ટોપી ઉતારી ઊભા રહે છે મોટરમાંથી કોફીન ચાર જણા ઉતારી અંદર લઇ જાય છે. એ સર્વ બાબતોની ફી પ્રથમથીજ આપેલ હોય છે અંદર લઇ જઇ કોફીન ઉઘાડી મરનારના ઘરના ચાર માણસને અંદર બોલાવે છે અને શબને ઓળખાવી રજા મેળવે છે. પછી એક ભઠ્ઠી પર તેને મૂકે છે ૪૫ મીનિટમા તદ્દન રાખ થઇ જાય છે. ગેસથી શબને કોફીન સાથે બાળી નાખે છે.

દરમ્યાન સર્વ સબધીઓ બહાર બેસે છે તેમની નજરે ગેસ દેખાય નહિ કે ગંધ આવે નહિ બહાર બાંકડા સ્કૂલની જેમ ગોઠવેલા હોય છે. ગભીર શાંતિથી નીચે મુખે સર્વ બહાર બેસે છે પોણા કલાકે અદર બે સગાને બોલાવી અવશેષ હડ્ડીઓ આપે છે. સામે યાદગીરીના ગોખમા તે મૂકે છે અને ત્યા એક વર્ષ રાખે છે વધારે વખત રાખવા માટે અથવા સ્મારકની પતરી મૂકવા માટે ફી લે છે. ગોખની લબાઈ પહોળાઈ એક એક ફીટની હોય છે. બાળવા માટે લઇ જવાથી માડી દેહ સુધીનો ખર્ચ લગભગ ૩૦૦૦ ફ્રાંક થાય છે. આ ક્રિયાની ગભીરતાનો પાર નથી સર્વ હિદુસ્થાની વતનીઓ આવે પ્રસગે બનતા સુધી જરૂર આવે છે અને પરદેશમા કેટલો ભ્રાતૃભાવ રહે છે તે બતાવે છે શોકનો દેખાવ ગભીરતાથી ભરપૂર હોય છે. રડવા કુટવાની તો વાત જ નહિ. આ દેખાવ આખી જીંદગીમા ન ભૂલાય તેવો છે.

સાધારણ રીતે મરણ થયા પછી શબને ૪૮ કલાક ઘરમા રાખે છે. રજા મળે અને વારો આવે ત્યારે અગ્નિસસ્કાર થાય છે.

અમે સરકારની સવ સગવડો પેરિસમા છે અગવડ માત્ર એક જ છે કે એ રીતિ અતિ ખરચાળ છે

**રમ્ય મુસાફરીની ગોઠવણ**

અહીંથી અમે થોમસકુક મારફતે દશ દિવસની સ્વીટ્ઝર લાંડની ટુર ગોઠવી. હોટેલ અને રેલવેની ટીકિટો કુકવ ગા આપે છે ફ્રાન્કના ભાવ બહુ અનુકૂળ હતા અમને એક પાઉ ડના ૨૨૪ નો ભાવ મળ્યો અને મીલાન સુધીની મુસાફરી મુકરર કરી સર્વ ટીકિટો અને કુપનો અમે લઈ લીધા

**સ્વીટ્ઝરલાંડને માર્ગે.**

સવારે આઠ વાગે (તા ૨૨-૭-૨૬) ગાર ડ' લીયો સ્ટેશ નેથી હું અને મારા મિત્ર શ્રીયુત નદલાલ મા અમરશી ટ્રેનમા બેઠા આ ગાડી જીનેવ (Geneva-સ્વીટ્ઝરલાંડ)ની હતી અને એ કુદરતના સૌંદર્યથી ભરપૂર પ્રદેશ જોવાની અમારી ઘણા વખ તની મુરાદ આજે બર આવશે એ વિચારથી હૃદયમા આનદ થતો હતો ફ્રાન્સની ગાડીમા સેક ડ ક્લાસમા મુસાફરી કરવી ઘણી રીતે અનુકૂળ પડે છે ઈંગ્લાંડની માફક અહીં પહેલો અને ત્રીજો એમ વર્ગ નથી પણ હિંદુસ્થાનની માફક ત્રણે વર્ગ છે ગાડીઓ ઘણી સારી અને રેસ્ટોરાંકાર સાથે હોય એટલે ખાવા પીવાની પણ સગવડ પૂરતી હોય છે ફ્રાન્સના લગભગ દરેક સ્ટેશન સૌંદર્યથી ભરપૂર હોય છે એક તો લીલોતરીવાળો પ્રદેશ અને વળી તેને કળાથી સુરમ્ય બનાવેલો એટલે દરેક સ્થાને વૃક્ષ વેલી વનઘટા, અને ફ્લોના ચાસો આખને ઠડક આપે છે આજે તદ્દન ઉઘાડ હતો એને શાતિથી આનદ અનુભવતા અમે આગળ વધ્યા ફ્રાન્સના લીલોતરીવાળા મખમલ પાથરી દીધી હોય

તેવા રમ્ય ખેતરો અને નદીનાળાંઓ ઓળંગતા આખો દિવસ આગળ વધ્યા. ટ્રેનમાં અમેરિકન સહેલાણીઓ હોય ત્યારે બહુ મજા આવે છે. તેઓ અગરેજની જેમ ચૂપ બેસી રહેનારા હોતા નથી. દક્ષિણમાં જે રેલવે જાય છે, તેનુ નામ પેરિસ–લીયોં રેલવે છે.

**સરહદ ઉપર હેરાનગતિ.**

અહીં જ્યાં એક રાજ્યની હદ મૂકી બીજા રાજ્યમાં જવાનું હોય છે ત્યાં ઘણું હેરાન થવુ પડે છે. વીરમગામમાં જેવા સરકાર અગાઉ થતા હતા તેનાથી પણ વધારે અડચણો અહીં થાય છે. ફ્રાન્સનુ છેલ્લુ સરહદનું સ્ટેશન 'બેલગાર્ડ' Bellgarde આવ્યુ એટલે, આખી ગાડી ખાલી કરાવે છે. પછી બધો સામાન ઉચકી અથવા ઉચકાવી કેટલેક દૂર કસ્ટમ્સ જકાતની ઑફિસ હોય ત્યાં લઇ જવો પડે છે અને ત્યાં પાસપોર્ટ બતાવી તે પર સીકકો મરાવવો પડે છે. સામાન બધો તપાસી જુએ, પણ ફ્રાન્સવાળા તો માત્ર એટલુંજ જુએ છે કે કાંઈ સોનું બહારના પ્રદેશમાં જતું નથી. ચાકથી મુદ્દાઓ ઉપર નિશાની કરી આપે, એટલે સામાન પાછો ગાડીમાં લઈ જવો. લગભગ પા માઇલની આ પ્રમાણે હલામણ કરવાની અને પાછા ગાડીમા તેજ સ્થાને સામાન ગોઠવાવવો. સામાન લગેજમાં રજીસ્ટર કરાવ્યો હોય તે પણ બતાવવાનો હોય છે. બેલગાર્ડ સાંજે છ વાગે આવે છે. ટ્રેનમા રેસ્ટોરાંમરમાં બધુ ખાવાનું મળે. આપણે વેજીટેરીઅન છીએ એમ કોઇ અંગરેજી જાણનાર મારફત જણાવીએ એટલે પૂરતા ફળ, શાકભાજી, પાઉ, બ્રેડ, તથા મસ્કો મળે. આ પ્રદેશમાં ચા કરતા કોફીનો વધારે ઉપયોગ થાય છે. ખાવાની જરા પણ અગવડ પડતી નથી.

## સ્વીટઝરલેન્ડ.

એલગાર્ડનું સ્ટેશન છોડયું એટલે સ્વીટઝરલાંડનો રમ્ય પ્રદેશ શરૂ થયો. નાના મોટા ડુંગરો, નદી, નાળાં અને કુદરતની વિવિધ રમ્યતાની એકદમ શરૂઆત થઇ ગઇ. આ પ્રદેશનું વર્ણન કરવું મુશ્કેલ છે. એકદમ લીલો પ્રદેશ અને તેમાં વચ્ચે ગાડી ચાલી જાય. બાજુમાં ધોધમાર નદી જોસથી વહ્યા કરે અને માઇલો સુધી એક બાજુ ખીણ અને બીજી બાજુ લીલા ડુંગર દેખાયાં કરે. આ નદી તે પ્રખ્યાત રોન (Rhone) નદી હતી અને તે બહુ જોસથી વહેતી હતી, કારણકે ઊંચે ગાડીમાં બેઠા બેઠા પણ તેનાં ફીણ દેખાતા હતાં. એ નદી એક મોટા લેમન નામના સરોવરમાથી નીકળે છે તે જીનેવ સુધી આવે છે. તેનું આગળ વર્ણન આવશે. એ નદીમા એક જગ્યાએ બંધ બાંધી વીજળી ઉત્પન્ન કરવામાં આવે છે. એ વીજળીનું સ્ટેશન પણ ચાલતી ગાડીએ જોવામાં આવ્યું.

લગભગ એક કલાક સુધી નદીને કાંઠે લીલોતરી વચ્ચે ગાડી ચાલી, વચ્ચે બે ઘણી મોટી ટનેલ (બુગદાઓ) આવી અને આખરે લગભગ ૭॥ વાગે રાત્રે જીનેવ (Geneva) આવી પહોંચ્યા. જીનેવ એ સ્વીટઝરલાન્ડનું ફ્રાન્સની બાજુનું મુખ છે અને અહીં લીગ ઓફ નેશન્સ બેસે છે તે વાચ્યુ હતુ તેથી આ પ્રદેશમા ઘણો આનંદ પડશે એમ પ્રથમથીજ ધાર્યું.

જીનેવ (Geneva).

કુકનો માણસ સ્ટેશને આવ્યો હતો. અહીં પાછી સ્વીટઝરલાંડની કસ્ટમ્સ (જકાત) આવી. બધા ઉતારૂઓનો સામાન જોવાનો તેને હક્ક છે. કેટલીકવાર મોઢું જોઇને પણ સામાન વગર જોયે પાસ કરી આપે. હિંદવાસીને કદિ સામાન ઉઘાડવાનું કહેતા નથી, બાકી તો એ ખાતાના માણસની મીઠી મહેરબાની ઉપર આધાર રહે છે. સામાનપર ચાકનાં નિશાનો કરાવ્યાં. ગાડીઓ-મોટરો તૈયાર હતી. સામાનનો કબ્જો કુકના માણસે લીધો અને અમે ગાડીમાં બેઠા. મુસાફરીમાં સામાન ઘણો ઓછો રાખવો અનુકૂળ પડે છે. એક વધારાનો સુટ, ચાર પાંચ ખમીસ, દશેક કોલર અને ટાઇ અને હજામત તથા દાતણનો સામાન અને બે ઓવરકોટ અને પાઇજામા સુટ બે હોય એટલે એક નાની સુટ કેસ અને વાંચવાની ચોપડીઓ વિગેરે પરચુરણ ચીજો માટે એક નાની હેન્ડબેગ બસ થઈ પડે છે. આવી મુસાફરીમાં ટુવાલ, બેડીંગ, ખાવાનું કે ફુટના કરંડીયા કાંઈ પણ સાથે લેવું પડતું નથી. સર્વ ચીજો જ્યારે જોઇએ ત્યારે મળે છે અને ખપ પૂરો થાય ત્યારે લઇ જાય છે. જીનેવના સ્ટેશનનું નામ ગાર ડી કોરનેવીન ( Gare de Cornavin ) છે અને તેનો સાચો સ્થાનીક ઉચ્ચાર જીનેવ છે. Geneve અથવા Geneva લખાય છે. ભૂમધ્ય સમુદ્રમાં જીનોઆ ( Genoa ) બંદર છે તે તદ્દન જૂદું છે અને તે ઇટલીમાં આવ્યું છે. તેને આની સાથે સેળભેળ કરવું નહિ.

પાંચ મીનિટમાં હોટેલ ડ' એંગ્લીટર ( Hotel D' Angleterre)માં આવ્યા. એ હોટેલમાં અંગ્રેજી ભાષા જાણનારા અને બોલનારા ઘણા હોય છે. એ હોટલ સુપ્રસિદ્ધ લેક

લેમન (Lake Leman)ની બરાબર ઉપર આવેલ છે. લેકલેમન અથવા લેક ઓફ જીનેવ સ્વીટઝરલાંડના બધા સરોવરોમાં સૌથી મોટામાં મોટું છે. એ જીનેવથી શરૂ થાય છે.

એ સરોવરને પશ્ચિમ કાંઠે જીનેવ આવેલું છે. એ ઘણું મોટું શહેર છે. એમાં દોઢ લાખ માણસની વસ્તી છે અને સ્વીટઝરલાંડમાં ઝુરીચથી બીજે નંબરે એ આવે છે. સરોવરના કાંઠાને ઘણો રમણીય બનાવ્યો છે; એમાં હોડીઓ ચાલ્યા કરે છે અને નાની સ્ટીમરો પણ ઘણી ચાલે છે. કાંઠા ઉપર હોટેલોની હાર આવી રહી છે. એ હોટેલો છેલ્લામાં છેલ્લી ઢબની અને ઘણી સુંદર હોય છે. આ આસ્સેટર હોટેલ ફર્સ્ટ કલાસ હોટેલ છે. એમાં સગવડ સંપૂર્ણ પ્રકારની છે. અમને જૂદો બાથ—હાવાનો ઓરડો આપ્યો હતો. ફરનીચર, ટુવાલ, લાઇટ બધું ઊંચા પ્રકારનું પૂરૂ પાડવામાં આવે છે. અમે થોમસ કુકવાળા સાથે જે ગોઠવણ કરી હતી તેમાં આ હોટેલનો સમાવેશ થતો હતો એટલે અમારે તો માત્ર વેજીટેરીઅન તરીકેની અગવડો ભોગવવાનુંજ કહેવાનું હતુ. અમે પહોંચ્યા એટલે તુરત અનુકૂળ ગાડીની બધી સગવડ કરી આપી. અમને બે ઓરડાઓ આપ્યા. ઉપરાંત બાથ વિગેરેનો ઓરડો જૂદો. અમારા કુશાદે ઓરડામાં બેઠા બેઠા મો બ્લાં (Mount Blanc) પરનો બરફ જોઇ શકાતો હતો અને આજે દિવસ ખુશનુમા હતો એટલે બરફના ડુંગર બહુ સારી રીતે દેખાતા હતા. એ દેખાવ જોવા હજારો લોકો કિનારા ઉપર ઉતરી પડ્યા હતા અને અમે તો રૂમમાં બેઠા બેઠાજ એ અનુપમ દેખાવ નિહાળી રહ્યા હતા. રાત્રે સરોવર ઉપર લટાર મારી. અનેક હોટેલો અને તેની આસપાસની કુદરતની શોભા જોઇ. આ સરોવરની ખૂબિ એ છે કે તે અહીં જીનેવમાં પૂરૂં થાય છે અને

પછી તેમાથી Rhone રૂહોન નદી દક્ષિણ તરફ વહે છે. રેલવેમાંથી જે નદીનાં જળ પૂરજોસમા વહેતા દેખાતા હતાં તે આ રૂહોન નદીજ હતી એમ જીનેવ આવ્યા પછી ખબર પડી. આખા સરોવરને કિનારે બત્તીઓ મૂકીને અને સુંદર કિનારો બાંધીને સુશોભિત કર્યું છે. એને છેડે જ્યા નદી શરૂ થાય છે ત્યાંથી તેના ઉપર પુલ બાંધી દીધો છે અને તે ઉપર ચઢીને જીનેવ શહેરમાં જવાય છે. હોટેલો ઘણીખરી આ બાજુએ આવેલી છે જ્યારે શહેર સામી બાજુએ છે.

આ હોટેલમા ચાર માળ છે, લીફ્ટ છે અને મોટો જમવાનો ઓરડો છે. અમને ૫૬–૫૮ નંબરના બે ઘણા વિશાળ ખંડો મળ્યા હતા. રૂમમા બે ટેબલ, કબાટ, સુંદર પલંગ, ટ્રંક મૂકવાની ચારપાઇ, ખુરશીઓ વિગેરે ઘણી ઊંચી જાતનું ફરનીચર હતુ અને ત્રણ વીજળીની લાઇટો હતી.

જીનેવમા સવારે કુકની મહેલગાહમાં દાખલ થયા. સ્વીટઝરલાંડમાં નાણાનુ ચલણ ફ્રાંકનુ છે. સ્વીટઝરલાંડના ફ્રાંક એક પાઉન્ડ (ઇંગ્લીશ સ્ટર્લીંગ) ના પચીશ મળે છે એટલે એક શિલીંગનો સવા ફ્રાન્ક થયો. અહીંના ચલણમા મોટી વધઘટ નથી. પેરિસમા જેવી દરરોજ વધઘટ થતી હતી એવુ અહીં કશુ નથી. અમે પહેલીવાર ફ્રાન્સમા ગયા ત્યારે એક પાઉન્ડના ફ્રાન્ક ૧૪૫ નો ભાવ હતો અને બીજીવાર ૨૦૭½ થઈ ૨૨૪ રહ્યા હતા. તેવી કોઈ ગડબડ અહીં નથી. કુકની સવારની સહેલની ફી ૧૦ સ્વીસ ફ્રાંક હતી.

મોટી ગાડીમા બેસી શહેર જોવા નીકળ્યા. જીનેવ અથવ જીનીવ અથવા જીનીવા ઘણુ સ્વચ્છ શહેર છે. એમા કોઈ

જગ્યાએ કચરો કે ગંદકી તો જોવામાંજ આવ્યાં નહિ. અહીં પ્રજાસત્તાક રાજ્ય છે અને આ સ્થાનમાં League of Nations-પ્રજાસંઘની મીટિંગો ભરાય છે તેનું વર્ણન આગળ આવશે. મજુરોની પરિષદ્ ( Labour conference ) પણ અહીંજ ભરાય છે. મોટાં મકાનો અને બજારો જોતાં અમે આગળ ચાલ્યા. ઘણી જગ્યાઓ જોઇ, તેમાં ધ્યાન ખેંચનારી જગ્યા નીચે પ્રમાણે જોવામાં આવી.

'મોન્યુમેન્ટ ઑફ રેફર્મેશન.' આ મર્વે પ્રજાનું છે, International આંતરરાષ્ટ્રીય છે. ત્યાં ફેરલ Farel, કાલ્વીન Calvin, બેઝા Beza અને નોક્સ Knox નાં પુતળાં છે. તેમનાં જીવનનાં બનાવોની યાદગીરિના લેખ સાથે નીચે પાણીનો ઝરો છે. આ યાદગીરિનું સ્થાન તૈયાર કરવા પાછળ લાખો રૂપીઆ ખરચાયા છે.

થોડેક દૂર રૂહોન નદીનો આરવે (Arve) નદી સાથે સંગમ થાય છે. લેક્‌લેમનમાંથી નીકળતી રૂહોન નદીનું પાણી આસમાની છે જ્યારે આરવેનું પાણી તદ્દન સફેદ છે. એ ડુંગર ઉપરથી આવે છે અને એ જે જમીન પરથી પસાર થાય છે તેમાં માટી ચુનો છે તેથી તેનું પાણી ડોળાયલું છે. એ એકદમ આસમાની બ્લુ, અને સફેદ પાણી મળે છે ત્યાં દેખાવ મજાનો બની રહે છે. પાણીના રંગ ભિન્ન હોવાથી અલ્લાહાબાદનો ત્રિવેણી સંગમ બરાબર યાદ કરાવે છે. બન્ને નદીઓમાં પાણી ઘણું અને પટ વિશાળ હોઈ દેખાવ દરિયા જેવો લાગે છે અને ખાસ જોવા લાયક છે. એ સંગમના સ્થાનની સામે મો બ્લાં પર્વત દેખાય છે અને તેના પરનો બરફ બહુ સુંદર દૃશ્ય રજુ કરે છે. આ મો બ્લાં આલ્પ્સનો વિભાગ છે અને ઊંચાઈમાં ૩૮૦૦ ફીટ છે.

જીનેવમા યુનિવર્સિટિ અને મ્યુઝીઅમના મકાનો મજાના છે. જીનેવના ભવ્ય સરોવરના કાંઠા ઉપર લીગ ઓફ નેશન્સનું સ્થાન છે. હાલ ૭ મોટી સત્તાઓ (Powers) તેમા ભાગ લે છે તેનું સેક્રેટેરીઅટ અહીં છે. તેમા ચારસો કારકુનો છે. અગરેજો અને ફ્રેંચ તેમા આગળ પડતો ભાગ લે છે અમેરિકાનુ યુ સ્ટેટસ તેમા દાખલ થઈ શકે પણ મનરો ડૉક્ટ્રીનને લઇને થતુ નથી. બાવન પ્રજાઓ, આ સંઘમા સભાસદ તરીકે દાખલ થઇ છે. મોટા મેળાવડા વખતે સર્વે મેમ્બરપ્રજાના પ્રતિનિધિઓ હાજર થાય છે. એની કાઉન્સીલમા દશ મેમ્બરો છે. એનો મેળાવડો થાય ત્યારે બહુ મનોહર દેખાવ થાય છે, પણ અત્યારે તેવી મીટિંગ ચાલતી નહોતી એ મીટિંગને બેસવાની જગ્યા તથા કાઉન્સીલ હોલ વિગેરે અમને એક ખાસ માણસે બતાવ્યા અને લીગ ઓફ નેશન્સનો ખરો આશય શો છે તેનુ વર્ણન અરધો કલાક કર્યું એના સુંદર પ્રદેશની સામેનુ સરોવર અને તે પછી પર્વતની હારાવળી તપેલા મગજને પણ શાંત કરે તેવા છે એનો ખર્ચ તેના મેમ્બરો ઉપાડે છે. મજુરમંડળમા આ લીગમા મેંબર ન હોય તે પણ ભાગ લે છે. લીગનુ કામ સર્વાનુમતે હોય તોજ હાથ ધરવામા આવે છે. મજુરમંડળ તેની શાખા જેવુ છે પણ કેટલીક રીતે સ્વતંત્ર છે. એના મેળાવડાનો આખો હેવાલ વિગત વાર છપાઈ બહાર પડે છે. આ લીગવાળુ મકાન ઘણું ભવ્ય અને આકર્ષક છે અને તેનું સ્થાન જીનેવ પસંદ કરવામા ઘણુ ડહાપણ વાપર્યું છે. કુલ કામકાજ (પ્રોસીડીંગ) ફ્રેન્ચ અને અંગરેજી ભાષામા છપાઈ બહાર પડે છે મુત્સદ્દી વર્ગમા અંગરેજી ભાષા આ મોટી લડાઈ પછી પહેલીજ વાર દાખલ થઈ છે

અહીં એક દેવળ-કેથીડ્રલ સારૂં છે, તેનું નામ St. Pierre છે. હજી ઘણાં કેથીડ્રલો જોવાના છે તેથી તેનું વર્ણન લખવુ બીનજરૂરી છે. એ Romanasque cathedral છે, અંદરનું ચેપલ Chapell ગોથીક સ્ટાઇલ પર છે. સાધારણ રીતે સારૂં છે.

નાની મોટી બીજી કેટલીક ચીજો જોઇ, જીનેવનું બજાર પણ જોયુ.

અહીં એક સુંદર પર્વત છે તે જોવા બપોરે ગયા. એનું નામ Petit Saleve and Grand Saleve છે. બન્નેની ઊંચાઈ અનુક્રમે ૨૯૫૦ અને ૪૨૯૦ ફીટ કહેવાય છે ટ્રામમા બેસી ત્રણ માઇલ જઇએ ત્યા એ પર્વત આવે છે. વચ્ચે ફ્રેંચ સર હદ આવે છે એટલે વળી પાસપોર્ટ બતાવવાનો વિધિ કરવો પડે છે. એ પર્વત ઉપર phonicular Railway જાય છે. એ ગાડી વીજળીથી ચાલે છે. એના બે પાટા વચ્ચે ⌒ આવા અર્ધ ચક્રાકાર કટ કરેલ એક પાટો હોય છે તેના ઉપર બ્રેક એવી રીતે લાગે છે કે ગાડીને પાછી હઠવા ન દે અને એ રીતે એ ગાડી આગળ ચાલે છે. આવી ફેનીક્યુલર રેલ્વે ઘણી છે તેથી તેનું વર્ણન ધ્યાનમા રાખવા યોગ્ય છે. આ 'સાલીવ'-ના બે શિખરોની વચ્ચે મોનીટીઅર (Mounetier) ની ખીણ છે. ગાડી ધીમી ગતિએ ઉપર ચઢે છે. ઉપર ચઢયા પછી જીનેવ સરોવર આખું દેખાય છે. જીનેવ પણ દેખાય છે અને એરોપ્લે નમાથી જીનેવ કેવુ લાગતું હશે તેનો ખ્યાલ આવે છે આ બન્ને ટેકરી ફ્રેન્ચ લોકોના તાબામાં છે. અમે ત્યાં ગયા ત્યારે ઉપર એક એરોપ્લેન ઉડતું દેખાયુ હતું બાઇનોક્યુલરથી ચારે તરફનો

કુદરતી દેખાવ જોવા લાયક છે. આ ટેકરીની સામે મોં બ્લાં (Blanc) બરાબર દેખાય છે અને તે બરફથી આચ્છાદિત અને બહુ સુંદર લાગે છે આજે સૂર્ય પૂર બહારમા પ્રકાશનો હોવાથી આખો દેખાવ બહુ સારી રીતે દેખાયો. આવો સંપૂર્ણ દેખાવ જોવાનું જવલ્લેજ બને છે.

રાત્રે હોટેલમાં આવી પહોંચ્યા. રાત તો નામની કહેવાય, કારણ કે રાત્રે ૯–૩૦ સુધી તો સૂર્ય પૂર બહારમાં પ્રકાશે છે અને જમવાનું તો ૭–૩૦ વાગે હોય છે.

સ્વીટઝરલાંડ આખા યુરોપનો બગિચો કહેવાય છે તે તદ્દન યોગ્ય છે. એમાં લીલોતરી ઘણી છે અને આખો પ્રદેશ પર્વત નદી, અને લીલોતરીથી ભરેલો છે. દક્ષિણ પશ્ચિમનો આ જીનેવનો પ્રદેશ રમ્ય છે પણ અદરનો ભાગ વધારે રમ્ય છે એમ કહે છે. સ્વીટઝરલાડ લડાઈના વખતમાં તટસ્થ રહ્યું હતુ. આખું સ્વીટઝરલાડ કાઠિયાવાડથી વધારે મોટું નથી અને ઘણુ ફળદ્રુપ છે. વળી હવે તો લીગ ઓફ નેશન્સને બારણે બાધેલ છે એટલે દુનિયાના મોટા કારસ્તાની મુત્સદીઓ એને આંગણે વારવાર આવે છે એટલે તદુરસ્તીને અગે તેની ઉપયોગિતા હતી તેથી પણ વધારે રાજ્યદ્વારી અગત્ય અત્યારે તેની થઈ ગઇ છે. એનો આંતરપ્રદેશ જોતાં જોતાં આગળ વધીએ. અહીં ચોરનો ભય જરા પણ નથી. ઇટલીમાં એ ભય છે એમ પ્રથમથી અમને કહેવામા આવ્યુ છે.

ખૂદ જીનેવ શહેરની અગત્ય ઇતિહાસની નજરે ઘણી કહેવાય છે. એને 'કાલ્વીનનું શહેર' કહેવામાં આવે છે. સ્વીટઝરલાંડના ત્રણ વિભાગો છે અને ત્રણેની યુનિવર્સિટિઓ જુદી જુદી

છે. ફ્રાન્સને લગતો પ્રદેશ છે ત્યા ફ્રેન્ચ ભાષા બોલાય છે, જર્મનીને લગતો નજીકનો પ્રદેશ છે (ઝુરિક વિગેરે) ત્યા જર્મન ભાષા બોલાય છે અને ઇટલીની નજીક લેક કોમોની આસપાસનો પ્રદેશ છે ત્યાં ઇટાલીયન ભાષા બોલાય છે. એક નાના દેશમાં ત્રણ જૂદી જૂદી ભાષા બોલાય અને તેની યુનિવર્સિટિઓ જૂદી હોય છતા પ્રજાની એકતા અને સ્વદેશદાઝ જરા પણ ઓછા કે ખામીવાળા નથી.



<u>લેક લેમન</u> (ઉર્ફે લેક ઓફ જીનેવ)

શનિવારે સવારે (તા. ૨૪-૭-૨૬) વહેલા ઉઠી જીનેવમાં એન્ગ્લેટર હોટેલની સામે આવેલા લેક ઓફ જીનેવ અથવા લેક લેમનને કાંઠે આવ્યા. થોમસ કુકનો માણસ વખતસર આવી ગયો હતો. તેણે સામાન સ્ટીમર ઉપર મોકલવાની ગોઠવણ કરી. આજે અમારે સ્ટીમરમા બેસી ૪૨ માઇલ દૂર સરોવરના સામા કાંઠા ઉપર છેડે મોન્ટ્રે (Montreux) શહેર જવાનું હતુ. મુસાફરીની સગવડ અહીં ઘણી સારી છે. હજારો ટુરિસ્ટો (મુસાફરો) આવે તેમને માટે બધી સગવડ તુરત થઇ જાય છે. સ્વીટ્ઝરલાંડ કાઠિયાવાડથી નાનો દેશ છે છતા તેના સેંકડો નક્શા અને માર્ગદર્શક ચોપડીઓ (ગાઇડ બુકો) મળે છે, ગામેગામના નકશાઓ, રસ્તાના નક્શા, પ્રત્યેક ગામથી જોવા જવાની જગ્યાની વિગતો, તેની

સહેલગાહની વિગતો—સર્વ છાપેલ તૈયાર હોય છે. ગાઇડ બુકો અને નકશા તો એટલા મળે છે કે વાત નહિ. ઘણાખરા મફત મળે છે. હોટેલો તથા કુક જેવી એજન્સીઓ તરફથી સ્થાનિક સહેલગાહો થાય છે એટલે એક ગામ ગયા પછી શું કરવું કે ક્યાં જવું તેની તપાસની કડાકૂટ પડતી નથી કે તે માટે વખત જતો નથી. કેટલીક વેળા તો અમે અમુક શહેર પહોંચ્યા પછી પંદર દશ મીનિટમાં દેખાવો જોવા નીકળ્યા છીએ. આપણા તીર્થસ્થાનોમાં આવા ઇતિહાસ, પ્લાનો, નકશા અને બતાવનારાની યોજનાની ઘણી જરૂર જણાય છે. કોઇ પણ આવનારને રસ પડે એવી વિગતો સચ્ચાઇની હદમાં રહીને અતિશયોક્તિ વિના આપવાની ઘણી જરૂર છે. સ્વીટઝરલાંડની નમુનેદાર સગવડનો ખ્યાલ આપે એવા અનેક નાના નકશા તથા પુસ્તકો હું લાવ્યો છું જે જોવાથી અત્રે મુસાફરોની સગવડ કેવી સુંદર રીતે સચવાય છે તેનો સહજ ખ્યાલ આવે તેમ છે. અહીં યુરોપમાં તો એકજ વાત છેઃ પૈસા પાસે હોય તો જેવી જોઇએ તેવી સાહેબી ભોગવી શકાય છે. મને તો ફ્રેંચ ભાષા પણ આવડે નહિ એટલે એમ લાગતું હતું કે અગવડ ઘણી પડશે, પણ અત્યાર સુધી તો દરેક હોટેલમાં અંગરેજી જાણનાર મળ્યા છે અને તેનું કારણ એ છે કે અમેરિકનો મુસાફરી માટે મોટી સંખ્યામાં આવે છે અને તેઓ ઘણે ભાગે માત્ર અંગરેજી ભાષા જાણનારા હોય છે; આથી પ્રવાસનું ઘણું સાહિત્ય અંગરેજીમાં મળે છે અને ખાવા પીવાની આપદા પણ ભોગવવી પડતી નથી. હોટેલમાં દાખલ થતાંની સાથે આપણે શાકાહારી છીએ અને મચ્છી કે ઈંડા પણ આપણને ખપતા નથી એમ જણાવીએ એટલે બધી સગવડ થઇ જાય છે.

સમય થોડો હોવાથી મારે સ્વીટઝરલાંડમાં ઘણી દોડધામ કરવી પડી.

અમે સવારે ૯–૨૦ વાગે જીનેવથી સ્ટીમરમાં બેઠા. સ્ટીમર લગભગ ત્રણસો પેસેંજરો બેસે તેવી અને સગવડવાળી હતી. સામાન રાખવાની જગ્યા અલાહેદી હોય છે. બેસવા માટે સુંદર બાંકડાઓ હતા અને જમવાનું સલૂન તો સ્ટીમર રજપુતાનાના સલૂનને ટક્કર મારે તેવું સારૂ હતું. ફર્સ્ટ અને સેકન્ડ એવા બે ક્લાસ હતા. ઉપર બેસીએ તો સરોવરનો અને આજુબાજુનો દેખાવ દેખાયા કરે અને તેમા બહુ આનંદ થાય તેવું છે.

લેક લેમન. સ્વીટઝરલાંડનું આ મોટામાં મોટું સરોવર છે. એની લંબાઈ ૪૧ માઇલની અને કોઇ કોઇ જગ્યાએ પહોળાઈ આઠ માઇલ છે. એની ઉંડાઇ સરેરાશ ૧૧૦૦ ફીટ છે. એના પાણીનો રંગ આકાશના રંગ જેવો ભૂરો છે. એકતાળીશ માઇલની સરોવરની મુસાફરી એટલે સ્કોટલાંડના લોચલોમોનને વીસરાવે એવી વાત થઇ. સ્ટીમર બરાબર વખતસર ઉપડી. આજુબાજુ જીનેવ શહેર અને પુષ્કળ ઝાડોની વચ્ચે આ રમણીય સરોવર આવી રહેલું છે. એ જળમય પ્રદેશમાં જરા આગળ જઇએ એટલે બન્ને બાજુ પર્વતની હાર અને વચ્ચે નિર્મળ જળપ્રવાહ, પર્વત ઉપર ખેતી, ઝાડો અને ચારે તરફ લીલોતરી–આ કુદરતનું સૌંદર્ય જોતાં આંખો થાકે જ નહિ અને મનને તૃપ્તિ થાય નહિ એવી કુદરતની આ માયા હતી. કુદરતની અનંતતામાં સમાઇ જનાર એ સરોવરે બાઇરન, વોલ્ટેર, રૂસો તથા ડુમા જેવા અનેક કવિઓને અને લેખકોને પ્રેરણા અર્પી કાવ્યપ્રતિભા પ્રાપ્ત કરવાના પ્રસંગો આપ્યા છે. એક બાજુના ઊંચા ડુંગરો અને બીજી બાજુનો દરિયાસ

પ્રદેશ જોતાં હીરાના કે હીરો જેમાં મઢયો હોય તેવા કચનમય કારકેટના વખાણ કરવા એમાં જેમ જીવ ભ્રમણામાં પડી જાય તેમ ભ્રમણા ઉત્પન્ન કરે એવો આ દેખાવ હતો, એક વિદ્વાને આ સરોવરનું અદ્ભુત વર્ણન કરતા લખ્યું છે કે—

The natural features of the Lake's setting-in turn smiling, alluring, coquettish, wild, majestic-add still to its charms.

રસ્તે ઘણા ચડઉતર કરવાનાં બદરો આવે છે. બેસનારા બેસવા તૈયાર થઇ ઊભેલા હોય છે, ઉતરનારા પ્રથમ ઉતરી જાય છે અને બે મીનિટમા ૭૫-૧૦૦ માણસોની ચઢ ઉતર થાય છે અને સ્ટીમર ચાલવા માંડે છે. આ ફાસ્ટ સ્ટીમર હતી તેથી સાતજ ઠેકાણે ઊભી રહી. એમા નીઓ (nyon) અને Lusanne (લુસાન)ના જાણીતા સ્થળો આવ્યાં. લુસાન તો જાણીતુ સ્થળ છે. આખે રસ્તે ઘણુ જોવા જાણવા જેવું દેખાયું. દૂરથી પર્વતના ગગનચુબી શ્વેત શિખરો અને તે ઉપરનો બરફ, ચારે તરફ લીલો પ્રદેશ અને શાત વહેતું જળ-એમા સ્ટીમર ચાલી જાય અને પછવાડે જળહંસો (gulls) ઉડયાં કરે-આ સર્વ મુગાને પણ બોલતો કરી દે તેવા નિર્દોષ અને નિરવધિ આનદનો પ્રસંગ છે. આ અતિ વિશાળ સરોવર અવર્ણનીય છે. વચ્ચે વચ્ચે શહેરો આવે ત્યારે તે શહેરોની બાધણી, તેની ચોખ્ખાઇ અને તેનો દમામ અને દેખાવ સીસિલીના નગરોને ભૂલાવે તેવો દૂરથી લાગે છે. કેટલાક નાના મકાનો પર્વતની અદર દૂર દૂર હોય તેની મોહકતા વધારે લાગે અને કાઢા ઉપર રેલવે ચાલતી દેખાય ત્યારે સ્ટીમરના ઉતારુઓ તેને જોવા લાગી જાય. અને વળી

કુદરતી રચના આગળ મનુષ્યકૃત શોભાની ક્ષુલ્લકતા જરૂર દેખાય આ સરોવરનાં સૌદર્યનુ વર્ણન કરવા કવિ પણ અશક્ત છે એમા ટેકરી અને લીલા ઝાડોના ઓળા પડે છે ત્યા નવનવા રગ દેખાય છે અને આમશમા રાત્રે ચદ્ર પૂર્ણ કળાથી પ્રકાશતો હોય ત્યારે તેનું પ્રતિબિમ્બ પાણીમા પડતા નવા રગ દેખાય છે આ દેખાવ મેન્ટ્રમા અને જીનેવમા અમે જ્યારે જોયો ત્યારે અમને અપૂર્વ આનદ થયો બન્ને જગ્યા પર હોટેલ સરોવરના કાંઠા ઉપરજ આવેલ છે અને આપણે ઓરડામા બેઠાબેઠા, કે ચોપાટીના બગલામાથી દરિયો જોઇએ તેવી રીતે સરોવર ઓરડામા બેઠા બેઠા દેખાય છે મોટા પર્વત સરોવરની ચારે બાજુએ આવેલા છે અને ઉત્તરમા ખાસ કરીને વિશેષ ઊચા છે તેથી શિયાળામા પણ બહુ ઠડી રહેતી નથી ઉત્તરના સખ્ત પવન સામે એ પર્વતો બચાવ કરે છે

દરેક શહેર આવે ત્યારે સ્ટીમરમાથી દેખાવ જોવા જેવો લાગે પર્વત ઉપર વસેલ શહેર દેખાય, નજીક જઇએ ત્યારે તેના ઊંચા નીચા પણ સ્વચ્છ રસ્ત દેખાય અને સીમલાનો દેખાવ યાદ આવે, સરોવર જોતા સ્કોટલાડનું લોક લેમન યાદ આવે અને રાત્રે ચદ્રદર્શન થતા મુબઇના બારામા ચાદનીમા થતા વિહારો (મુનલાઇટ એક્સકર્ઝન) યાદ આવે

લોસાન ઘણુ મોટુ શહેર છે એમા ૮૦૦૦૦ ની વસ્તી છે પણ અમારા હાથમા વખત ઓછો હતો તેથી સ્ટીમરમાથીજ તેને જોયુ એક પછી એક બદરો છોડી છેવટે બરાબર સાંમા નની સામે આવ્યા લોસાનને નીહાળી સ્ટીમરમા લચ લેવા ગયા સગવડનું પૂછવુજ નહિ અમારે માટે વટાણાં ફણસી વિગેરે ખાસ



લેક લેમનનુ દૃશ્ય (જીનેવા સ્વીટઝરલાંડ) [પૃ ૨૧૬

તૈયાર કર્યાં હતાં કારણકે અમે જ્યાં જઇએ ત્યાં પ્રથમથી ઓર-ડર આપતા હતા અને તે માટે કાંઈ ખાસ આપવું પડતું નહોતું. ખાઈ રહ્યા ત્યાં ટાઇમટેબલના ટાઇમ પ્રમાણે ક. ૧-૨૮ બપોરે મોન્ટ્રે આવ્યું. હોટેલની ગાડી સ્ટેશને તૈયાર હતી. ગાડીમાં બેસી હોટલમાં આવ્યા. પૂછ્યું તો તુરતજ ડુંગર ઉપર જવાની ગાડીનો ટાઇમ હતો. કૅાફી પી અમે ચાલતા સ્ટેશન ઉપર ગયા.



## મોંટ્રે (Montreux)

આ શહેરની વસ્તી ૨૦૦૦૦ ની છે. કુલ સ્વીટઝરલાંડની વસ્તી ૪૦ લાખની પૂરી નથી. એ શહેર દરિયાની સપાટીથી ૧૪૮૪ ફીટ ઉંચુ છે અને લેકલેમનની સામી બાજુએ આવેલું છે. એટલે જીનેવ તેની એક બાજુએ અને બીજી બાજુને છેડે મોંટ્રે આવેલું છે. આગળ ત્રણ ચાર છૂટાં ગામો હતાં તે જોડાઇને એક થવાથી આ શહેર થયેલું છે. એમાં દ્રાક્ષના વેલા પુષ્કળ છે લેટીન શબ્દ Monasterium ઉપરથી મોંટ્રે નામ થયેલું છે એમ માન્યતા છે. અહીં અસલ પાદરીઓનો મોટો મઠ હતો અને તે પરથી નામ પડેલ હશે એમ કલ્પના છે. અહીં હોટેલો ત્રણ માઇલ સુધી સરોવરના કિનારા ઉપર છે અને જરૂરીઆતની બધી ચીજો અહીં મળી શકે છે. અહીં alkaline વાળા સુંદર ઝરાઓ છે અને તેનું પાણી મોટા બાટલાઓમા ભરીને પરદેશ ચઢે છે. કહે છે કે

અપચા અથવા પેટના વ્યાધિ માટે અને લીવર તેમજ કીડની-ના વ્યાધિ ઉપર એ પાણી ઘણુ અકસીર છે અને ડાકતરો The alkaline mineral waters of montreux નામથી એને દવા તરીકે પણ પીવાનું ફરમાવે છે. આખું શહેર તંદુરસ્તીનો નમુનો છે અને ખાસ જોવા લાયક છે.

અમે 'ગોલ્ફ હોટેલ'માં ઉતર્યા હતા. ત્યા જઈ કૉફી પી અમે તુરતજ ૧. ૫૫ ની ગાડી પકડી. સામાન કશો લેવાનો હતો નહિ. અમે જોવા નીકળ્યા હતા.

ટેરીટેટના સ્ટેશને ગયા. ત્યા પ્રથમ રોપરેલવે અથવા કેબલરેલવે જોઈ. એમા બે ડબ્બા ઉપર નીચે હોય છે. એક ઉતરે એટલે બીજો ચડે. પાણીના જોરથી અને લોઢાના દોરડા હોય છે તેનાથી એ ચાલે છે. એનું લેવલ ૫૭ ૧૦૦ એટલે લગભગ ૫૦ ડીગ્રીના ખૂણે ( એંગલે ) છે. આપણને તો એ લગભગ સીધીજ ઉપર જતી લાગે દોરડુ તૂટયુ હોય તો બાર વાગી જાય, પણ એમ બનતુ નથી. બેસવાનો ડબ્બો બરાબર ખૂણાનો હિસાબ ગણીને આડો બનાવેલો હોય છે એટલે આપ-ણને ડબ્બો દૂરથી આડો દેખાય પણ અંદર આપણે સીધા બેસી શકીએ. બેસનાર પૂરતી સગવડથી બેસી શકે છે અને ડબ્બો ઉપર ચઢવા માંડે ત્યારે આપણે આડા ચઢતા જઈએ છીએ પણ અગ-વડ લાગતી નથી.

ગ્લીયોનુ સ્ટેશન (Glion) ૭૪૩ વાર દૂર છે. ત્યા પાચ મીનિટમા ગાડી લઈ જાય છે. તેની ઉંચાઈ ૨૨૭૦ ફીટ છે. નક્-શામા લખેલ હોય તે મીટર સમજવા. ૩૯ા ઈંચનો મીટર થાય દરેક શહેરની વિગતવાળા નકશાઓ દરેક હોટેલમા ઘણું ખરું મળે છે.

ગ્લીઓંથી rack & Penion રેલવે આવે છે. એના ઍંજીનને અગાડી પૈડાં નથી હોતાં. વચ્ચેના દાંતાવાળા પાટાને ડાબતું એ ઍંજીન ઉપર ચઢે. ચઢતી વખતે એ પાછવાડે રહે છે અને ઉતરતા અગાડી રહે છે. એક કરતું એ ચાલે છે. જીનેવમાં સેલીવ પર્વતે ગયા ત્યાં તે વીજળીથી ચાલતુ હતું અહીં સ્ટીમથી ચાલે છે. એ ગાડીમાં બેસી આગળ વધ્યા. કોકસનું સ્ટેશન ૩૪૫૮ ફીટ ઉંચાઇએ, જામન ૫૭૧૫ ફીટ અને છેલ્લું રોચેર ડી નાયી Rochers de Naye ૬૪૭૩ ફીટ છે. ટ્રેઇન જેમ જેમ ચઢતી ગઇ તેમ તેમ આખો દેખાવ નજરે પડતો ગયો. કેટલીક જગ્યાએ ઓગળેલ બરફનાં અવશેષો દેખાયાં. આજે તો દિવસ ઉઘાડવાળો હતો એટલે વાંધો નહોતો. અવાજ કરતી ગાડી સેંકડો ઉતારૂઓને ઘસડી લઇ જાય અને અંદર બેઠા બેઠા આપણે દેખાવો જોયા કરીએ અથવા પ્રવાસનું સાહિત્ય વાંચી લઇએ. એમ કરતાં છેવટે **રોચેર ડી નાયી** પહોંચ્યા. એ ઘણું ઉંચું છે. બપોરે ૩-૨૦ ત્યાં પહોંચ્યા. આશરે બસે વાર જેટલું ચાલીને ઉપરને પોઇંટ (શિખરે) ગયા. ત્યાંથી દૂરનાં આલ્પ્સનાં બીજાં પોઇંટો જોયાં. ત્યાં દુરબીન મળતું હતું તેનાથી ઘણાં ઉંચાં પોઇન્ટો જોયાં. મોંબ્લાં વિગેરે અનેક પોઇંટો જોયાં. બીજી બાજુએ આખું સરોવર-લેક લેમન દેખાય છે અને મોંટ્રે શહેર નાનું ગામડું-રમકડા જેવું દેખાય છે તે જોયું.

'ગ્લેશિયર' એટલે બરફથી આચ્છાદિત પર્વતનું શિખર. એ ઓગળે ત્યારે એમાંથી નદીઓ નીકળે. એવાં ઘણાં ગ્લેશીઅરો દૂરથી જોયાં, દુરબીનથી જોયાં અને આગળ ત્યાં જવું છે તેની ઓળખાણ કરી લીધી.

ચારે તરફ લીલોતરી, પહાડ, પાણી, જમીન અને આખી

કુદરતનું અનુપમ સૌંદર્ય નીહાળતાં એ શિખર ઉપર અરધો કલાક ગાળ્યો. બહુ વિસ્તારથી આખો દેખાવ દુરબીન અને બાયોસ્કોપથી જોયો અને પછી તુરત રેલવે સ્ટેશન 'રોચર ડી નાયી' આવ્યા.

સ્ટેશન ઉપર ઘણી સારી હોટેલ છે. રાત રહેવુ હોય તો રહી શકાય, પણ અમારે તો થોડા વખતમાં ઘણું ઉકેલવાનું હતું, નહિતો અહીંનો સૂર્યાસ્ત અને સૂર્યોદય જોવા લાયક છે એમ ગાઇડ બુકમાં લખ્યુ હતુ. હોટલ ઘણી સગવડ વાળી છે. ચા પીને અમે તો ગાડીમાં બેઠા. ઉતરતી વખત એંજીન અગાડી ચાલે છે. ચઢતી વખત પછવાડે રહે. ઢબ ઢબ કરતી ગાડી ચાલી. ધીમે ધીમે નીચે ઉતર્યા. ૪-૨૩ ગાડીમાં બેઠ તે ૫-૪૫ સાંજે ટેરીટટને સ્ટેશને આવી પહોંચ્યા.

ઉપર જે દેખાવ જોયો તેનું વર્ણન કરવું મુશ્કેલ છે. આખી સૃષ્ટિ આનંદમાં આવી હસતી હોય, લીલીછમ હોય અને કુદરતની ચારે તરફ બલીહારી હોય ત્યાં પછી બીજી વાત શી હોય ! આ દરેક જગ્યાના સ્થાનિક નકશા અને ચિત્રો તથા આલ્બમો ઘણાં મળે છે. ખાસ કરીને સ્થાનિક નકશાઓ તે વખતે બહુ ઉપયોગમા આવે છે અને દશ્યોનાં ચિત્રો સંસ્મરણને સચેત કરે છે, ઓગળી ગયેલાં બરફનાં અવશેષો સ્મૃતિપર જડાઈ રહે તેવાં હોય છે અને દૂરથી દેખાતા આલ્પસનો મહિમા વર્ણવવો મુશ્કેલ છે. સીમલામા ઊભા રહી દૂરથી હિમાળો જોયો હોય તો કાંઇક ખ્યાલ આવે. અહીંથી આલ્પસની ધારો ઘણી લાંબી દેખાય છે અને બરફ તો જાણે સફેદ ચુનાનો મોટો ઢગલો પડયો હોય તેવો જણાય છે. આખું દશ્ય મનોહર, ભવ્ય અને આકર્ષક છે.

આજે સવારે ઉઠી નિત્ય કર્મથી પરવારી નાસ્તો લઇ 'શીલોન'નો કીલ્લો જોવા ગયા. પ્રથમ ખ્યાલ નહિ કે આ તો જે શીલોન Chillonને કવિ બાયરને સુપ્રસિદ્ધ કરેલ છે તેજ છે. હું અંગ્રેજી પાચમી ચોપડીમાં Prisoner of Chillon ની કવિતા શીખ્યો હતો તેને સ્મરણ પટપર તાજી કરવાનો સમય આવ્યો. સ્કોટલાંડમાં, છઠ્ઠી ચોપડીમાં ભણેલ Lady of the Lake યાદ કરી, લોક લોમાનમાં તેનાં સંસ્મરણો જાગ્યાં, તો અહીં પાંચમી ચોપડીનાં સ્મરણો તાજાં થયાં. તેની સાથે અભ્યાસકાળનાં અનેક સ્મરણો થયાં.

Eternal Spirit of the Chainless Mind.
Brightest in dungeons, Liberty, thou art,
અને
My hair is grey, but not with years,
Nor grew it white.
In single night &c.

આ સર્વ યાદ આવ્યું. નિર્દોષ વયના આનંદી દિવસો ! **ते हि नो दिवसा गताः** ગયા દિવસો તો ફરીવાર આવેજ નહિ ! ઉનવાળા માસ્તર તે વખતે તેની કિમત અંકાવતા હતા; પણ કયા વિદ્યાર્થીને તે દિવસોમાં તેની ખરી કિમત આવે છે ?

બાયરનના કવિત્વને જાગ્રત કરે એવીજ આ ભૂમિ છે ! આ કેદખાનાનો પ્રસંગ તો આકરો છે પણ લેક લેમનને કાંઠે આવેલ. એ કિલ્લાને જોઇને બાયરને એને અમર કર્યો ! એના કેદી-બોનીવાર્ડ Bonivardને અમર કર્યો અને જે સ્વીટ્ઝરલાંડે શેલી વોલ્ટેર અને બીજા અનેક મહા પુરુષોને કુદરત-

સાથે રમવાને યોગ કરી આપ્યો તેણે બાયરનને પણ ઉચ્ચ સ્થાન અપાવ્યું.

ટ્રામમાં બેસી કિલ્લા તરફ ગયા. કિલ્લો ઘણો જૂનો છે. એક ગાઇડ જે સ્ત્રી હતી તેણે આખો કિલ્લો બતાવ્યો. અમારી સાથે ૩૦-૪૦ જોનારા હતા એટલે એ સ્ત્રી ગાઇડની કવિત શક્તિ પણ ઉછળી અને એણે 'સોનેટ' ગાઇ મારાં સ્મરણો જાગૃત કર્યાં. પછી તો કવિતાનું પુસ્તક ખરીદ્યુ, વાંચ્યું અને બાળવયનાં મીઠાં પ્રસંગો સંભારી ખૂબ આનંદ અનુભવ્યો.

આ કિલ્લામાં સેવોય (Savoy) રાજાઓ અને ડ્યુકો રહેતા હતા અને Burnese જાતિ પર ઘણું વેર રાખતા હતા. બોનીવાર્ડ અને તેના ભાઈઓએ ધર્મયુદ્ધ કર્યું અને ધર્મની ખાતર કેદ પડયા. એ ભાઇઓ મરી ગયા અને બોનીવાર્ડ ઘણા વર્ષ કેદમાં રહ્યો. ત્યાં એણે જે વિચારો કર્યા તે બાયરને ગાઈ દેખાડયા છે. કવિતા અદ્ભુત છે અને અહીં એ સ્થળ જોયા પછી તો સાનંદાશ્ચર્ય ઉત્પન્ન કરે તેવી છે.

કિલ્લામાં ૪૨ ઓરડાઓ છે. સેવોય રાજાઓના વખતનાં કપાટો, હથિયારો, રાંધવાનાં ઠામો અને એવી એવી અનેક સ્મારક ચીજો જાળવી રાખેલ છે અને દરેક વિભાગનો એ વખતમાં શો ઉપયોગ થતો હતો તે બતાવવામાં આવે છે અને તેનો ઇતિહાસ પણ કહેવામાં આવે છે. બહાદુર પ્રજાને બહાદુર રાખવા દરેક રાજ્યમાં આવાં ઐતિહાસિક સંગ્રહને તથા ઘટનાને મુખ્ય સ્થાન આપવામાં આવે છે અને જર્જરિત સ્થાનોને ગમે તે ભોગે સુરક્ષિત કરવામાં આવે છે. લેક લેમનમાં કેદીને તો પાણીનો અવાજ જ આવે, કઇકને એ કિલ્લામાં ઠાર મારવામાં આવ્યા છે. વચ્ચે Gothic સ્ટાઇલનું

વજ્રકેદખાનું છે, ફાંસી દેવાની જગ્યા છે, દેવળ પણ છે અને ભીતપર ૧૪ મી અને ૧૫ મી સદીનાં ચિત્રો frescos છે. કિલ્લાની બહાર કેટલીક ચીજો મળે છે તે સુવીનીર–સ્મારક તરીકે લોકો ખરીદે છે. અમે પણ કેટલીક ચીજો લીધી.

કિ'લ્લો જોઈ હોટેલ ગોલ્ફમાં આવ્યા. લંચ લઇ તૈયારી કરી. હોટેલમાં પૂરતી સગવડ હતી. ખાવા પીવાની તો અમને કોઇ જગ્યાએ અડચણ પડીજ નહિ, કારણ કે બે ત્રણ શાક–ખાસ કરીને વટાણા સારાં તાજા મળે, બ્રેડબટર મળે અને–કુદ્રમ મળે એટલે નિર્વાહ સારી રીતે થઈ શકતો હતો. મુસાફરીની સગવડ તો એટલી બધી છે કે ખાવાની કોઇ ચીજ લાવવી પડે નહિ અને રાજા મહારાજા જેવી સાહેબી ભોગવાય. મુસાફરીમા ટુવાલ, નેપ કીન, બેડીંગ, ભાતાનો ડબો, કુટનો કરડીઓ કે પાણીનું વાસણ–કાંઇ પણ સાથે રાખવુ પડતું નથી.

બપોરે બે વાગે અમારે ટ્રેનમા બેસી ઇન્ટરલેકન જવાનું હતુ. આખી સ્વીટઝરલાંડની મુસાફરીમા, એ અમારી નજરે અગ્ર- સ્થાને હતું, પણ આજે બપોરે વરસાદ થવા માંડયો, બે દિવસની મજા ઉડી જતી લાગી. ટાઇમે ટાઇમનું પત્રક હતુ તે પ્રમાણે મુસાફરી કરવાની હતી. મુસાફરી (ટુર)ની ગોઠવણ એવી મજાની હોય છે કે હોટલની ટીકિટો, રેલ્વેની ટીકિટો, જવાના ટાઇમ વિગેરે સર્વ ગોઠવી લખી આપે છે અને તે પ્રમાણે આપણે ચાલવાનું હોય છે. રેલ્વે તથા હોટેલની ટીકિટો એક એક ફાડી આપવાની હોય છે. એને 'કુકનું વાઉચર' કહેવામાં આવે છે.



## ઇન્ટરલાકેન Interlaken.

બે વાગે બપોરે (તા. ૨૫) મોન્ટ્રેથી ટ્રેનમાં બેઠા. લગભગ સાડા ત્રણ કલાક ગાડીમાં બેસવાનુ હતું. રસ્તે જે કુદરતનુ દૃશ્ય જોયું તેનું વર્ણન કરવુ મુશ્કેલ છે. ટ્રેન પ્રથમ લેક લેમનની બાજુએ ચાલી, ઊંચે ચઢવા લાગી. ચારે તરફ સૌંદર્ય, લીલાં ઝાડો, ખેતરો, જાણે મખમલ બીછાવેલ હોય તેવી લીલી હરીઆલી જમીન, પહાડો, પાઈનનાં સેંકડો ઝાડો અને તેની પડખે નદી. નદીની બાજુમાં ગાડી ચાલે, ઊંચે ચઢે, નીચે ઉતરે અને લાગો દેખાવ દેખાય એટલામાં બુગડામાં પેસે; આખો પ્રદેશ લીલોતરીથી ભરેલો અને જીવતો, વનરાજીની વાટિકા અને વૃક્ષની ઘટા, ખેતરની સપાટી અને ડુંગર પરની ઢોળાવ પડની ખેતી, દ્રાક્ષના વેલા અને પીચના ઝાડો; ફૂલના જથ્થા અને મધમાખના ગુન્જારવો જોતાં અને સાંભળતાં આગળ વધ્યા.

ગાડી એક વખત બદલી અને આગળ વધ્યા. પછી તો પૂર જોસમાં નદી વહેતી ચાલી, ઉપરથી ચાલી આવે અને ઝરણાંમાં ભળી જાય. તેમા વળી ગ્લેશિયરના ધોળાં પાણી દેખાય, તે પથ્થર સાથે અથડાય એટલે ભાંગે અને ઉથલાં થઇ સુલટા થતા વધારે જોર પકડે—એમ કરતાં આગળ ચાલ્યા જાય. બે મોટાં સરોવર આવ્યાં. ચાલતી ગાડીએ જોયા. રસ્તામાં સાથેના અનેક મુસાફરોની બોલવા ચાલવાની રીતભાતથી વાકેફ થયા. અંગરેજ સિવાય બીજી સર્વ પ્રજા મુસાફરીમાં તુરત હળી જાય છે અને વાતે



ઇન્ટર લાકન-ત્રુગેન વ્યુ (સ્વીટ્ઝરલાંડ)

[પૃ ૨૨૫

લાગી જાય છે. તેની ભાષા ન સમજાય તો ઉપાય નહિ, બાકી મુસાફરી પૂરતો સંબંધ તો બહુ જલ્દી થઈ જાય છે. આવી રીતે અનેક પ્રસંગોએ ઘણી વાત જાણવા સમજવાની મળી આવે છે.

**ઇન્ટરલાકન.** આખા સ્વીટ્ઝરલાન્ડના મધ્ય પ્રદેશમાં આવેલ નાનું ગામ છે અને સ્વીટ્ઝરલાન્ડ આવનાર દરેક સહેલાણી મુસાફર અહીં આવ્યા વગર રહેતો નથી. મેં મુંબઇથી નીકળ્યા પછી તુરતમાંજ સ્ટીમરમાં એના પ્રદેશનું વર્ણન સાંભળી લખી લીધું હતું એટલે ત્યાં જવા ખાસ મનોરથ પ્રથમથી હતો, પણ આજે વાદળાં વરસાદ આવતી કાલની મજા ભૂલાવી દેશે એવો ભય હતો. એનું તો જે થાય તે ખરૂં.

**ઇન્ટરલાકન** એટલે સરોવરની વચ્ચે. inter=વચ્ચે lake=સરોવર. બે મોટાં જબરાં સરોવરની વચ્ચે એ ગામ આવેલું છે. એની વસ્તી આઠ હજાર માણસની છે. પણ હોટેલોની હારમાળા લગભગ ત્રણ માઇલની છે. એનાં સૌંદર્ય અને સગવડનો પાર નથી. એક એક હોટલ ૮૦૦ માણસોની સગવડ કરે તેવી હોય છે અને અનેક દરજ્જાની છે. સરોવરોનો પ્રદેશ જોતાં સરોવરને કાંઠે કાંઠે ટ્રેન ધમ ધમ ચાલતી હતી. આજે સરોવર પણ કંઇક ચડેલ હતું. સાંજે સવા છ વાગે ઇન્ટરલાકનનું બાહનોફ (Bahnhof–ટુંકામાં Bhf.) સ્ટેશન છે ત્યાં ઉતર્યા. કુકની ટાઇપના લગભગ ચાલીશ ટોપીવાળા ઊભા હતા. અમે કુકના માણસને શોધી માલ બતાવી તેને તેનો હવાલો આપી હોટેલમાં ગયા.

અમે બો રિવાઝ ગ્રાંડ હોટેલ (Beau Rivage Grand Hotel)માં ઉતર્યા. એ ઘણી મોટી ફર્સ્ટ ક્લાસ હોટેલ છે. રીતસર ખબર આપી શાકભાજી માટે સૂચના કરી ખાઈ પી

સુઈ ગયા. આવતી કાલે હવા કેવી રહેશે તે સમજાતું નહોતું પણ બેરોમિટર સામાન્ય સારી હવા તરફ આવતું જતું હતું એટલે આશા સારી હતી. અહીં જણાવવું જોઇએ કે યુરોપમાં દરેક હોટેલમાં અને સારાં ઘરોમાં થરમોમિટર અને બેરોમિટર હોય છે. બેરોમિટરથી હવાનું દબાણ જણાય છે એટલે ચોવીશ કલાક આગમચથી વરસાદ વાદળાં કે તોફાનની કાચી આગાહી થાય છે. છાપામા વધારે આધારભૂત સરકારી આગાહી પણ બહાર પડયા કરે છે.

આખા સ્વીટ્ઝરલાંડની વસ્તી ૩૫ થી ૪૦ લાખની ગણાય છે. એ નાનકડી પ્રજાએ આખા સ્વીટ્ઝરલાંડને વીજળીથી ઘેરી લીધુ છે, સૃષ્ટિ સૌંદર્ય જાળવી રાખ્યુ છે અને હોટેલ વિગેરેની એવી સગવડ કરી છે કે મુસાફરો પાસેથી રેલવેની ફી, પુસ્તકો, નકશા, હોટેલની ફી અને માલનાં વેચાણ વિગેરે દ્વારા કરોડો રૂપીઆ મેળવે છે અને તેને તે પોતાની પુજી ગણે છે. મુસાફરોને રીઝવી લાખો કરોડો રૂપિયા કળથી લઈ શકાય છે એ સત્ર આપણા પાલીતાણાના દિવાન સમજ્યા હોત તો જૈન કોમને શાંતિ થાત અને રાજાનું ઘર ભરી શકાત. આપણા લોકો પરદેશ ફરે તો ઘણું નવુ સમજે અને અનેક નવાં દષ્ટિબિન્દુ તેમના સમજવામાં આવે.

અહીં કેટલાક લાકડાનાં ઘરો જોયાં. આ પ્રદેશમાં લાકડાની છત ઘણી એટલે બહુ લોકો માત્ર લાકડાનાંજ સુદર ઘરો કરે છે અને બધી ઋતુમાં તે બહુ સારૂં કામ આપે છે. રેલવેની કળા અને ઘડિયાળની કળા તો સ્વીસ લોકોના બાપનીજ છે અને તેમા ઝીગઝાગની રેલવે કરીને તો તેમણે અવધિ કરી છે. નાનામાં નાના ગામમાં વીજળી હોય છે અને ઝરા એટલા છે કે એને વીજ-

બીનો ખર્ચ પડતો નથી; માત્ર એકવાર ગોઠવણી કરી એટલે કામ ચાલ્યાં કરે છે; પાણીના વહેતા ઝરા એનું સાંચાકામ ચલાવ્યા કરે છે.

બે મોટા સરોવરની વચ્ચે આવેલું આ ઈંટરલાકન નામનું શહેર ઘણું શોભાયમાન છે. એમાં ઠામ ઠામ હોટેલો છે અને દુકાનો છે. અહીંથી ઘણી જગ્યોએ જવાય છે. અમે તો મુદ્દાની જગ્યા માટેજ આવ્યા હતા એટલે તે જોવા ગયા.

સોમવારે સવારે ઉઠયા. હવા સારી લાગી. બેરોમિટર રીનસર સારી હવા (ફિરવધર)નું થઇ ગયું એટલે જવાની તૈયારી કરી.

આજે જે જગ્યા જોઈ તે સમજવા માટે નકશો જોવો.

| | | | |
|---|---|---|---|
| ઈન્ટરલાકન | Interlaken | ૫૯૦ metre મિટર | ઊંચાઈ. |
| લુટરબ્રુનન | Lauterbrunnen | ૭૧૧ | ,, |
| શેડેગ | Sheidegg | ૨૦૬૪ | ,, |
| ઝોંગફ્રાઉ | Jungfrau | ૪૧૬૬ | ,, |
| ગ્રીન્ડલવાલ્ડ | Grindelwald | ૧૦૩૮ | ,, |

ઈન્ટરલાકનની સપાટી ૧૮૬૬ ફીટ છે. ત્યાંથી ઉસ્ટ સ્ટેશનેથી ગાડીમાં બેસવાનું. ત્યાંથી એક બાજુ ગ્રીન્ડલવાલ્ડ ૩૪૦૨' છે (' આ નિશાની ફીટની છે) અને બીજી બાજુ લુટરબ્રુટન ૨૬૧૫' છે. એક બાજુ જવાનું અને બીજે રસ્તેથી પાછા આવવાનું. જંકશન સ્ટેશન શેડેગનું છે જેની ઉંચાઈ ૬૭૭૦' છે. ઉપર ઝોંગફ્રાઉનું આલ્પસનું શિખર છે તેની ઉંચાઇ ૧૧૩૪૦' છે. બનતા સુધી એનું સ્કેચ ડ્રોઈંગ આપવામાં આવશે.

આ સમજવા માટે નકશાની જરૂર છે. સામાન્ય ખ્યાલ ડ્રોઈંગ પરથી આવશે. મીટર એટલે ૩૯ ઈંચ. ત્રણ ફીટ અને ત્રણ ઈંચ ઉપર. નકશામાં મીટર લખ્યા હોય ત્યાં ત્રણગણા કરવા.

અદ્ભુત નવાઇ ઉત્પન્ન કરે તેવો આ પ્રદેશ આજે જોયો. તેનું જે કાંઈ ખ્યાલમાં રહ્યું તેનું વર્ણન નીચે કર્યું છે. એનું ખરૂં વર્ણન તો કોઈ રસાત્મા હોય તે કરી શકે. મેં તો માત્ર ખ્યાલ આવે તેવી થોડી બાબતો લખી છે. ઈન્ટરલાકનનું ઉસ્ટ સ્ટેશન કાલે રાત્રે જે સ્ટેશને ઉતર્યા, હતા ત્યાંથી ઘણું દૂર છે, લગભગ બે માઇલથી વધારે હશે; પણ અમારી હોટેલ (રિવાઝ)થી ઘણું નજીક હતું. ટ્રેનનો ટાઇમ ૮–૪૩ સવારનો હતો. નિત્યકર્મ કરી, નાસ્તો લઇ વખતસર સ્ટેશનપર ગયા અને ગાડીમાં બેઠા.

ગાડી પ્રથમથીજ ડુંગર ચઢવા લાગી. શરૂઆતથીજ કુદરતની અદ્ભુત સીનેરી શરૂ થઇ. અનેક પાણીનાં ઝરણો પૂર જોરથી વહી રહ્યાં હતાં, લીલી ઝાડી અને મોટાં ઝાડો ચારે તરફ દેખાતાં હતા અને દૂર ગ્લેશીઅર, વાદળાં અને આલ્પ્સ પૂર બહારમા પ્રકાશી રહ્યાં હતાં. નદી તેના વિશાળ પટમાં આઠ દશ વખત આવી ઉતરી. નદી બહુ જોસમાં વહેતી હતી. ખળખળાટ વહેતાં ઝરણાંનો અવાજ અને ચારે તરફની વનરાજીની શાંતિ મંદ પવન અને સામે જોંગફ્રાઉના ગ્લેશીઅર પર બરફ અને નીચે વાદળાં; વાદળાંની ઉપર તડકો; દૂરબીનમાંથી જોતાં પ્રકાશ ઓછો લાગે. પછી તો એક પછી એક ઝરણો આવવા લાગ્યાં. ચારે તરફ ઝરણાં અને રેલવે ઉપર ચઢતી જાય. ગળે ઘંટા બાંધેલી ગાયોનું સુંદર સુપુષ્ટ શરીર, તેનો તદ્દન જૂદી જ જાતનો ઘાટ અને મરોડદાર શીંગડાં. ગાડી નોન સ્ટોપ ટ્રેન હતી એટલે વચ્ચેના કોઇ પણ સ્ટેશને અટક્યા વગર લુટરબ્રુનન આવી પહોંચી.

(૯–૨૫ સવાર). 'લુટર બ્રુનન'એ જર્મન શબ્દ

છે. એનો અર્થ nothing but springs ઝરાઓ સિવાય બીજુ કાંઇ નહિ, અથવા વસંત ઋતુ સિવાય બીજુ કાંઇ નહિ અનેક ઝરણોમા આ ગાળી બહુ લીલી સુવાસિત અને કુદરતનો મહોત્સવ દેખાડનારી છે.

અહીં ગાડી બદલી આગળ ચાલ્યા. ગાડી 'રોનીક્યુલર' અગાઉ વર્ણવી છે તેવી પણ વીજળીથી ચાલતી હતી. અનેક ઝરાઓ નિર્ઝરણાઓને મૂકી આગળ ચા'લ્યા વેન્ગર્ન આ પ દરેક સ્થળે હોટેલો અને મકાનો સુદર સ્ટેશનો ઘણા સારા આખરે શેડેગ પહોચ્યા એ ૬૭૭૦ ફીટ ઊંચુ છે. (ટાઇમ ૧૦-૫૭ સવારે) ત્યાથી ફરીવાર ગાડી બદલી.

ત્યાથી થોડે દૂર ગયા ઊંચુ યોગફ્રાઉનુ હિમાચ્છાદિત શિખર જોયુ. એના ઉપર સને ૧૮૧૧ સુધી કોઇ ગયુ નહોતુ. પ્રથમ એક માણસ ઘણી મુશીબતે જઇ આવ્યો સ્વીસ લોકોએ એ આખા બરફના ગ્લેશીઅરની અદર રેલવે બાંધી છે રેલવેની આખી ટનલની ઉપર અને ચારે તરફ બરફ. ગાડી ઘણી મજાની ફી ૪૦ ફ્રાંક (સ્વીસ ફ્રાંક એક પાઉન્ડના ૨૫ મળે છે) એ ગાડી શેડેગથી યોગફ્રાઉ પહોચતા ક. ૧-૧૦ લે છે આખી ગાડી ટનલ-ભુગર્ભમાજ ચાલે છે, એમા વચ્ચે ત્રણ સ્ટેશન આવે છે, ઉતરીને જોઇએ તો મઝાની બારીમાથી ચકચકતા ગ્લેશીઅર-બરફ ના ડુંગરા દેખાય. સવારે ૧૧-૫ નીકળી યોગફ્રાઉ બરાબર ૧૨-૧૫ મિનિટે પહોચ્યા

યોંગફ્રાઉ ૧૧૩૪૦ ફીટ ઊંચુ છે ઉપર Hotel Berghaus હોટેલ બરઘાઉસમા ખાવા પીવાની બધી સગવડ છે અને અમારી પાસે કુકનો જમવાનો પાસ હતો એટલે પ્રથમ ન્હા

લચ લઈ લીધું. ત્યાં ખાવાનું બધું મળે છે. આટલી ઊંચાઈએ પણ ખાવાની સગવડ પૂરતી છે.

ગેલેરીમા આવી દેખાવ જોયો. ઠંડીથી પગ ઠળે. ગરમ કપડાં ખૂબ પહેર્યા હતાં, હાથમાં મોજાં પણ હતા, પણ ઠંડી ઘણી. પછી ઉપર ગયા. ત્યાંથી ચેટો Chateau પર ગયા. બરફ ઉપર પગ લપસી જાય પણ ખૂબ ચાલ્યા. લગભગ ૧૫૦ ફીટ દૂર ગયા. શ્વાસ લેતા જરા મુશ્કેલી લાગે, પણ ગાઇડ સાથે હોય એટલે ભય નહિ. ભયવાળી જગ્યાએ Crevicesની ઉપર લાકડા મૂકી રાખેલા હોય છે. પહેરવા માટે જાડા બૂટ અને લાકડી મળે. બરફ ઉપર જાડા બૂટ પહેરી ચાલવુ પડે. હાથમા અણીવાળી લાકડી રાખવાની હોય છે. આ સર્વ વસ્તુઓ ત્યા ભાડે પણ મળી શકે છે. ગ્લેશીઅર સામે જોવા કાળા કે લીલા ચશ્માની પણ જરૂર છે.

જોંગફ્રાઉ જોચ.

બરફના ઢગલા, ડુંગરા, ચારે તરફ બરફ. મારો મિત્ર કેમેરા ભૂલી ગયો હતો પણ એક જર્મને અમારા ફોટા પાડી લીધા. એક બીજી બાનુ હતી તેણે પાડ્યા અને કહ્યુ કે લ્યુગાનોમા તે અમને ફોટાની કોપીઓ જરૂર આપશે. ત્યા ચારે તરફ દેખાવ જોયો. ચાલતા ન આવડે તો સરી જવાય, પગ ઠળે, પણ સેંકડો લોકો જોનાર હોય, કોઈ આવતા હોય, કોઇ જતા હોય, એટલે આપણને કાંઇ લાગે નહિ. જે દેખાવ અહીં જોયો તે આખી જીંદગી સુધી ભૂલાય એમ નથી. તડકો સારો હતો. વાદળાનો કે વરસાદનો ભય તો દૂર થઈ ગયો હતો. બરફ હાથમા લઇ ગોળા કરી ફેંકીએ અને ચારે તરફ શાંતિનો અને મુસાફરોના હાસ્યનો આનંદ અનુભવીએ. આ ખરું યેગફ્રાઉનુ શિખર હતું અને તેની ઉંચાઇ ૧૧૫૦૦

ફીટ હતી. લગભગ અર્ધો કલાક બરફ પર ફર્યા, ચારે તરફ જોયુ. બરફજ બધે હતો. દૂરનો દેખાવ જોવા દૂરબીનનો સારી રીતે ઉપયોગ કર્યો.

પાછા હોટેલમાં આની પોસ્ટકાર્ડ ખરીદ્યાં. આ સ્થાને આવવુ મુશ્કેલ એટલે તેની યાદગીરિમા સબંધી અને મિત્રોને ચિત્રના પોસ્ટકાર્ડ લખ્યાં અને ટપાલમા પણ અહીંથીજ નાખ્યાં. વધારે લખી શકાય તેમ હતુ કારણ કે અહીં અમારે ૩ કલાકને દશ મીનિટ રહેવાનુ હતુ પણ હાથ અકડાઈ જતા હતા. બારેક કાર્ડ તૈયાર કર્યા અને ત્યાથી ટીકિટ ખરીદી લગાવી ટપાલમા નાખ્યા, ચા પીધી અને પાછો ગ્લેશીયરનો દેખાવ જોયો. આ સ્થાને આવવાનો અને જોવાનો ઘણા વખતથી મનોરથ હતો તે આજે પૂરો થયો.

જોંગફ્રાઉ ચઢવાની ટ્રેનને આખી દુનિયામા એક અજાયબ જેવી ચીજ ગણવામા આવે છે એની સાથે સરખાવી શકાય એવો દુનિયામાં બીજો કોઇ રેલમાર્ગ નથી. ઇજનેરી કળાનો નમુનો છે અને મુઠીભર સ્વીસ લોકોએ તે બનાવી છે. એને અગે થયેલા મોટા ખર્ચને પુગી વળવા ફી આકરી રાખી છે પણ એ વાતનો અહીં કોઇ પણ વિચાર કરતુજ નથી. આટલી ઊંચાઇએ આવી સગવડ શકય છે એમ પણ કોઇ માને નહિ. ઉપર અને બાજુએ બરફની અંદર થઇ રેલવેને લઇ જવામા અને ત્યા હોટેલ બનાવવા મા જબરૂં સાહસ કર્યું છે. ઉપર ગયા પછી જે દેખાવ જોવામાં આવે છે તે અવર્ણનીય છે. બરફ ઉપર ચાલવાનુ સાહસ સાધનો હોય તોજ બની શકે, કારણ કે બરફમા કેટલીક જગ્યાએ ખાડા હોય છે. એને crevices કહે છે અને એમા ઉતરી જવાય

તો પત્તો લાગે નહિ બાકી ગાર્ડ તો એડી દબાવીને ચાલે, પચીશ પચીશ ફીટ સરકે, પણ એને કાંઈ અસર થાય નહિ

૬–૨૫ બપોરે ટ્રેનમા બેઠા લાબી ટનલમા ૧ કલાક ગાડી ચાલી. લગભગ આઠ માઈલ લાબી ટનલ હશે દશ મીનિટ સુધી છેલ્લી ટનલ બહાર આખો ગ્લેશિયર દેખાયો જોગફ્રાઉ (યોંગ ફ્રાઉ સાચો ઉચ્ચાર છે) દેખાયુ દશ મીનિટ પછી શેડેગનુ સ્ટેશન આવ્યુ તેની ઊંચાઈ ૬૯૭૦ ફીટ છે

ત્યાથી રસ્તો બદલાયો ગાડી બદલી ગ્રીન્ડલવાલ્ડ આવ્યા તે રસ્તે લીલોતરી ઝાડપાન ઘણા શેડેગ ને લુટર્બ્રુનનની ખીણ ઝરા દેખાય એ દેખાવ પણ સુન્દર અને જોવા લાયક છે ગ્રીન્ડલ વાલ્ડ ૩૪૦૨ ફીટ છે ત્યાથી ગાડી બદલી ૫–૪૪ અનેક ઝરણાં અને મકાનો જોતા ઈન્ટરલેકન ૬–૫ સાંજે આવ્યા

આજનો દેખાવ બહુ ભવ્ય હવા પણ અનુકૂળ રહી વાદળા પણ નહિ અને તડકો સારો એટલે તડકાના ચશ્મા વગર આખને ઉઘાડવી મુશ્કેલ પડે. ચશ્મા ન લઈ ગયા હોઇએ તો ઉપર પણ વેચાતા મળે બધી વસ્તુઓ મળે માત્ર પૈસા જોઇએ હુ જરૂરી સર્વ ચીજો લઇ ગયો હતો ફોટા પાડવાનુ સહેલુ છે, કેમેરા લીધો હોય તો વધારે મજા આવે અમેરિકન મુસાફરો કેમેરા વગર આવતા નથી ઠામ ઠામ ફોટા પાડી લે છે

(ઈન્ટરલાકન (ચાલુ)

ગઇ કાલે યોંગફ્રાઉ જોયુ તેનું વર્ણન કરવુ મુશ્કેલ છે એ બનાવ અને ત્યા જે જોયુ તે આખી જીંદગી સુધી યાદ રહે તેવુ છે વારવાર યાદ આવ્યા કરે તેવો એક કીસ્સો બીજે દીવસે

બની ગયો. મંગળવારે સવારે ઉઠયા ત્યાં તો આકાશ વાદળાંથી ઘેરાયલું હતું અને વરસાદ સખ્ત વરસી રહ્યો હતો. ગઇ કાલે જાણે અમારી સગવડ માટેજ વરસાદ અટકી ગયો હોય એમ લાગ્યું. આજે મુરેન (muirren) વિગેરે જવાની ઇચ્છા હતી પણ ઠંડીથી શરીર કંપી ઉઠે તેવી હવા હતી. સારી રીતે આરામ લીધો, ન્હાવા અને પ્રભુસ્મરણ કર્યું. બપોરે પણ એજ સ્થિતિ ચાલુ રહી. બહાર નીકળી શકાય એવું હતુંજ નહિ. સાંજે ઇન્ટરલાકન ગામ વરસતે વરસાદે જોયું અને અમારો પ્રવાસક્રમ અમે મિલાન સુધી તા. ૧ ઓગસ્ટ સુધી ગોઠવ્યો હતો તે કુકની ઓફિસમાં જઇ આગળ વેનિસ સુધી ગોઠવી આવ્યા. જો મિલાન જઇ ગોઠવણ કરીએ તો એ દિવસ ત્યાં રોકાવું પડે એટલે એ કામ અહિંજ આટોપી લીધું. આવી રીતે દશ દિવસનો આગળનો કાર્ય ક્રમ ગોઠવી લીધો.

આવી રીતે મુસાફરીને માટે એક ટાઇમ ટેબલ ગોઠવી આપે છે તેમાં દરરોજ સવારથી સાંજ સુધી ક્યાં અને કયે વખતે જવું તે ગોઠવે છે અને તેની ટીકિટો જૂદી આપે છે. રેલવેની તથા હોટેલોની ટીકિટ સર્વ પ્રથમથી છાપેલી આવે છે તેમાંથી અનુક્રમે એક એક ટીકિટ ફાટતી જાય. અમુક શહેરની સહેલગાહોની ટીકિટ પણ આપે છે. પછી તો આપણે કાંઇ કોફી લઇએ તે અથવા પાણી (મીનરલ) લઇએ તો તેનું ખરચ માથે રહે. દહીં એકસ્ટ્રા માં ગણાય છે., લઇએ તો પૈસા આપવા પડે. બીલમાં આવે. કોફી પણ તેમજ. એ ઉપરાંત 'ટીપ'ની સહજ રકમ થાય. જે ક્લાસમાં મુસાફરી કરવી હોય તેની ટીકિટ મળી જાય છે અને હોટેલ જેવા ક્લાસની લેવી હોય તે ગોઠવી આપે છે. હોટેલ

અમે ફર્સ્ટ ક્લાસ ઓરડીનરી લીધી હતી અને મુસાફરી ઘણી ખરી સેકન્ડ ક્લાસમા કરી હતી

અહીંની હોટેલો એટલે રાજમહેલ સમજવા અમે બે વચ્ચે એક બાથરૂમ રાખતા હતા રૂમ બે રાખીએ તેમા એક કપડા મુકવાનું કબાટ, એક ઘણો સારો પલગ, તે ઉપર પૂરતા ઓઢવાના, બાજુમા દીવો મૂકવાનું વીજળીની બત્તી સાથેનું એક નાનું ટેબલ, એક લખવાનુ ટેબલ, બે ખુરશી, એક કોચ અને મ્હો પીવાની સુંદર બસીન અને તેનો સામાન તે ઉપરાત બાથ રૂમમા ટબ, ગમોડ અને બસીન, સારા પડદા, બે ટ્રક મુકવાના ટોઇલીંગ ટેબલો, એક આરસનું ટેબલ, ત્રણ અથવા ચાર લાઇટ ટુવાલ બે, નેપકીન બે, તેનું સ્ટેન્ડ વિગેરે ફરનીચર હોય છે પલગ બહુ સારો હોય છે એક સારા ઘરના શણગારને યોગ્ય સર્વ વસ્તુ એક રૂમમા હોય છે જમીન લાકડાની પણ તે ઉપર રોનજી, ભીંતે સારા કાગળો, ટેનસેટ, પડદા સુતા સુતા વચાય તેવો વીજળીનો દીવો અને ચોખ્ખા એવી કે ધૂળનું નામ નહિ બોલાવવાની ઘટડી વગાડીએ એટલે તુરત ખીજમતદાર હાજર થાય છે, ડાઇનીંગ હોલનો શણગાર તો અજાયબીમા નાખે તેવો. ન્હાવાનો રૂમ એકદમ સફેત, નીચે લાદી, અને બધુ ફરનીચર જાણે આજેજ નવુ તૈયાર કર્યું હોય તેટલુ ચકચકીત ઓઢવાના ચોખ્ખા, નીચે મોટુ કપડું તેના ઉપર ગરમ રગ, તે ઉપર કપડુ, તે પર રેશમી રજાઇ, માથાના બે ઘણા સુવાળા ઓશીકા મોટા, નીચે ઓફીસમા એક Portier અથવા Conscierge હોય છે એની પાસે જઈ કાંઈ પણ પૂછો તેનો બહુ વિવેકથી જવાબ આપે છે અને મુસાફરોની પૂરતી સગવડ જાળવે છે એનો

(proprietor) વારંવાર ખબર પૂછે અને કોઈ પણ પ્રકારની અગવડ હોય તો જણાવવા વિનતિ કરે. આપણે બહાર જવું હોય તો બીજો માણસ જતાં આવતાં છત્રી ધરી રાખે. જીનેવ, મોંત્રે, ઇન્ટરલાકન અને લુસર્નની હોટેલના અનુભવ કર્યા પછી આ લખ્યું છે. ઇટલીમાં કેમ છે તે આગળ અનુભવે જણાશે.

સ્વીટ્ઝરલાંડમાં સેંકડો-હજારો હોટેલો છે. દરેકના ભાવનું ટેરીફ છાપેલ હોય છે. એથી વધારે લઇ શકાય નહિ. હોટેલનો ચાર્જ એટલે રહેવાની જગ્યા અને ખાવાનું. એ ઉપરાંત કાંઇ જોઇએ તો બીલ થાય. યુરોપીઅન અમેરીકનોને તો દારૂનું મોટું બીલ થાય, તે તો અમારે સવાલજ નહોતો.

સ્વીટ્ઝરલાંડની હોટેલો ખરચાળ વધારે છે, ખાસ કરીને ટુંકા વખત માટે રહેવું હોય તેને આકરી પડે તેવી છે. પણ કોઇને માત્ર બોરડીંગ હાઉસમાંજ જવું હોય તો તે માટે Pensiones હોય છે. એ પેન્સીઆં એટલે ખાવાપીવાની જગ્યા. બહુ સાધારણ રીથી રહેવું હોય તો તેમાં રહી શકાય છે. એમાં પણ અમુક સગવડ તો મળે છે. બાકી સારી હોટેલોમાં રહે તેને વધારે સગવડ મળે છે. પહેલી વખત આવનારે બે બાબત કરવી જરૂરી લાગે છે; એક તો કુક કે એવી કોઇ એજન્સી મારફત આખી ટુર ગોઠવવી અને બનતા સુધી તદન એકલા ન આવવું. બે જણા સાથે હોય ત્યારે સગવડ ઘણી પડે છે. આપણે જે વિચારો મનમાં કરતાં હોઇએ તે બીજાની પાસે બોલવાથી સ્પષ્ટ થાય છે અને અરસપરસ ટેકો રહે છે. વળી એક જણ તપાસ કરવા જાય તો બીજો સામાન સભાળી શકે છે. ખાસ કરીને તબીઅત સહજ બગડે તો એક બીજાનો અરસપરસ આધાર રહે છે.

પરદેશમા એક હિંદવાસી મળે ત્યારે બન્નેને ઘણો આનંદ થાય છે. અનુકૂળ સોબત મળી હોય તો ઘણા પ્રશ્નોની વિચારણા, ચર્ચા થાય છે, આપણા દેશની દરિદ્રાવસ્થાનો ખ્યાલ સ્પષ્ટ થાય છે, પાશ્ચાત્ય સંસ્કૃતિમાથી ગ્રાહ્ય ત્યાજ્યનો વિવેક કરી શકાય છે, અને એવી એવી ચર્ચાને પરિણામે આપણે અમુક ચોક્કસ નિર્ણય પર આવી શકીએ છીએ.

સ્વીટ્ઝરલાડમા તો જેટલા દિવસ ગાળીએ તેટલા ઓછા છે, પણ દશ દિવસથી ઓછો કાર્યક્રમ તો નજ રાખવો અને તેમા પણ ક્યા ક્યા જવુ તેનો નિર્ણય કરી રાખવાની જરૂર છે જેઓ મુસાફરીથી કટાળીને આવ્યા હોય અથવા માર્ગભૂલેલાની જેમ રખડયા હોય તેમની સલાહ આ મુસાફરીને અંગે નકામી છે જેઓ ગાઇડ બુકો વાચી નકશા જોઇ પૂછી સમજી ફર્યા હોય અને જેમણે મુસાફરીમા આનંદ મેળવ્યો હોય તેમની સલાહ લેવી અહીં મુસાફરીના સાધનો એટના બધા સારા અને સુવ્યવસ્થિત છે કે એની માહિતી હોય તો મુસાફરીમા અગવડનું નામ આવે નહિ

અમે એક ઘણી નવાઇ જેવી બાબત જોઇ મુસાફરી કરનારમા અમેરિકન સ્ત્રીઓ ઘણી અને તેમાં પણ ઘણી બુઢી સ્ત્રીઓ હોય છે શરીર પર લાખોનું ઝવેરાત પહેર્યું હોય અને સાથે એક બે નાની છોકરીઓ હોય અને વૃદ્ધ છતા પૂરતા ઉત્સાહથી બધે ફરે અને જુએ કાતો નાની છોકરીઓ અભ્યાસ કરવા મુસાફરી કરે છે અને કાતો ઘરડી સ્ત્રીઓ આવે છે બીજા પુરૂષો પણ ઘણા હોય છે પણ સ્ત્રીઓની સખ્યા એકદરે વધારે હોય છે તેઓ ખાઈ શકે છે પણ ઘણ ઘડપણમા આટલો ખોરાક કેમ પચતો હશે તે વાતની સમજણ ન પડી પણ જ્યારે અમે

બાર દિવસ સુધી ૮૦ વર્ષની વયના ડો. એની બીસાન્ટને સ્ટીમરમાં વટાણાં અને એવી એવી પચવે આકરી ચીજો ખાતાં જોયાં ત્યારે આ દેશના વૃદ્ધ પુરુષોની ઉદ્દીપ્ત જઠરાગ્નિ વિષે ખાતરી થઇ. મુસાફરીથી કોઇ કંટાળતું નથી અને આખો વખત આનંદ કરે છે.

દરેક મુસાફરી કરવા આવનાર વાંચીને તૈયાર થયેલ હોય છે, ક્યા જવું છે, શુ જોવું છે, તેની વાકેફગારી મેળવીને આવે છે અને આનંદથી સર્વ જુએ છે.

ઘણી ઓછી વસ્તુ સાથે રાખવાની જરૂર પડે છે, એટલે મુસાફરીમાં અગવડ આવતી નથી. બેડીંગ કે ભાતાનો ડબો કે ફ્રુટનો કરડીઓ કે પાણી પીવાનુ વાસણ વિગેરે સાથે રાખવા પડતાં નથી એટલે બહુ ઓછી વસ્તુઓ હોવાથી નિશ્ચિન્ત હરી ફરી શકાય છે.

સ્ટેશને ઉતરીએ ત્યા હોટેલવાળો અને કુકનો માણુસ હાજર હોય છે. તે સામાન તે ઉચકાવી જાય છે. હોટેલમાં જવાની ગાડી તૈયાર હોય છે તેમા આપણે બેસી જવાનુ હોય છે. આપણે ગાડી કરવી પડતી નથી. જવા આવવાનો અને ગાડીમા બેસારી જવાનો ખર્ચ હોટેલવાળાને માથેજ હોય છે. એક દિવસ રહીએ તો પણ તેનો જૂદો ચાર્જ આવતો નથી.

નાની વસ્તીવાળા દેશમા ચારે તરફ વીજળીની મદદથી કામ ઘણુ સસ્તું પડે છે. આખો દેશ ઉદ્યોગી અને સમૃદ્ધ છે અને લોકોના મુખપર સુખ ઉભરાઈ જતુ દેખાય છે.

આજનો આખો દિવસ ફરજીઆત આરામ લીધો. બુધ વારે સવારે ઉઠી નિત્ય કર્મેથી પરવારી નાસ્તો કર્યો. અહીં સ્વીટ્ઝરલાડમાં નાસ્તામા બે જાતની બ્રેડ (ક્રાસા) અને બે બીસ્કીટ, ચા, દૂધ, મધ અને જેલી આપે છે. આખો નાસ્તો અનુકૂળ પડે છે. અમે ક્રેર્સ કે બ્રેડેડ વ્હીટ લાવવા વીસરી ગયા, નહિ તો અહીંના તાજા દૂધ સાથે બહુ ઠીક પડત. અહીં ગાયેલું દૂધ આપણે ત્યા ભેસનુ દૂધ આવે છે તેનાથી એવડુ જાડું હોય છે અને બહુ સારૂ અને તાજુ હોય છે. નાસ્તો બધી જગ્યાએ અમે રૂમમાજ લેતા હતા. ઇન્ટરનાગ્નના ઉસ્ટ ( Ost ) સ્ટેશને આવી ટ્રેનમા બેઠા. વરસાદ ચાલુ હતો. માર્ગમાં નૈસર્ગિક સૌંદર્યની વાત શી કરવી! આપણે ત્યા પજાબમા નદીઓને 'દરીઆવ' કહે છે તેમ અહીંના સરોવરને see દરિયો કહે છે. સ્પેલીંગમા જરા ફેર છે (sea નથી) પણ અર્થ એકજ છે. પ્રથમ ઇન્ટરલાકનનું બીજુ સરોવર Brien zer see આવ્યુ. સરોવર ઉપર વરસાદ પડતો હોય ત્યારે તેની શોભા ઓર લાગે છે. એને કાંઠે કાંઠે ટ્રેન ચાલી. વીજળીની ગાડી, ચાલુ પ્રકારની, પણ સગવડવાળી હતી

## લ્યુસર્ન Lucerne

અનેક ડુંગરા, ટેકરા, ગાળી, નદીઓ અને સરોવરો આવ્યા. આખું સ્વીટઝરલાંડ સરોવર, વનસ્પતિ, પર્વત અને પાણીથી ભરપૂર છે અને એને મનુષ્યે વધારે ખીલાવ્યુ છે. આખે રસ્તે વરસાદ ચાલુ હતો. એ સરોવરના કાંઠા ઉપર હોટેલ બો રિવાઝ (Hotel Beau–Rivage) છે ત્યા ઉતરવાનું હતું. સ્ટેશનેથી બેમી ત્યા આવ્યા. આ હોટેલ પણ ઘણી મોટી અને સુંદર છે, સરોવરના કાંઠા ઉપર છે. સામે વૃક્ષઘટા અને મોટો સુદર બગિચો છે. એ હોટેલમા ઉતારો લઇ લીધુ. અમે બપોરે એક વાગે પહોચ્યા.

પછી બપોરે રાા વાગે મોટરમાં બેસી સરોવર આસપાસ ચકરાવો લીધો. લગભગ ૫૬ કીલો=૩૬ માઇલ દૂર જઇ આવ્યા. ૭૨ માઇલની મુસાફરી મોટરમા કરી. કુદરતનો દેખાવ, સરોવરનુ પાણી, અંદર ફરતી સ્ટીમરો, નાના નાના ગામડાઓ અને વચ્ચેના તથા સામેના પર્વત ઉપર વાદળા અને બરફ જોતા અને ચારે તરફની વનરાજી જોતાં ચાલ્યા. બરાબર સાડા ચાર કલાક મોટરની સહેલ કરી. વરસાદ આવ્યા કરતો હતો. વચ્ચે ઉઘાડ નીકળ્યો ત્યારે લેક ઓફ લ્યુસર્નના ફોટા મારા મિત્રે પાડી લીધા. પાછા ફરતા બીજા ત્રણ નાના સરોવરો જોયા અને છેવટે સાત વાગે હોટેલમા આવી પહોંચ્યા.

હોટેલમાં અંગ્રેજી જાણનારા ઘણા હોય છે એટલે કોઇ પ્રકારની અગવડ આવતી નથી. આવતી કાલે રિગિ પર્વત પર જવાનું હતું. ઉઘાડ નીકળે તો સારૂં એમ ઇચ્છતા સુઈ ગયા.

લ્યુસર્ન શહેર ઘણું સારૂં છે, બર્ન, બેસલ પછી સ્વીટ્‌ઝરલાંડમાં ઠીક અગત્યનું ગણાય છે, દુકાનોમાં ઘણી ચીજો મળી શકે છે; સ્વીટ્‌ઝરલાંડના બરાબર મધ્યમાં આવેલું છે એટલે એને સ્વીસ પ્રદેશનાં હૃદયનું સ્થાન આપવામાં આવે છે. એ શહેર પુરાણું છે અને પશ્ચિમે જીનેવ જેટલીજ અગત્ય તે ધરાવે છે. મારાથી ઝુરીચ કે બર્ન સમયસંકોચને કારણે જઈ શકાય તેમ હતું નહિ તેથી મુખ્ય શહેરોમાં જીનેવ અને લ્યુસર્નથીજ સંતોષ માનવાનો હતો.

પણ ગઇ રાતની ધારણા સાચી ન પડી. સવારે ઉઠ્યા ત્યારે વરસાદ ચાલુ હતો, પણ રહી જશે એવી આશાએ અને જોવાની લાલચે સાહસ કર્યું. ટાઇમ ટેબલ પ્રમાણે અમારે ૧૦-૪૩ સવારે સ્ટીમરમાં બેસી રિગિ ડુંગર જોવા જવાનું હતું.

એ ડુંગર પર જવા માટે પ્રથમ વીરવાલ્ડ સ્ટેટર સી Vierwaldstatter See અથવા લેક ઓફ લુસર્નમાં થઇને જવાનું હોય છે. મોટી ગાલીઆ Gallia નામની સ્ટીમર હાજર હતી તેમાં કાંઠેથી બેઠા. પેસેન્જરો ત્રણસો હશે. આટલા બધા પેસેંજરો સાથે છે એટલે સહુ ઠીક થઇ રહેશે એમ ધાર્યું. સ્ટીમર વખતસર ઉપડી. એ સરોવર ૨૨ માઇલ લાંબું છે. ગઇ કાલે બપોરે જે સરોવરને કાંઠે મોટરમાં ફર્યા હતા તેની અંદર આજ સ્ટીમરમાં ચાલ્યા. સીબર્ગનું બંદર-સ્ટેશન પ્રથમ આવ્યું.

ત્યા વરસાદ શરૂ થયો. વેગીસ weggis ને સ્ટેશને વધ્યો. ચારે બાજુના ડુંગરોમાથી પાણી જોરથી વહે અને અમે સ્ટીમરમાં આગળ વધીએ. એક કલાકે વીત્ઝનાઉ Vitznau સ્ટેશને પહોંચ્યા અને સ્ટીમરમાથી ઉતરી ગયા. સરોવર દરિયા જેવુંજ હતું પણ આજે તોફાને ચડયું હતું. દરેક બંદર જોવા લાયક છે અને વરસાદ હોય ત્યારે ડુંગરોની શોભા અદ્ભુત બની રહે છે.

સ્ટેશને સામે રેલવે તૈયાર હતી. એ કોગવ્હીલ Cog-wheelથી ચાલે તેવી રેલવે હતી પાટાની અંતરમા પૈડું પેસતું જાય, ખાસ જાતનું ઍંજિન અને ત્રણ ડબા. ડબામાં પેઠા પણ વરસાદ અને ધુમસ વધ્યા. પાંચ સ્ટેશનો મૂકયાં પણ વરસાદ વધતો ચાલ્યો. ધુમસ તો એવી કે વાત નહિ; બાજુમાં પણ દેખાય નહિ. આમાં સીનેરી જેવાનો રંગ તો બાજુએ રહ્યો પણ ઘણાં ગરમ કપડાં પહેરેલાં છતા પગ કળવા લાગ્યા. આખરે એક કલાક દશ મીનિટ ગાડીમાં બેઠા ત્યારે ૬૧૦૦ ફીટની ઊંચાઇએ પહોચ્યા. ધુમસને કાપતી ગાડી તો આગળ વધ્યે જતી હતી પણ જેવાનુ કાંઇ બન્યુ નહિ.

રિગિ (Rigi)નો મોટો પહાડ ચઢી સ્ટેશનેથી પલળતાં પલળતાં ૧૦૦ વાર દૂર આવેલી હોટેલ હતી તેમા ગયા. સાથે ઘણા પેસેંજરો-મુસાફરો હતા. બધા આનંદ કરતા હતા અને કાંઇ દેખાતું નથી તેથી જરા નાસીપાસ પણ થતા હતા. ઉપર જઇ જેયું તો થરમોમિટર ૪૨ ડીગ્રીએ, એટલે બરફ પડવાને -ફ્રીઝીંગ પોઇન્ટને હવે જરાજ વાર હતી. અમે તો હોટેલમાં ગયા. ધુમસ તો એવી આકરી કે એકવાર જરૂર અનુભવ કરવા જેવી લાગી.

હોટેલમાં જમવાનું તૈયાર હતું. અમારી પાસે તેની ટીકિટ હતી. અમારી અન્ન ફળ શાકાહારની ગોઠવણ કરી ખાઇ લીધું. પછી બહાર આવી જોઇએ તો એજ સ્થિતિ. વધારામાં બરફ પડતો હતો તે જોયો. બાકી આગળ પાછળ કાંઇ દેખાયજ નહિ. હોટેલ પાંચ માળનું ભવ્ય મકાન હતું. દોઢ કલાક તેમાં ફર્યા, વાતો કરી; બહાર તો ઠંડી એવી કે હાથ પગ અકડાઇ જાય. આ જાતની હવાનો અનુભવ કરવાનોજ હશે એમ ધાર્યું અને તેમાં આનંદ માન્યો. કાંઈ ખાસ જોઇ શક્યા નહિ. બરફ પડેલો જોયો એ અમારો આજનો અપૂર્વ અનુભવ હતો.

અકડાતાં અકડાતાં ૩ાા વાગે પાછા ટ્રેનમાં બેઠા ત્યાં ધુમસ ઓસરવા લાગી. પહાડનો ભવ્ય દેખાવ અને ચારે તરફ પડેલો બરફ જોયો. ઓવરકોટ અને મોજા પણ હતાં એટલે અગવડ ન પડી પણ ખરી ઠંડીનો અનુભવ થયો.

ઉતરતી ગાડીએ ઘણા દેખાવો જોયા, ચરતી ગાયોનાં ધણ અને લીલો પર્વત, કુંજ અને વનરાજી જોતાં જોતાં, પાણીનાં અનેક વહનો નીરખતાં અને પૂરી ઠંડીની કકડતા અનુભવનાં પાછા વીઝનાઉ આવી, સ્ટીમરમાં બેસી લ્યુસર્ન આવ્યા.

આજનો અનુભવ તદ્દન નવી જાતનો થયો. દેખાવ ન જોઇ શક્યા પણ શિયાળામા અહીં કેવી ઠંડી પડતી હશે તેનો બરાબર ખ્યાલ થયો.

મુસાફરો પણ આનંદ કરતા હતા. નાસીપાસ થાય તોપણ ગમત તો કરેજ એવો એ લોકોનો સ્વભાવ છે. સર્વેએ આનંદ કર્યો. અમે તો અંગરેજી બોલે તેવાને પકડી કાશ્મીર અને

તાજમહેલની વાતો કરીએ અને તેઓના દેશની વાતો જાણીએ. અમને શરીરે કે મનમાં જરા પણ અગવડ પડી નહિ. માત્ર હાથ ઠંડીથી અકડાયા કર્યા.

---

## લ્યુગેનો (Lugano).

લ્યુસર્નમાં ગઇકાલે નિરાશા થઈ હતી, પણ વધારે વિચાર કરતાં એમ લાગ્યું કે ધુમસ અને બરફના એવા એક અનુભવની પણ ખાસ જરૂર હતી. દૃશ્ય તો કેટલુંક પછી જોવાયું પણ ધુમસ અને ઠંડીનો એવો અનુભવ જવલ્લેજ થાય.

આજે (તા. ૩૦–૭ શનિવારે) સવારે ૮–૫૩ ટ્રેનમાં બેઠા. ગાડી ચીકાર હતી. અમારે લ્યુગેનો જવાનું હતું. ટ્રેનમાં એક જર્મન પુરૂષ અને બે અમેરિકન સ્ત્રીઓ સાથે ડબામાં હતા. બન્ને છોડીઓ ઘણી હુશિયાર હતી અને ખાસ કેળવણી પૂરી કરવા માટે એકલી મુસાફરીએ નીકળી હતી.

હમેશના નિયમ પ્રમાણે પ્રથમ તો હવા ઉપર વાત શરૂ થઈ; પછી અમે હિંદુસ્થાનના રહેનારા છીએ એમ જાણતા એમણે અમારી પાસેથી હિંદ સંબંધી ઘણી માહિતી મેળવી. અમારા ઈંગ્લીશ ભાષાના સ્પષ્ટ ઉચ્ચાર એમને બહુ ગમ્યા. એ કહે અમે અંગરેજોની કોકની kokney ભાષા સમજતા નથી, પણ તમારૂં શુદ્ધ ઈંગ્લીશ બહુ ગમે છે અને સમજાય છે. બન્ને છોડીઓએ

અમેરિકાની પણ ઘણી વાત કરી. જર્મન હતો તે જર્મનીની વાત કરતો હતો અને પેલી છોડીઓને જર્મન આવડતુ હોવાથી તે અમને સમજાવતી હતી.

લુગેનો જતા વચ્ચે એક ૯ફ્રુ માઇલની સેંટ ગોથાર્ટ (St. Gotthard.) ટનલ આવી. ૧૧ વર્ષ સુધી એને બનાવવાનુ કામ ચાલ્યુ હતુ એમ કહેવાય છે. એ ટનલ પસાર કરતાં ૧૬ મીનિટ થાય છે. એને બાધતા ત્રણ કરોડ રૂપીઆનો ખર્ચ થયો છે. આ ટનલમા દાખલ થતા ૩૬૫૦ ફીટની ઊંચાઇએ હતા ત્યાંથી એકદમ ૯૦૦ ફીટ સુધી નીચે આવી ગયા. ટનલમાં પેસતા વરઆદ ધુમસ જે અમે લ્યુસર્નમા પેઠા ત્યારથી સાથેજ હતા તે એકદમ બંધ થઇ ગયા અને વરસાદ જાણે જરા પણ આવેલોજ નહિ હોય એમ જમીન પણ કહેતી હતી. નવ દશ માઇલની ટનલ એટલે શુ ? એટલી લાબી ટનલ એ પણ એક અજાયબીજ છે.

તડકો દેખાયો, પ્રકાશ થયો અને બધા પેસેન્જરો એક સાથે આનદની બૂમો પાડવા લાગ્યા. જાણે જીંદગીમાં આજેજ પ્રથમ સૂર્યને જોતા હોઇએ એવા ઉત્સાહમા સર્વે આવી ગયા. પછી તો ચારે તરફ લીલો પ્રદેશ, ખળખળતા શાત ઝરા અને સર્વ ઉતારૂઓના મુખપર આનદોત્સાહ જોતા આગળ વધ્યા. ટ્રેન આગળ વધ્યે જતી હતી અને તેની સાથે અમે પણ આગળ વધતા હતા એવા આનદમા અનેક ખળખળતા ઝરાઓ નીહાળતાં આગળ ચાલ્યા અને સષ્ટિસૌંદર્ય પણ વધતુ ચાલ્યુ.

૧૨–૩૪ બપોરે લ્યુગેનો પહોચ્યા. લ્યુગેનો સરોવરને કાંઠે એજ નામનું નાનું શહેર છે. એમા હોટેલો ઘણી સારી છે. અમે હોટેલ બ્રીસ્ટલ (Hotel Bristol) મા ઉતર્યા. એ ઊંચા

વર્ગની હોટેલ છે અને સરોવરને કાંઠે આવેલી છે એમાથી સરોવરનો અને સામેના પહાડનો દેખાવ બહુ સુંદર દેખાયો સરોવરની ચારે તરફ હોટેનો આવેલી હતી લગભગ દરેક હોટેલ એક મહેલ જેવી દેખાય અમે જે હોટેલમા ઉતર્યા હતા તેમા ચઢવા માટે ખાસ કેબલ રેલવે રાખી હતી એટલે સરોવરની બાજુ એથી આવનારને હોટેલમા ઉપર આવવા પગથીઆ ચઢવા ન પડે. આખો વખત વીજળી વડે એ ગાડી ઉપર નીચે જતી આવતી હતી હોટેલની બારીમા બેસી ચારે તરફ જોઇએ તો નાના નાના ચાર ડુંગર ઉપર બગના પણ દેખાતા હતા બગનાની શોભા પણ ઘણી સારી લાગતી હતી

લોકાર્નો

તુરત લચ લઇ તપાસ કરી અમે બપોરે બે વાગે ચાલતી અમેરિકન એકસપ્રેસ કંપનીની ટુર લીધી અને ટીકિટો લઇ ગાડી (સારામેન્ક)મા બેઠા અમને આટોપતા તો વખત લાગતોજ નહિ, કારણ અમે છડેછડા હતા

ગાડી મોટર (સારામેક)મા બેઠા. બપોરે ક. ૨-૧૦ તે ઉપડી પ્રથમ ઢોળાવ ઉપર ચઢવા અમે રેલવેની બાજુમા ચા યા વચ્ચે એક લેવલક્રોસીંગ પાસે પા કલાક ખોટી થવુ પડયુ અહીંના લેવલક્રોસીંગના દરવાજા ઉપર ઉંચકે છે એટલે ઉઘડે ત્યારે, આખો દરવાજો આડો હોય તેનો ઊભો થઇ જાય એ સર્વ કામ વીજળીથી ચાલે છે પદરેક માઇલ ગયા હોઇશુ ત્યા સુધી બે ત્રણ ગામ આવ્યા પછી લોકાર્નો (Locarno)નો દેખાવ ઘણે ઉંચેથી શરૂ થયો જાણે બનાવટી સુંદર દેખાવ હોય તેમ લીલા ખેતરો, વચ્ચે આછા ઘુનવાડો અને સામે લેક મેગીઓરીનું મોટુ સરો-

વર દેખાવા માંડયાં. ગાડી ઢોળાવ ફરતી ચક્કર દેતી નીચે ઉતરી જાય અને દેખાવ દૂર હતો તે નજીક આવતો જાય. સીનેમાની રીલ જેવો દેખાવ હતો. માથે સખત તડકો એટલે રિગિ પહાડની ગઇકાલની ઠંડી અને ધુમસ અને આજનાં દૃશ્ય અને તડકા વચ્ચે સરખામણી થયા કરે. બેગેડાઇના શહેરમાં થઇ આખરે ૪-૩૦ વાગે બપોરે અમે લોકાર્નો પહોચ્યા. લેક મેગીઓરી—Lake Maggiore ઘણું મોટું સરોવર છે. લોકાર્નો શહેરની વસ્તી માત્ર પાંચ હજાર માણસની છે પણ શહેર ઘણુ સુંદર, આકર્ષક અને હોટેલોથી ભરપૂર છે. દ્રાક્ષના વેલા તો એટલા જોયા કે તેનાં ખેતરો ને ખેતરો ભરેલાં દેખાયાં. દ્રાક્ષના લુમકા લટકેલા, પડખે જુવારી અને મકાઇ પણ ઘણી અને પીચના ઝાડોનો તો પાર નહિ. એ સર્વ જોતાં જોતાં આખરે જે સ્થાને ગઇ સાલમાં ઓકટોબરની છઠ્ઠી તારિખે લોકાર્નોની સુલેહ થઈ તે સ્થાન પર મોટર ખડી રહી.

અમને પ્રથમ ખ્યાલ નહિ કે અમે આવી અતિ મહત્વની ઐતિહાસિક જગ્યાએ આવ્યા છીએ.

સુલેહની જગ્યા સરોવર મેગીઓરી ઉપર આવેલ છે. ત્યાં ઘણા સુંદર મકાનમાં પહેલે માળે દેશ પરદેશના મુત્સદીઓ ગયા ઓકટોબરમાં આવેલા. અંગરેજો તરફથી સર ઓસ્ટેન ચેંબરલેન હતા, ફ્રાન્સનો બ્રાંયો (Briand) અને ઇટાલિનો મ્યુસોલિની પણ તેમાં હાજર થયા હતા.

અરધો ફ્રાંક ફી લઇ અમને મકાનમાં દાખલ કર્યા અને એક કારકુને સર્વ બતાવ્યું અને કેટલીક વાતો કરી. જે ખુરશીઓનો

ઉપયોગ સુલેહ પર સહી કરતી વખતે થયો હતો તે અમને બતાવી અને કોણુ કયાં બેઠું હતું તે, પણુ બતાવ્યું. પ્રમુખસ્થાન ચેબરલેનને મળ્યુ હતું અને સાત પાવરો (Powers)ના મુત્સદી ત્યાં હાજર થયા હતા. લોકાર્નોના મેયરને ખાસ સ્થાન માનથી આપ્યુ હતુ. ઐતિહાસિક તહનામા વખતે વપરાયલા ટેબલ, ખડીઓ અને હોલ્ડર જાળવી રાખ્યા છે. સુલેહ વખતે ફોટો લીધેલો તે ત્યા હતો. તેનો નાનો ફોટો અમે ખરીદ્યો. તે પર બધી સત્તાના મુત્સદીના હસ્તાક્ષરની અસલ પર સહી છે તેનો તે ફોટો હતો. એક ઘણુ સુંદર ઘડિયાળ હોલમાં ટાંગેલુ હતુ તે સર્વની સહી થઈ તે વખતે ૭–૩૬ (સાંજના) બંધ પાડયુ છે તે હજુ તે ટાઈમ બતાવે છે.

આ સર્વ વાતો સાંભળી બહુ આનંદ થયો બધી ખુરશીઓ વિગેરે સર્વ ચીજો જાળવી રાખી કેટલો રસ જમાવાય છે અને અંતર સત્ત્વ (સ્પીરિટ) કેટલી હદ પર ઊંચે રહે છે તેનોખ્યાલ આવ્યો. આવા બનાવોને યાદ રાખવાની આ નૂતન પદ્ધતિનો પણુ ખ્યાલ આવ્યો. પછી નજીકની હોટેલમા ગયા. રસ્તામા ઘણા સુંદર બાગો જોયા. સરોવરનો ફોટો પાડયો. સામેનો બાગ બરાબર નીહાળ્યો ખાસ કરીને ઝાડને મથાળેથી કાપી સરખા રાખવાની રીત અને બાજુની વાડોને એક સરખી કાપી આકર્ષક બનાવવાની પદ્ધતિ ઘણી સુંદર લાગી. એ ઉપરાંત નાના નાના કયારા, પાણી છાંટવાની તદ્દન નવીન શૈલી અને ફુવારા જોઇ ઘણી નવીનતા અનુભવી હોટેલ પણુ પૂરતી સગવડવાળી જણાઇ. અમારે અહીં ઘણો ઓછો વખત રહેવાનુ હતુ, તેટલા વખતમા સર્વ ફરીને જોયુ આજે પ્રકાશ ઘણો હતો. હોટેલમા ચા પીધી.

છ વાગ્યે પાછા ચાલ્યા. જે રસ્તે આવ્યા હતા તેજ રસ્તે ગાડી ચાલી. ફરીવાર આખો દેખાવ જોયો. ગ્રામ્ય જીવન, ખેડુતોનો ઉદ્યોગ, કામ કરનારાઓનો ઉત્સાહ અને સ્વીસ પ્રજાનું જીવન જોતા આગળ વધ્યા સીનેમાની ફીમ ઉલટી દિશાએ ચાલતી અનુભવી.

અમે યોગફાઉ ઉપર ફોટો પડાવ્યો હતો તે જર્મન ગૃહસ્થે અમને લ્યુગાનોમા મળવા કહ્યું હતું. હોટેલ પર આવી અમે તેને મળવા ખાસ મોટર કરીને ગયા તે સામે આવેલ સુજીઆ Engiaa નામની ટેકરી પર રહેતા હતા અને કોઈના મ્હેમાન હતા

સરોવરની બાજુએ થઇ અમે મોટરમા તેમના સ્થાને ગયા. આખો રસ્તો ઘણો સુંદર હતો. પર્વત પર મોટરમા ચઢી ગયા. તેમને મળ્યા તેણે ફોટો તૈયાર કરાવી રાખ્યો હતો અમે તે અને તેની અસલ ફીમ લીધી, ઘણો આભાર માન્યો અને પાછા હોટેલમા આવી જમ્યા



## ઇટાલિ.

### કોમો Como

આજે ઘણા જલ્દી ઉઠી કોમો સરોવર જવાનુ હતુ, અને સ્ટીમર, રેલવે અને સ્ટીમર એમ ત્રેવડી મુસાફરી કરવાની હતી. જલ્દી ઉઠી, નિત્ય કર્મથી પરવારી અમે આઠ વાગ્યા પહેલા સરોવરના સ્ટેશન પર આવ્યા લ્યુગેનો સરોવર ઘણુ મોટુ છે. બારિક માઇલ લાંબુ છે. તે બે રાજ્યની હદમા આવેલુ છે, થોડા ભાગમા સ્વીસ સરકારની હદ છે, અને બાકીના વિભાગમા ઇટાલીઅન સરકારની હદ છે એટલે આજે સામાન બતાવવાની અને પાસપોર્ટ બતાવવાની ખટપટ હતી, જ્યા સરહદ નવી આવે ત્યા વીરમગામ કરતા પણ ખરાબ દશા અનુભવવી પડે. બન્ને બાજુવાળા જૂદો જૂદો સામાન જુએ. અમે વખતસર આવ્યા હતા એટલે સ્ટીમરમા બેસી ગયા પછી સામાન બતાવી સીલ કરાવ્યો. પાસપોર્ટ પર છાપ મરાવી. બરાબર આઠ વાગે સવારે ચાલી, નવ સ્ટેશને સ્ટીમર ઊભી રહી સામે સામે નજીક નજીક બદર આવતા જાય અને ત્યાં ઘણા ઉતારૂ ચઢે ઉતરે. ચાર પરા તો લ્યુગેનોના જ આવ્યા.

સવારે ૯-૨૦ અમે પોરલેઝા (Porlezza) સ્ટેશને સ્ટીમરમાથી ઉતર્યા. પોરલેઝા સ્ટેશને સામે રેલવે તૈયાર હતી.

રેલવેમાં સામાન ગોઠવી બેઠા. કેટલાંક સ્ટેશને ગાડી ઊભી રહી. હવે બધું ઈટાલીઅન આવવા લાગ્યું. ઘરો ઉપર નળીઆં હિંદુસ્થાનનાં જેવાં અને ઘરો બરફ કે શરદીથી કાળાં પડેલાં નહિ પણ મુંબઇ જેવાં ઉજળા દેખાયાં. લોકો પણ કાંઇક હિંદુસ્થાની જેવા અને દેખાવમા વધારે રૂપાળાં લાગ્યાં.

૧૦-૨૦ સવારે અમે મીનાજીઓ સ્ટેશને પહોંચ્યા વચ્ચે સામાન વધારે છે એમ કહી, અમારી પાસેથી ૯ લીરા લીધા. એક પાઉન્ડના ૧૪૪ લીરાનો ભાવ હતો અને અમે જરૂરી લીરા લઈ લીધા હતા. જ્યારે જ્યારે નવા પ્રદેશમા જવાનું થાય ત્યારે ત્યાના ચલણનું થોડુ નાણુ જરૂર રાખવુ. નહિ તો મજુર વિગેરેને સમજાવવામાં ઘણી મુશ્કેલી પડે છે અને આપણે નકામુ નુકસાન વેઠવું પડે છે.

ટ્રેન તો સાધારણ હતી પણ અંદર મખમલ જડેલ હતો. ગાડીમાં બેસી ઉપરને સ્ટેશને ઉતર્યા ત્યાં કોમો સરોવર દેખાયુ. ગાડીને પણ ત્યા લઇ જવામાં પાછી ચલાવવી પડે છે. ભાષા કોંઈ સમજાય નહિ, પણ અટકળે બધી વાત ચલાવતા હતા. મીનાજીઓ Menajjio સ્ટેશનથી સ્ટીમરમાં સવારે ૧૦-૨૦ બેઠા. સ્ટીમરમા અમને એક અમેરિકન વકીલ મળ્યા. એની ઉમર ૭૬ વર્ષની હતી. એને હિંદુસ્થાન સંબંધી ઘણું જાણવાનું મન હતુ અને ઘણુ જાણતા હતા. એણે એક ક્લબ સ્થાપી છે તેનું નામ 'સો વર્ષની ક્લબ' સો વર્ષ જીવવાની ઇચ્છાવાળા તેના મેંબર થાય છે પોતે કેટલાક વર્ષથી વાનપ્રસ્થ થયેલ છે, ગરીબોને મફત કાયદાની સલાહ આપવાની મડળીના ૪૦ વર્ષથી ડાયરેકટર છે, ન્યુયોર્કમા પ્રેકટીસ કરતા હતા. એમણે મારી સાથે બે કલાક બહુ

રસથી વાતો કરી. એ ધર્મમાં ઘણા આસ્તિક હતા અને હિંદવાસીઓ માટે એને ઘણું માન હતું. એ પોતે ગાલી ચલાવીને અમારી પાસે આવ્યા અને જાણે ઘણા જૂના મિત્ર હોય એમ વાત કરવા લાગ્યા. એની સ્ત્રી પણ ૭૦ વર્ષની ડોસી હતી. મહાત્મા ગાંધીજી માટે એણે ઘણું વાંચેલું તે કહ્યું અને ઘણી વાતો પૂછી. અમારી વાતમાં એને રસ ઘણો પડયો અને બધા મુસાફરો અમારી વાત સાંભળી રહ્યા. બધાને પણ ઓછો વધતો રસ પડયો. એણે ન્યુયોર્કના કાયદાની ઘણી વાતો કરી અને મેં હિંદુસ્થાનના કાયદાની વાતો કરી. બે કલાકમાં અનેક વાતો કરી. પોતે નાના બાળકોને ધર્મનો ઉપદેશ કઈ રીતે આપે છે તેની નાની નાની વાર્તાઓ કહી, મૂર્તિપૂજા ઉપર ચર્ચા કરી અને જ્યારે મેં એમના Cenataph અને કેથીડ્રલોમાં મૂર્તિપૂજા જ છે એમ કહ્યું ત્યારે તે જરા ચોંક્યા, પણ પછી એણે મૂર્તિપૂજાની ભાવના સમજ્યા પછી એની આવશ્યકતા સ્વીકારી.

ચારે તરફ દશ્યથી ભરપૂર સરોવર હતું. નાનાં નાનાં ગામો આવતાં જાય તેની રચના, તેની શોભા અને તેનાં સુઘડ મકાનોનો દેખાવ આહ્લાદજનક હતો. ઇટાલીઅન લોકો કુદરતના સૌંદર્યના અને કળાના ભોક્તા છે. પર્વત નીચે અને સરોવર ઉપર ગામ બાંધવામાં કળાનો અને કુદરતનો કેવો સુંદર યોગ કર્યો છે તે પ્રત્યક્ષ દેખાયું. દરેક ગામની આગળ વનસ્પતિ નવપલ્લવ ખીલી રહેલી દેખાય અને એની મનને મોહ પમાડનારી રચના સરોવરની શોભામાં વૃદ્ધિ કરે. કેટલાંક મકાનો નવીન ઢબનાં અને કેટલાંક આપણા ગામડાનાં મકાનો જેવાં હોય છે. સરોવરમાંથી એ સર્વેનો દેખાવ ઘણો સારો લાગે છે. સ્ટેશનો એવાં સારાં રાખેલાં

કે જોઇને સંતોષ થાય. વનસ્પતિને કળાથી શણગારે છે. જંગલી ઝાડો કે વેલાઓ ગમે તેમ ઉગી જાય તેમ નહિ પણ તેને સરખાઇથી રાખેલાં, સરખે અંતરે વાવેલાં અને સરખાઇથી કાપેલાં હોય છે; એટલે કુદરત અને કળાનો બરાબર સુયોગ કરેલો દેખાઇ આવે છે.

આ કોમો સરોવર ઇટાલિને તાબે હોવાથી ઇટાલીઅન સરોવર ગણાય છે. એ ઘણું વિશાળ સરોવર છે.

બપોરે ૧૨-૪૫. કોમો શહેરના સ્ટેશને સ્ટીમરમાંથી ઉતર્યા. સામેજ હોટેલ મેટ્રોપોલ એન્ડ સુસી ( Hotel metropole & Suisse ) હતી ત્યાં ઉતર્યા. આ હોટેલ સરોવરના કાંઠા પર જ હતી. જીનેવ, મોંટ્રે, ઈન્ટર લાકન, લ્યુસર્ન અને લ્યુગેનોમાં બધી જગ્યાએ સરોવરને કાંઠે હોટેલમાં ઉતર્યા અને હોટેલમાં બેઠા બેઠા સરોવરો જોયાં.

મુંબઇમાં દરિયાનો ઉપયોગ એવીજ રીતે હોટેલવાળાઓએ કર્યો છે, માત્ર અહીં કેટલીક સુઘડતા વધારે દેખાય છે.

સરોવરને કાંઠે હોટેલ હોય તેની બહાર સાંઝે બેસવાનું હોય છે, બપોરે ત્યાં ચા પીવાય છે. તે હોટેલ બહારની જગ્યા પણ ઘણી સ્વચ્છ અને આકર્ષક રાખે છે. સાંઝે ડીનર પણ જેને એ હોટેલના આંગણાપર લેવું હોય તે ત્યાં લઈ શકે છે અને જેને અંદર હોલમાં ડીનર લેવું હોય તે અંદર લઈ શકે છે. એનાં ટેબલ, ટેબલપરના લેંપ, વિગેરે સર્વ સ્વચ્છ, સુઘડ અને આકર્ષક હોય છે અને એના શેડ પણ એવા સારા કે રસ્તે ચાલનાર પણ ઘડિભર દૂરથી જોઈ રહે. અહીં રસ્તાપર બેસી ખાવામાં કોઇની 'નજર' લાગવાની બીક નથી.

કેમો શહેરની વસ્તી ૧૨ હજારની છે. શહેર ઈટાલિમાં છે અને બંદર પર સ્ટીમરો આખો દિવસ આવજા કર્યા કરે છે. હજારો લોકો સ્ટીમર દ્વારા આવજા કરે છે.

અમે લ્યુગેનોથી રેલવે માર્ગે પણ અહીં આવી શકત. સીધી રેલવે મિલાન જાય છે, પણ સ્ટીમરોની ટ્રીપ કરવા આ પ્રમાણે કુકવાળાએ ગોઠવ્યું હશે એમ અમે ધાર્યું અને અમને તેમાં ઘણી મોજ આવી. વળી લ્યુસર્નની ઠંડીનો કકડાટ હજુ મનમાં હતો એટલે અહીંની સુકી ગરમી બહુ આવકારદાયક લાગી.

બદરનાં સ્ટેશન સામે મોટો ચોક છે. હોટેલમાથી બદર જોયુ હોય તો ચોપાટીનો કિનારો જ લાગે. એના કાંઠાપર દિવાબત્તી પણ મુંબઈની ચોપાટી જેવી જ થાય છે અને બાજુએ હોટેલો તે ચોપાટીથી વાલકેશ્વરના રસ્તા જેવું વલાણ લેતા લાગે. વળી સામે પર્વત પર કેબલ રેલવે ચઢ ઉતર કરે અને રાત્રે તેમાં દિવા થાય ત્યારે આખો પર્વત સીમલાના પર્વત જેવો દેખાવ આપે. દેખાવો તો એટલા જોયા કે એમાંથી જેટલા યાદ રહેશે તેટલાં બીજાનુ સ્મરણ કરાવશે. આનું નામ 'સંસ્મરણો' અને એ યાદ કરાવનાર તરીકેની યોજનાપર પુસ્તકનું નામાભિધાન થયુ છે અને તે દૃષ્ટિએ તે સાર્થક છે.

બપોરે જરા આરામ લઇ એક સ્પેશિયલ મોટર કરી. અહીંથી દૂર **વેરેસી** (Verese) કરીને શહેર છે, મિલાનથી ઉતરી બાજુએ છે, લગભગ ૬૦ માઇલ દૂર હશે–ત્યા ગયા. ત્યાં રસ્તે અનેક દૃશ્યો જોયાં. ખેતરો તો આપણાં ખેતરો જેવાં જ. વેરેસી ગામ મોટું છે. ડુંગર ઉપર એક પાલાસ (Palace) હોટેલ

છે ત્યા જઈને દૂરથી ત્રણ મોટા નાના સરોવરો જોયા, ત્યા પછી અને મોટરમા પાછા કોમો આવ્યા.

લેક (સરોવરો), ડુંગરો, કુદરતી દેખાવો, વનરાજી, સૃષ્ટિ સૌન્દર્ય અને કુદરત તથા કળાના અદ્‌ભૂત મીલનો—આ સર્વ જોવાનો એ છેલ્લો પ્રસગ હતો હવે કાંઇ સરોવરો આવવાના નથી હવે તો ઇટાલીઅન કળા જોવાની છે કુદરતને બદલે હવે મનુષ્યકૃત કળાનો ખ્યાલ કરવાનો છે. તે વિચાર કરતા કુદરતના દેખાવના કેટલાક સારા ફોટો ખરીદ્યા અને હોટેલ મેટ્રોપોલમા પાછા ફર્યા

રાત્રે સરોવર અને ડુગરનો દેખાવ ધારી ધારીને જોયો દિવાઓ અને પ્રકાશ, સ્ટીમર અને મનુષ્યની મેદની, ચોક અને ટ્રામને, સુન્દર બગિચો અને સ્વચ્છ પગથી, ઘણા સુંદર મકાનો અને બજારની હાર જોતા જોતા થોડુ વાચી લખી સુઇ ગયા



આજે ઓગસ્ટ માસનો પ્રથમ દિવસ હતો રવિવાર હતો સવારથી સેંકડો લોકો સ્ટીમરમા જતા હતા રવિવારને અહીં સ્ટીમરની સહેલગાહ કરી ઉજવતા હશે એમ જણાયુ સ્ટીમરમા મઝાના બેન્ડ વાગે તે અમે હોટેલમા બેઠા બેઠા સાંભળીએ ઘણી સ્ટીમરો ગઇ અને દરેક ઉતારૂઓથી ચીકાર હતી અમે પણ એ લોકોના આનદી ચહેરા અને હાથમા ખાવાની ટોપલીઓ લઇ જતા જોતા હોટેલમાથી તેમના આનદમા ભાગ લેવા લાગ્યા આજે પણ તડકો મુબઈ જેવો પડે છે અને ઠંડીનુ સ્મરણ ચાલ્યુ ગયુ છે

કોમો ઇટાલિમા આવેલુ છે, છતા ત્યા સુધી મગજપર અસર સ્વીટ્ઝરલાંડનીજ રહે છે, કારણકે એના સૌન્દર્યનું સ્વીટ્ઝરલાંડના

સૌંદર્ય સાથે સામ્ય છે. સ્વીટઝરલાંડમાં અનેક પર્વતો દેખાવો અને શહેરો જોવા લાયક છે. એની વિગત માટે કોઇ પણ સારી ગાઈડ બુક લેવી અને એક સ્વીટઝરલાંડનો નકશો પણ લેવાની જરૂર રહે છે. ખાસ કરીને આલ્પ્સના ઉંચા શિખરો અને હાઈન નદીના ધોધ (ફોલ્સ) બહુ જોવા લાયક છે. દરેક જગ્યાએ હોટેલની પૂરતી સગવડ છે અને આનંદ કરવા નીકળેલા મુસાફરોને શાંતિ મળે, આરામ મળે અને યાદ તાજી રહે એવા અનેક પ્રસંગો સ્વીસ પ્રજાએ તૈયાર કરેલા છે. એના મોટાં જંગલોનો નાશ કરવામાં આવતો નથી, એના કુદરતી સૌંદર્યને બગાડયા વગર એની શોભામાં મનુષ્યકૃત યોજના દ્વારા વધારો કરવામાં આવે છે. અમને એમ લાગતું હતું કે આ પ્રદેશમાં શિયાળામાં મજા નહિ આવતી હોય, પણ અમને કહેવામાં આવ્યું કે શિયાળામાં પણ અહીં રમત ગમતો ઘણી થાય છે અને તે જોવા અથવા તેમાં ભાગ લેવા દેશપરદેશથી અનેક સહેલાણીઓ આવે છે. સેંટ બરનાર્ડ પાસ ખાસ જોવા લાયક છે. બર્નીઝ ઓબરલેન્ડનું ઇન્ટિર લાકન તો જરૂર મુખ્ય ભાગ ભજવે છે અને ઝુરિચ, બર્ન અને જીનેવ પણ જરૂર જોવા લાયક છે. ત્યાંથી બીગ અને ઝરમાટ પણ જરૂર જવા લાયક છે અને ઝરમાટમાં ગયા પછી ગોરનાર ગ્રાટ જરૂર જવા લાયક છે. એની ઉંચાઈ ૧૦૨૯૦ ફીટ છે અને ત્યાં અસાધારણ દૃશ્ય છે. મારે વખતનો સંકોચ હતો તેથી કેટલીક અગત્યની જગ્યાઓએ હું જઈ શક્યો નહિ. જેટલું જોયું તેટલાનું જ વર્ણન લખ્યું છે. ખરી રીતે હવે ઇટાલિમાં પ્રવેશ કરીએ છીએ.

કોમોના સરોવરને છેલ્લું નીહાળી લીધું. કોમો (como) સરોવર ઇટાલિમાં જ છે પણ અહીં સુધીનું કુલ સૃષ્ટિસૌંદર્ય

સ્વીટ્ઝરલાંડ જેવું હતું તેથી અમારી નજરે સ્વીટ્ઝરલાંડ આજેજ છોડીએ છીએ એમ લાગતું હતું.

સ્વીટ્ઝરલાંડની વસ્તી ૪૦ લાખની ગણાય છે. આ પ્રજા નાની છે પણ ઘણી ઉદ્યમી છે. એની હોટેલો ઘણી સુંદર અને સારી વ્યવસ્થાવાળી હોય છે. હોટેલનાં સ્થાનો પણ બધી જગ્યાએ મોટા સરોવર ઉપર આવેલાં છે અને તેમની સામે ઘણો સારો બગિચો હોય છે એટલે એકંદરે કુદરતનાં સૌંદર્ય સાથે મનુષ્યકૃત ખૂબિઓનું મિલાવટ બહુ સુંદર દેખાય છે. હોટેલના ભાવ આકરા તો ખરા. લડાઇ પહેલાના ભાવો કરતાં લગભગ બેવડા છે પણ સગવડ ઘણી જળવાય છે. હિંદીઓની સગવડ પણ બહુ સારી રીતે જાળવે છે; જરા પણ ભેદભાવનું નામ નહિ અને આપણે વેજીટેરીઅન તરીકે રહેવાનું જણાવીએ એટલે તે પ્રમાણેની બધી સગવડ ખાસ કરી આપે છે. એનો જૂદો વધારે ચાર્જ કાંઈ આપવો પડતો નથી.

આ સૃષ્ટિસૌંદર્યમાંથી નીકળી હવે મનુષ્યકૃત શોભાઓ અને કળાના નમુનાઓ જોવા જવાનું હતુ. જંગલ, પહાડ, નદી, સરોવર, વહેતાં ઝરણા, ઝાડો, વૃક્ષ તથા ઘનઘટાને બદલે મોટાં શહેરોની ધમાલમાં પડવાનું હતું. એક વાત મને ચોક્કસ લાગી કે જો પ્રથમ ઇટાલિ જોઈ, પછી સ્વીટ્ઝરલાંડ ગયો હોત તો વધારે સારૂં હતું. ઇટાલિમા સૃષ્ટિસૌંદર્યને સ્થાને સ્થાપત્ય કળાના અને શિલ્પના ઘણા નમુનાઓ જોવાના હોય છે, તે જોયા પછી જો સૃષ્ટિસૌંદર્ય જોવાનુ થાય તો વધારે રસ આવે. બીજી વાત એ પણ ધ્યાનમાં રાખવાની છે કે સ્વીટ્ઝરલાંડમાં બનતા સુધી અજવાળીઆ પક્ષમાં જવાય તો વધારે સારૂં. તેમાં પણ આડમથી

પુનમ્ સુધી વધારે બહાર આવે છે. જો કે ત્યાં અજવાળિયામાં ચંદ્રની જ્યોત્સ્ના હોયજ એમ ધારવાનું નથી, કારણ કે વાદળાંનો ભય તો જરૂર રહેજ; પણ અજવાળિયામાં ચંદ્રજ્યોત્સ્નાનો પ્રકાશ સરોવરમાં પડતો જોવાની તક (ચાન્સ) રહે છે અને સરોવરમાં રાત્રે આનંદસહેલ (એક્સકર્ઝન) થઈ શકે છે. આ બન્ને સૂચના લક્ષમાં રાખવા જેવી છે. હું તો ત્યાં વદ પક્ષમાં ગયો હતો એટલે આ લાભ મને મળી શક્યો નહિ.

ઓગસ્ટની ૧ લી તારિખે બપોરે ૩ા વાગ્યે કોમોના સ્ટેશનપર આવ્યા.

ત્યાંથી મિલાનનો રસ્તો ૧ા કલાકનો છે. ગાડી જરા મોડી હતી. ઇટાલીઅન રેલવેનાં ઇંજિનો ઘણાં મોટાં અને ગાડીઓ ચીકાર હોય છે.

---

## મિલાન-Milano.

સાંજે પાંચ વાગ્યા પછી મિલાનનાં સેંટ્રલ સ્ટેશને ઉતરી, સ્ટેશનથી પાંચ મીનિટને રસ્તે 'હોટેલ ડુ નોર્ડ' (Hotel du nord)માં ગયા. આજે રવિવાર હતો એટલે બજારો બધાં બંધ હતાં. બાજુમાં એક નાનો સુંદર બગિચો હતો ત્યાં ફર્યા.

મિલાન શહેરની વસ્તી સાતથી આઠ લાખની છે. શહેર ઘણું મોટું અને મુંબઇ જેવું લાગે છે. અહીંનાં ઘરો ઉપર કાળાશ

નજીવી અને મુબાઇ જેવું બધી ઝાકઝમાળ લાગે છે. શહેરના રસ્તાઓ પણ સારા છે. ઘરને ત્રણ અથવા ચાર માળો હોય છે. લોમાર્ડી પરગણાનું ઇટાલિનું આ મુખ્ય શહેર છે. શહેરમાં વેપાર ઘણો સારો છે અને શહેર સુઘડ અને સુંદર દેખાય છે. શહેરમાં ટ્રામ, ટેક્સી તથા ગાડી ઘણી મળે છે અને ભાડાના દર રીત સરના છે. એનું ઇટાલીઅન ભાષામાં નામ Milano મિલાનો છે. એમાં રેશમ વિગેરેનાં ઘણાં કારખાનાં છે અને એમાં ધનવાનો પણ ઘણા વસે છે. ઇટાલિમાં એ કારણે આ શહેરની અગત્ય ઘણી ગણાય છે. એનો ઇતિહાસ પણ ઘણો જૂનો છે.

હોટેલની બહાર મોટા ચોક અને તેની બહાર મોટા દરવાજો છે. આજે સારો-ઉઘાડવાળો દિવસ હોવાથી જમવાનું સાંજે એ ચોગાનમાં હતુ. એમા વીજળી પણ ગોઠવી છે એટલે દરેક ટેબલની નીચેથી પ્લગ દબાવવાથી વીજળી આવે છે અને જમતાં હોઇએ ત્યાં એક સાથે દિવા થઈ જાય છે. ટેબલ લેપ ઉપરના શેડ પણ ઘણા સરસ હોવાથી આખો દેખાવ રમણીય થઈ રહે છે.

બીજે દીવસે સવારે ઉઠી કુકની સવારની સહેલગાહ લીધી. સર્વથી અગત્યનું સ્થળ અહીં ડુમોનું દેવળ છે. Piazza del duomo નામના લતામાં તે આવેલ છે. એ મંદિર-દેવળનું વર્ણન કરવું મુશ્કેલ છે. એનું ચિત્ર જોવાથી પણ એનો ખ્યાલ આવી શકે તેમ નથી. એની બરાબર સામે વીક્ટર ઇમેન્યુઅલનું ઘણું સુંદર પુતળું છે. એના દરવાજા લોઢાના છે. એના ઉપર આખું બાઇબલ લોઢાના ઉતાર કામમાં ઉપાડ્યું છે. એ દરવાજો ઘણી કારિગીરીવાળો છે.

એ કેથીડ્રલની લંબાઈ ૧૬૨ વાર અને પહોળાઈ ૯૬ વાર છે. રસ્તાપરનો મુખભાગ (facade ફેસેડ) ૭૩ વાર છે. એનાથી વધારે મોટાં માત્ર બે દેવળો દુનિયામાં છે એમ ત્યાં કહેવામાં આવ્યું: એક રોમનું સેંટપીટર અને બીજું સ્પેનનું સેવીલ કેથીડ્રલ. એ દેવળની બહારનીજ શોભા એવી સુંદર છે કે દૂરથી જોતાં એ માણસને મોહમુગ્ધ બનાવી દે. જબરા અણીદાર મિનારાઓ (સ્પાયરો) અને સીધા આરકો છે. લંડનનું સેંટપોલનું દેવળ આની પાસે કાંઇ હિસાબમાં નથી. એનાં સ્થાપત્ય અને શિલ્પ અદ્ભુત છે. એમાં વચ્ચે બાવન થાંભલા છે તે પ્રત્યેક એક સળંગ આરસના છે અને ઘણા ઊંચા અને પહોળા છે. દરેકની ઊંચાઇ લગભગ ૮૦ ફીટ જેટલી હશે. રસ્તાપરથી-ઘુમટ (ડોમ)ની ઊંચાઇ ૧૫૫ ફીટ છે. એમાં રસ્તાપરનાં અને અંદરનાં મળીને બે હજાર પુતળાઓ મૂક્યાં છે. અંદર દાખલ થઇ નજર કરે તો માણસ મુગ્ધ થઇ જાય એવી એની સ્વચ્છતા અને એવું શિલ્પકામ છે. હજારો માણસો એક સાથે બેસી શકે એવો એનો અંદરનો રંગમંડપ છે. એ મંદિરને ઈ. સ. ૧૩૮૬ માં બાંધવા માંડેલું. એ આખું આરસનું છે, ઘણું ભવ્ય છે અને અતિ આકર્ષક છે. એની પાસે જઇએ ત્યારે શિલ્પનો નમુનો કેવો હોય તેનો ખ્યાલ આવે છે. કદાચ રાણકપુરનું જૈન મંદિર આથી પણ મોટું હશે પણ આપણી પાસે કાંઇ ફોટા નહિ કે માપ નહિ એટલે કલ્પના ઉપર નિભાવવું પડે. આપણી ખરી કિંમતી ચીજોની આપણે પૂરી જાહેરાત પણ કરી શકતા નથી એ ખરા ખેદનો વિષય છે. આપણાં ભવ્ય મંદિરોનાં વર્ણનનાં પુસ્તકો અને ચિત્ર-સંગ્રહ (આલ્બમો) હોય તો આપણા પૂર્વજો આપણને કેવો વારસો આપી ગયા છે તે જરા બતાવી શકાય, દુનિયાને એનો ખ્યાલ પણ

આપી શકાય. આ જમાનામાં એ પ્રકારે જાહેરાત કરવાની જરૂર છે. હજારો મુસાફરો આવે તે દેશને સમૃદ્ધ કરી જાય છે અને આખી દુનીઆમાં પ્રશંસા થતાં ઉત્તેજન મળે છે.

ડુમોનું દેવળ ૧૩૮૬ માં બાંધવા માંડેલું તે કારીગર અને માલીકો વચ્ચેના મતભેદ વિગેરે કારણે વચ્ચે કામ બંધ થયું. આખરે સને ૧૫૦૦ માં પૂરૂં થયું. એમાં જે પુતળાંઓ છે તે અદ્ભુત છે. એનું શિલ્પકામ ગોથીક (Gothic) છે. આખું મંદિર આરસનું છે, જોયા વગર એનો ખ્યાલ આવવો મુશ્કેલ છે. આવું સુંદર મંદિર યુરોપમાં અત્યાર સુધી એક પણ જોયેલું નહિ એથી એને બહુ બારીકાઈથી જોયું. એના દરવાજાથી માંડીને આખો અંદરનો ભાગ પ્રભાવ પાડે એવો સુંદર છે. Lofty! Majestic! એવા શબ્દો મુખમાંથી નીકળી ગયા વગર રહે નહિ.

એની બહુ નજીકમાં Della Scalla ડેલા સ્કાલા નામનું મોટું ઓપેરા નાટયગૃહ છે. એ આખી દુનિયામાં મોટામાં મોટું નાટયગૃહ છે અને અત્રેની સરકારને તાબે છે. પણ એ મે માસની આખરે બંધ થાય છે. એમાં નાટક થાય ત્યારે બહુજ સુંદર થાય છે એમ કહેવાય છે. અમને તે જોવાનો લાભ મળ્યો નહિ.

**લિઓનાર્ડો ડીવીન્ચી** (Leonardo de Vinchi)નું **સ્મારક (મોન્યુમેન્ટ)** ત્યાર પછી જોયું. ડોમો અને આ મોન્યુમેન્ટના દરવાજા પર જે કોતર કામ લોઢામાં ઉપસાવ્યું છે તે અજબ છે. આખું બાઈબલ ચીતર્યું છે. દરવાજા જાણે આજેજ બનાવ્યા હોય તેવા ચોકખા લાગે છે.

એની બાજુમાં **સાંટા મારીઆ** (Sta Maria-dello

Grazic ) આવે છે. એમાં લાસ્ટ સપર ( Last supper ) છેલ્લાં ભોજનનું ચિત્ર ડી'વીન્ચીનું ચીતરેલું જોવાલાયક ગણાય છે. એ ચિત્ર બીસ્માર હાલતમાં છે. એ જગ્યાએ વચ્ચે નેપોલીઅનના સમયમાં ઘોડા બાંધવામાં આવતા હતા. કેટલીકવાર, મોટી જગ્યાઓના શા હવાલ થાય છે તે જાણવા જેવું છે. એક માણસને એ જગ્યાએ નીચેથી બારણું કરવાનો વિચાર થયો એટલે આવા અનુપમ ગણાતા ચિત્રનો નીચેનો ભાગ કાપી નાખી બારણુ મૂક્યું. પુરાણી ચીજોનો આવી રીતે અજ્ઞાનથી નાશ થાય છે. એ લાસ્ટ સપરનું ચિત્ર એટલે જીસસ ક્રાઈસ્ટને ક્રોસપર ચઢાવ્યા તે પહેલાં તેમણે પોતાના શિષ્યો સાથે જે છેલ્લું સપર-જમણ લીધું તેનું એ ચિત્ર છે. એમાં ખૂબિ એ છે કે એ વખતે એના બધા શિષ્યો હાજર છે. જેનાં મનમાં કપટ હતું તે જુડાસને તેવો ચીતર્યો છે. દૂરથી ભાવ એવો બતાવ્યો છે કે જાણે ભાણ પર પીરસેલી વસ્તુઓ આબેહુબ પડેલી લાગે. ચિત્રકામ સુંદર છે. એ ચિત્રની હજારો નકલ થઇ છે. દરેક ચિત્રશાળા જોવા જઇએ ત્યાં લાસ્ટ સપરનું ચિત્ર નો જરૂર હોયજ.

એની પાસે **બ્રેરા પેલેસ** (Brera palace) છે. એ Piazza de Breraના નામથી ઓળખાય છે. એ મિલાનની સારામાં સારી ચિત્રશાળા (પીકચર ગેલેરી) છે. એમાં બહુ સારાં ચિત્રો છે. લિઓનાર્ડો ડી'વીંચીના શિષ્યોનાં ઘણાં સુંદર ચિત્રો એમાં છે. ખાસ જોવા લાયક ચિત્રો 'સેંટ જોસફ અને વરજીન મેરીનાં લગ્ન'નું છે. એ રાફેલ (Raphael)નુ અતિ સુદર ચિત્રકામ ગણાય છે. ગીડોરિનિ (Guidorini)નું 'સેંટપીટર અને સેંટપોલ'નું ચિત્ર પણ સુંદર છે. આલબાનિનું 'ડાન્સીંગ કયુપીડ્સ'નુ ચિત્ર પણ એટલું

જ વખણાય છે. આમાં એક બોસી નામના ચિતારાએ વીંચીના લાસ્ટ સપરનાં ચિત્રની નકલ મૂકી છે પણ અસલ પાસે એની કાંઇ કિંમત નથી. આ પીક્ચર ગેલેરીમાં પાર વગરના ખરડા છે. સાત ઓરડા તો એકલા લેમ્બાર્ડ અથવા મિલાન સ્કૂલનાં ચિત્રોનાં છે અને ઘણાં ચિત્રો ખાસ જોવા લાયક છે. દીવસોની ફુરસદ હોય તોજ આ ગેલેરી ધારી ધારીને જોઇ શકાય. **ટીશીયન** (Titian) નામનો ચિત્રકાર તથા બીજા ઘણા ચિત્રકારો આ લોમાર્ડી સ્કૂલના થઇ ગયા, તેના જોવા લાયક ચિત્રના નમુના આ ચિત્રશાળામા છે. અહીં બીજી ઇટાલિયન સ્કૂલોના ચિત્રોના પણ ત્રણ ઓરડા છે. કેટલાક ભીંત ઉપરનાં ચિત્રકામ ફ્રેસ્કો–પણ મજાનાં છે.

અહીં **સુલેહની** કમાન arch of peace (Sampione) બહુ સુદર છે. એની નીચે થઇને પસાર થઇએ ત્યારે પેરિસની આર્ચ–કમાન–યાદ આવ્યા વગર રહે નહિ. અરિના (arena) આંગણુ–સામેથી દેખાય છે. સેંટ એસ્ટોરજીઓ (St. Eustorgeo)નું દેવળ અને સેંટ એમ્બ્રોજીઓનું દેવળ ઉપર ટપકે જોઇ નાખવા જેવાં છે.

મિલાનમાં મને સૌથી વધારે આકર્ષક સ્થળ એનું કબ્રસ્તાન–સીમેટરી (Cemetery) લાગ્યું. એનું નામ Cimetero Monumentale છે. એ શહેરથી દોઢ માઇલ દૂર છે. જરૂર જોવા જેવું છે. એ કુમોથી ચઢતું ન હોય તો પણ એની અગત્ય જરા પણ ઓછી નથી. એણે પચાસ એકર જમીન રોકી છે. એનો દાખલ થવાનો દરવાજો ઘણો સુંદર છે. અંદર એકએકથી ચઢીઆતી લગભગ આઠસે કબરો છે. એ નાની મોટી દેરીઓ જેવી હોય છે, દરેકના આકાર જુદા હોય છે, દરેક કળાથી

ભરપૂર અને શિલ્પના નમુના રૂપ છે. કેટલાક પર પૂતળાં મૂક્યા છે કોઇ દીકરી માતાને યાદ કરે છે, કોઇ પત્ની પતિને રડે છે, દરેક ભાવ અજાયબીમાં ગરકાવ કરે તેવા છે. કેટલીક દેરીઓ નાની છે. કેટલીક ઘણી મોટી છે. કરોડો રૂપિયા ખરચીને સ્મરણસ્તંભો ઊભા કર્યાં છે. કુટુબવાર કેટલીક સ્તુપો છે જેની અંદર દાટવાની જગ્યા હોય છે. પત્નીને દાટી હોય તો પડખે પતિની જગ્યા ખાલી રાખી હોય. ઘણીખરી દેરીઓ કરારા આરસની અને કોઇ કોઇ ગ્રેનાઇટ, બારે રંગબેરંગી રશીઅન આરસની છે અને દરેક જોવા લાયક છે.

અખંડ શાંતિને શોભે અને વધારે તેવા ઝાડો, વચ્ચે સુંદર રસ્તા અને આખો દેખાવ ન ભૂલી શકાય તેવો. બહુજ શાંત, ગંભીર, કરુણા ઉત્પન્ન કરે તેવો અને અખંડ શાંતિનુ ભાન કરાવે તેવો છે. એમાં ઝાડો પણ કબ્રસ્તાનને યોગ્ય નાખ્યાં છે. કેટલીક જગ્યાએ ચેરીટિને ચીતરી છે, કોઇ દીકરી આસુ પડે છે, એક જગ્યાએ હળ લઇને એક માણસ હાંકે છે, કાઇ દેખાવોનો તો પાર નથી. એક ગુજરાતની લેખિકાએ એ જગ્યાએ મરવું પસંદ કરેલુ તેમા તેણે કાઇ વધારે પડતું લખ્યુ હોય તેમ લાગ્યુ નહિ. અખંડ ગંભીરતા ઉત્પન્ન કરે, મરણની શાંતિનો ભાસ આપે એવો એનો આખો આકાર છે. એના કેટલાક ચિત્રો લીધા છે તે જરૂર જોવા લાયક છે. વર્તમાન મિલાની શિલ્પના નમુના તરીકે આ સર્વ સ્તુપોના ફોટા સગ્રહી રાખવા લાયક છે.

બપોરે મારા મિત્રના આડતીઆને મળવા બજારમા ગયા. ત્યા બજાર વચ્ચે આરકેટ જોઇ. એની ફરસબંદી પથ્થરની પણ રંગીત છે. એની ઉપર ચાર માળ ઉપર કાચનો કમાનદાર મકાન

વાળો રસ્તો (આરકેડ) બનાવ્યો છે. અમે ઉપર ઊભા ઊભા માણસોને આવતા જતા જોયા તો અજબ દેખાવ લાગ્યો. આવો ભવ્ય આરકેડ કોઈ જગ્યાએ જોવામા આવ્યો નથી. ત્યાં ગાડી ઘોડા મોટર આવી શકતા નથી પણ હજારો માણસો આવજા કરે છે અને બાજુમાં કાફે હાઉસો વિગેરે છે. એની બાંધણી કેવી રીતે કરી હશે તે સમજવું મુશ્કેલ પડે તેવું છે. એમા વળી અનેકભાવવાહી ચિત્રકામ કરેલ છે. એ આરકેડ નીચે કલાકો બેસી રહીએ તો પણ કંટાળો આવે તેવુ નથી. એક તો મિલાન મોટુ શહેર એટલે હજારો લોકોની અવર જવર રહી અને તેમા ઘાટસર દીપે તેવો આરકેડ એટલે બહુ શોભા જામે છે. મિલાન જનારે આ બજારનો આરકેડ જરૂર જોવા જેવો છે.

**પેવીઆ.** પછી અમે ખાસ મોટર કરી પેવીઆ (Pavia) ગયા. પેવીઆના રસ્તાનું સમારકામ ચાલતું હતું તેથી રસ્તો ઘણો ખરાબ હતો એટલે અમને જરા અગવડ પડી. રસ્તો એક મોટી કેનાલ-નહેરની બાજુમાં છે. નહેર ઠેઠ મિલાન સુધી જાય છે અને તેમા નાના વહાણો અને મછવા ચાલે છે. ચલાવવાની સગવડ એટલી કે રસ્તાપર માણસ એક દોરડું હાથમાં રાખી આખા મછવાને પાણીમા ખેંચી જાય એઉએ ગાડા ખરચનો ઘણો બચાવ થાય છે.

પેવીઆમાં સરટોસા ડ' પેવીઆ Certosa di Pavia નું દેવળ અદ્‌ભુત છે. એમા લગભગ વીશ ગોખેોમાં જે ચિત્રકામ કર્યું છે તે અનુપમ છે. ઘણા ચિત્રો તો જડાવ-Mosaic-કામના છે એટલે આપણને દૂરથી ચિતરેલ લાગે પણ મોઝેઇકના પંચરંગી નાના ટુકડાના-એ ચિત્રો બનાવેલાં છે, અજબ કારી-



મિલાનની સિમેટરીમાંનું એક સ્તૂપ (ઈટાલિ). [પૃ ૨૬૪

રાત્રે ૧૦-૪૫ નીકળવાનું હતું. વેગોલી (Wagonslit) કારમાં બેઠા. એ ગાડીમાં દરેક કંમ્પાર્ટમેન્ટમાં બે ઉતારૂને બેસવાની સગવડ હોય છે. અંદરની સગવડો ઘણી અને કાર સલૂન જેવીજ લાગે. એને International Car પણ કહે છે. એમાં રાત્રે સુવાની ઘણી સરસ સગવડ હોય છે. યુરોપમાં બિસ્તરો લઇને મુસાફરી કરવાની હોતીજ નથી. સુવું હોય તો પૈસા આપવા પડે અને પૈસા આપે તો ઓઢવાનાં તથા ઓશીકાં વિગેરે સર્વ મળે અને નહિ તો બેસી રહેવાનું. મતલબ બિસ્તરાનો તો કશો ઉપયોગ ત્યાં છેજ નહિ.

વાગોલી કારનું વર્ણન આગળ કર્યું છે. એમાં બધી જાતની સગવડ હોય છે અને ટુવાલ કે પીવાના પાણીની કે વાંચવાની નાની લાઇટની સગવડ પણ ભૂલ્યા નથી.



## ફ્લોરેન્સ (Florence)

Italian Name 'Firenze.' ફીરેંઝ.

Roman Name 'Florentia' ફ્લોરેન્શીઆ.

મંગળવારે સવારે ૭–૩૫ ફ્લોરેન્સને સ્ટેશને ઉતર્યા. ઉંઘવામાં રાત્રે જરા પણ અડચણ હતીજ નહિ, કારણકે સ્લીપીંગ કારમાં પૂરતી સગવડ હોય છે. ટ્રેનમાંથી ઉતરી 'હોટેલ બાલીઓની' (Hotel Baglioni) માં સવારે આઠ વાગ્યે પહોંચ્યા. જરૂરી નિત્યકર્મથી પરવારી તુરત કુકની ઓફીસમાં જઈ સવારની તથા બપોરની સહેલગાહની ટીકિટો બદલી લીધી. કુકની ટુર સવારે ૯–૩૦ દરેક જગ્યાએ શરૂ થાય છે અને ૧૨॥ કે ૦॥। વાગ્યે બંધ થાય, પાછી ૨ થી ૨॥ વાગ્યે શરૂ થઈ ૬ વાગ્યે પૂરી થાય; એની બુકો, ગાઇડ અને ગાડી બધુ તૈયાર હોય. અમારે તો એની ઓફીસે જઈ વાઉચર બતાવી ટીકિટ લઇ ગાડીમાં જ બેસવાનું હતુ.

ફ્લોરેન્સ મોટુ શહેર છે. એની વસ્તી ૧૫૨૦૦૦ ની કહેવાય છે. એને La Bella–'સુંદર શહેર' વાજબી રીતે કહે છે. અગાઉ ટસ્કનીની ઠાકડચીની એ રાજધાની હતુ. અત્યારે એ પરગણાનું મુખ્ય શહેર છે. એના ઘરોની બાંધણી સુંદર છે અને કેટલીક જગ્યા ખાસ જોવા લાયક છે. ફ્લોરેન્સની કળા વખણાય છે અને ચિત્રકામમાં એની સ્કૂલ–શાખા–જૂદી છે. જો કે ઈટા-

ગિરીવાળા કળાકાર હોય તેજ એ ચિત્રો કરી શકે. ઘણાખરાં બાઈબલનાં ચિત્રો હતાં અને દરેક ગોખ-રૂમમાં એક આરસનો ઘણી સારી નકશીવાળો (ઓલ્ટર) ભોગ ધરાવવાની જગ્યા હતી. એ નકશી બહુ જોવા લાયક હતી. આ દેવળ ખાસ જોવા લાયક છે અને મિલાન આવનારે અરધો દિવસ એ જોવા પાછળ પણ ગાળવા જેવો છે. ટ્રેનમાં જવું ઘણું સસતું પડે છે. એ મંદિર ૧૩૯૬ માં ગીયેવાની વીરકોન્ટી નામના ડયુકે બંધાવેલું કહેવાય છે. એનું ઘણું સુંદર ચિત્ર પણ ત્યાં છે. એના વચ્ચેના ભાગમાં એક સુંદર ચિત્ર છે તેનું કામ અજબ છે. એના ( facade ) મુખભાગમાં ગોથીક અને રોમન સ્ટાઇલ છે. સેંટ સેબાસ્ચીઅન અને સેંટ ક્રીસ્ટોફરનાં ચિત્રો અંદર દાખલ થતાંજ આવે છે તે પણ બહુ ભાવવાહી છે.

પેવીઆ જંગલમાં આવેલું છે. જ્યાં આ દેવળ છે ત્યાં તો સો દોઢસો ઘરજ છે. નહેરની ઉપર આવેલું છે. એને Wilderness of beautiful workmanship કહેવામાં આવે છે. અતિ સુંદર કારીગિરી જંગલમાં પડી છે.

ત્યાંથી પેવીઆ શહેર પાંચ માઇલ દૂર છે. એમાં ૧૩૦૦ ની સાલથી સ્થપાયલી ઇટાલિની જૂનામાં જૂની યુનિવર્સિટિ છે. અમે એ યુનિવર્સિટિ પણ જોઈ. અમે ખાસ એક પ્રોફેસરને મળવા ગયા હતા. એ ન મળ્યા પણ એમને ઘેર જઇ આવ્યા. આજના આખા દિવસમાં ઘણી મહત્વની જગ્યાઓ જોઈઃ ડુમો, સીમેટરી અને પેવીઆનું દેવળ એ ત્રણે ખરેખર જોવા લાયક હતા.

સાંજે પાછા હોટેલ ડુ નોર્ડમાં આવી હોટેલની બહાર પણ કંપાઉન્ડની અંદર ટેબલ બીછાવેલાં હતાં તે પર જમ્યા.

લીઅન કળામાં તેનો સમાવેશ થાય છે છતાં એની શાખા જૂદી હોવાનું કારણુ એ છે કે એના ચિતારા મુખનો વિભાગ સારો ચીતરવામા બહુ કુશળતા બતાવતા હતા. ઇટાલિની કળા આ શહેરમાં ભર યુવાવસ્થામાં આવી એમ કહેવાય છે. જેટલું એ કળાની બાબતમાં અગ્રગણ્ય શહેર છે તેટલુંજ ભાષાસાહિત્યમા પણ એવું સ્થાન સુદર છે. ફ્લોરેન્સ આરનો (Arno) નદિને કાંઠે આવેલું છે.

ફ્લોરેન્સમાં મેડિચિ (medici) નામના કુટુંબનું ઘણા વર્ષ રાજ્ય રહ્યું. મેડિચિ કુટુબે પોપ પણ આપ્યા છે એટલે કે બે પોપ મેડિચિ કુટુબના થયા છે ફ્લોરેન્સ ખરેખર એના પંદરમી સદીના ત્રણ મહાન કળાકારો માટે વખણાય છે માઇકલ એન્જેલો (Michael Angelo) લીઓનાર્ડો ડા વીંચી Leonardo da Vinci અને રફેલ Raphael એ ત્રણે ફ્લોરેન્સના ખરા જીવન હતા. બીજા ટાડીઓ અને બોકાશીઓ વિગેરે પણ ઘણા જાણીતા ચિત્રકારો અને શીલ્પીઓ ત્યાં થયા છે; પણ પંદરમી સદીનું નુર તો ઉપરના ત્રણ ગણાય છે. વળી ઇટાલિમા ઇ. સ. ૧૪૦૨ મા Renaissance 'નવજીવન' આવ્યુ તે વખતે કળાવિભાગમા જે મોટો ફેરફાર થયો, કળાની નવીન દિશાઓ ખાલી અને જૂના ઢબાઓ ઉતારી નાખ્યા તેને માટે પણ ફ્લો રેન્સને ઘણું માન ઘટે છે. એના ખરા ઉદ્ધારક મેડિચિ અને તેનું કુટુબ હતું ફ્લોરેન્સ ઉપર તેમનો દોર ઘણી પેઢી સુધી રહ્યો. શીલ્પકામ અને પુતળ ની કારીગિરીમા પણ ફ્લોરેન્સે પંદરમી સદીમા સારો ભાગ ભજવ્યો, પણ અંતે માઇકલ એન્જેલો રોમ ગયો અને ત્યાર પછી ફ્લોરેન્સની સ્કૂલમા ખાસ જીવ જેવુ રહ્યુ

નહિ. પુતળાંના શિલ્પી તરીકે ડોનાટેલ્લો (Donatallo)નું નામ પણ ઘણું મશહુર છે અને એ માઇકલ એન્જેલોની પહેલા થયો હતો. વીરોશીઓ Verrocchio પણ ચિત્રકાર તરીકે મારૂ નામ મૂકી ગયો છે.

આજે સવારે ગાડી કે મોટર નહોતી. ચાલીને જોવાનુ હતુ. નજ઼રૂમાજ બધે ફરવાનું હતુ. સાથે રસાલો ઘણો મોટો હતો. જોનારા લગભગ ૮૦ હશે અને ગાઇડ એકજ એટલે જેટલુ સભળાય તેટલુ સાંભળવાનું રહ્યું. અને જોવા આવનારામાં અમેરિકન ડોસીઓ વધારે, એટલે મર્યાદા બરાબર જાળવવી પડે. બપોરે ગાડી મળવાની હતી. સવારે તો લગભગ ચાર કલાક ફરવાનુ અને ઊભા રહેવાનુંજ હતું.

ફ્લોરેન્સના પ્લાન–નકશા–અમને હોટેલવાળાએ આપ્યા હતા, તેને અનુસારે ચાલી અમે તદ્દન અજાણ્યા હતા છતા કુકની ઓફિસ શોધી કાઢી.

કવિ, ચિત્રકાર, શિલ્પી અને સ્થાપત્યકારના આ City of Flowers ફૂલના શહેરને માટે એક કવિએ લખ્યુ છે કે:—

Where'er our charm'd and wondering gaze we turn,
Art History & Tradition wait to claim
Our deepest thought statues and marble groups
Adorn the streets, the very stones have tongues-
The holy fanes, the towers, are eloquent.

આ કવિતાનો ભાવ ફ્લોરેન્સમાં ફરતી વખતે બરાબર દેખાઇ આવે છે. ડાન્ટેએ અહીં Divina Comedia લખ્યુ, બોકેશીઓએ અહીં Decamerone લખ્યુ, મેરો રાજનીતિજ્ઞ

મેકીઆવેલી Mechhiavelli અહીં થઇ ગયો અને મોટો ખગોળવેત્તા ગેલીલીએ Galileo આ ભૂમિને પુત્ર હતો.

અમે શહેર જોવા ચાલ્યા. સર્વેથી પ્રથમ ડુમો (Duomo or Meria dal fiore) નામનું કેથીડ્રલ જોયું. એનું કામ સને ૧૨૯૮ માં શરૂ થયું હતું. એનો ઉપરનો ઘુમટ (ડોમ) ઘણો જબરો ગણાય છે અને પરદેશથી અનેક શિલ્પીએ એને જોવા માટે ફ્લોરેન્સ ખાસ આવે છે. ઉપર સુધીની નીચેથી ઉંચાઈ ૩૫૬ ફીટ છે. એ દેવળ જોવા લાયક છે. થાંભલા ઘણા જબરા અને ખાસ કરીને એનાં બ્રોંઝનાં બારણાં બહુ જોવા લાયક છે. એની બાજુમાં બેપ્ટીસ્ટ્રી Baptistery અને કેમ્પેનાઇલ Campanile બન્ને શિલ્પની નજરે જોવા લાયક છે.

રસ્તાના ચોકમાં કેટલાંક ઘણાં સુંદર પુતળાં છે. એ દરેક ધારી ધારીને જોવા લાયક છે. એમાં લડતો લડાયક યોદ્ધો (gladiator) વિગેરે કેટલાંક પુતળાં બહુ સુંદર છે. ફ્લોરેન્સમાં માઇકલ એંજેલોએ ઘણાં કામો આરંભેલાં પણ એને પોપે રોમમાં બોલાવી લીધો તેથી તે કામો અધુરાં રહી ગયાં છે. આવાં અધુરાં કામો પણ જોવામાં આવે છે. એંજેલો પૂતળાં બનાવતો હતો અને ચિત્રકાર તરીકે પણ જબરો હતો. એ ચોકમાં નેપ્ચ્યુનનો ફુવારો બહુ સુંદર છે.

ફ્લોરેન્સમાં ડાન્ટે (Dante)નું ઘર બતાવવામાં આવે છે. એ જૂના જમાનાનું ઘર બહારથી જરા જોઇ જવા જેવું છે.

ફ્લોરેન્સનું ઘણુ જોવા યોગ્ય સ્થળ તે તેની યુફિઝિ ગેલેરી છે. એનું નામ Galleria degli Uffizi છે. આખી દુનિ-

ગામાં તે મશહુર છે. એનો, ચિત્ર અને પુતળાંનો સંગ્રહ ઘણો મોટો છે અને આખી દુનિયામાં વખણાય છે. એની ઉપર ચઢવાના ૧૨૬ પગથિયા છે પણ લીફ્ટથી ચઢાય છે. લીફ્ટમાં એક સાથે દશ માણસ બેસે છે પણ આવતાં જતાં એને વખત ઘણો લાગે છે. ફ્લોરેન્સની સ્કૂલનો બરાબર અભ્યાસ કરવો હોય તેને માટે આ લાઇબ્રેરી-ગેલેરી બહુ સુંદર સ્થાન છે. એમાં બધી સ્કૂલોનાં ચિત્રો છે. એમાં પુતળાં પણ બહુ જોવા લાયક છે. ખાસ કરીને રાફેલનાં ચિત્રો, રોમાનોનાં ચિત્રો અને રેનોલ્ડનાં ચિત્રો જોવા લાયક છે. આખી લાઇબ્રેરીનું પ્રત્યેક ચિત્ર નીહાળીને જોતાં તો દિવસો લાગે.

વેનીસની સ્કૂલનાં પેઇન્ટીંગો પણ અહીં ઘણાં છે અને બહુ સુંદર છે. બેલીનીનું મેડોનાનું ચિત્ર બહુ સારૂં છે. બોટીસેલીના પાર વગરનાં ચિત્રો બહુ જોવા લાયક છે. લીઓનાર્ડો વીન્ચીનાં પણ સુંદર છે.

એક રૂમમાં માઇકલ એન્જેલોનાં ચિત્રો છે તે પણ બહુ સુદર છે. એનું મેડોનાનું ચિત્ર બહુ વખણાય છે.

Tribuna નામનો આઠ ખુણાવાળો રૂમ છે. એમાં બહુ સુંદર શિલ્પકામનાં પુતળાં છે. મેડિચિનું વિનસનું પુતળુ અદ્દભુત છે. કુસ્તીબાજોનું પુતળું પણ એટલુંજ વખણાય છે.

છેવટે એક રૂમમાંથી આખા શહેરનો દેખાવ જોઇ શકાય છે તે જરા વખત રોકાઇને જોઈ લેવા લાયક છે.

આ ગેલેરીમાં એટલો મોટો સંગ્રહ છે કે બધી સ્કૂલોનો બરાબર ખ્યાલ આવી જાય. વિવેચક દૃષ્ટિથી જોનાર અને બતા-

વનાર ગાઈડ હુશિયાર હોય તો થોડા વખતમા ઘણુ જોઈ શકાય છે સગ્રહને બહુ સુદર રીતે જાળવ્યો છે

એની અદરથી Pitti gallery મા જઇ શકાય છે તે ઘણી દૂર છે પણ અદરથીજ રસ્તો કાઢેલો છે રસ્તાના કોરીડરમા સેકડો ચિત્રો આવે છે તેના ઉપર આછા નજર નાખતા જવી એમા રોમના રાજાના અને પોપોના ચિત્રો ઘણાખરા આવે છે. Franciscan church of santa crose અને Loggia dei Lanzi પણ જોવા લાયક છે

ફ્લોરેન્સ જોતા એક વાત મગજ પર બરાબર ઠસે છે આર્ટ–કળા શી ચીજ છે તેનો યુરોપીઅનોને સુદર ખ્યાલ આવેલો અને તેને જાળવી રાખવા તેમણે ઘણો સારો પ્રયત્ન કરેલો એમા જરા પણ શક નથી જે પ્રજા એક પેઇન્ટીંગના ત્રીશ ચાળીશ હજાર પાઉન્ડ આપી શકે તેને કળાની કેવી કદર હશે તે વિચારવા જેવુ છે એ પ્રજાનું ખરૂ ધન કળાવિભાગના પોષણમા બરાબર વપરાય છે અને ચિત્ર કે શિલ્પ કેવુ હોય તે તે સમજે છે એક માણસ ઉભો હોય તો તેના અગ પ્રત્યગ કેવા હોય તેનો અભ્યાસ કરે છે અને anatomy શારીર શસ્ત્ર તો એટલુ સારૂ જાણે કે માપ વગરનું એક અગ ન હોય એ ઇચના શરીર પર ચાર ઇંચની પાઘડી યુરોપમા છેજ નહિ પ્રત્યેક શિલ્પ મનુષ્યને માપીને બાદસરનું કર્યું છે રગ પૂરવામા ભાવ એવો લાવે કે દરિયો બતાવવો હોય તો બરાબર બતાવે, જગલ હોય તો જગલ. એ જોનારની કલ્પના ઉપર છોડવામા આવતુ નથી પણ ચિત્રમા બરાબર બતાવવામાં-ઉતારવામા આવે છે ચિત્રને દૂરથી જોવામા આવે છે જ્યા ખાવાના વાધા હોય તે પ્રજાને કળાની કિમત

ક્યાંથી આવી શકે ? બાકી ધરાયલી પ્રજા એની ખરી કિમત કરે છે અને એણે કેવી કિમત કરી છે તે અહીં નજરે જોવાય છે. એ પ્રજા સુંદર ચિત્રકાર કે શિલ્પીને રાજાની પડખે સ્થાન આપે છે, એના મરણ પછી એનાં જીવનચરિતો લખાય છે અને સેંકડો વર્ષો સુધી એને યાદ કરવામાં આવે છે. ચિત્રમાં રંગ કેટલો જોયો તેના આંકડા અહીં મૂકાતા નથી; ભાવવાહી વસ્તુની કિમત થાય છે. માઇકલ એન્જેલોના એક એક ચિત્રના લાખો રૂપિયાની કિમત થાય છે, તે જોવાની એકવાર આવડત થઇ જાય તો કિમત કરતાં આવડે.

બપોરે બે ઘોડાની ગાડીઓમાં જવાનું હતું. ઠડે કોઠે ઘોડા ચાલતા હતા. ત્રણ માઇલનો એક બુલવાર્ડ જેવો રસ્તો આવે છે. તેની પહેલાં મેદિચિ કુટુંબની દાટવાની જગ્યા આવી. એનું પણ અજબ કામ છે. દશ લાખ પાઉન્ડ ખરચ્યા છતાં અધુરૂં રહ્યું છે.

એમાં રાત અને દિવસ (Night & Day)નુ સજીવારોપણ (personification) બહુ મજાનું છે, એમાં ખરો ભાવ આણ્યો છે. તેની સામે ઉષા અને સંધ્યા (Dawn & Twilight) પણ ખરેખર જોવા લાયક છે. આ બધાં આરસનાં પુતળાં છે. એ પુતળાં માઇકલ એન્જેલોનાં બનાવેલાં છે.

વીલા ડી કોલીને રસ્તે ત્રણ માઇલ ચાલ્યા ત્યા માઇકલ એન્જેલોનો સ્કવેર (ચોગાન) આવ્યો. તેમાં વચ્ચે એન્જેલોનુ મોટું બાવલું મૂકયું છે. ત્યાંથી નદી, શહેરોના દેખાવ જોવા લાયક છે. એને promanade પ્રોમાનાડ કહે છે. આ જગ્યાએથી આખા ફ્લોરેન્સનું દશ્ય ઘણુ રમણીય દેખાય છે. એ દેખાવને ' પેનોરામા ' કહે છે.

ચર્ચ ઓફ્ સાંટા ક્રોસ (Santa Croze) મજાનું છે. એમાં માઇકલ એન્જેલો, ગેલીલીઓ, મેકીઆવેલીને દાટવામાં આવ્યા છે. એ દરેકનાં પુતળાં પણ છે. ડાન્ટેની જગ્યા છે પણ તેને અહીં દાટેલ નથી. એને રેવેના (Revana)માં દાટવામાં આવેલ છે.

શહેરની વચ્ચે ચોક છે તેની પાસે Piazza della Signoria છે. એમાં ઘણી ઐતિહાસિક બાબતો છે. એમાં Hercules and Bacchus નું પુતળું ખાસ વખણાય છે.

ફ્લોરેન્સનું વર્ણન લખવા બેસીએ તો પાર આવે તેમ નથી. એમાં એટલી કારીગિરીની ચીજો છે કે પ્રત્યેક માટે લખવું મુશ્કેલ પડે. ઇટાલિ આવનારે આ શહેર જોવા જેવું છે અને ખાસ કરીને જેટલો વખત મળે તેટલો તેની ગેલેરી જોવામાં ગાળવા જેવો છે. એ જોવાથી જૂદી જૂદી ચિત્રકળાનો ખરો ખ્યાલ આવશે અને ખ્યાલ નહિ આવે તો અપૂર્વ ચીજો જોવાની તક અને સંતોષ તો જરૂર મળશે.

ફ્લોરેન્સની બાંધણી જૂની પદ્ધતિની પણ સારી છે. અમે જે હોટેલ બેલીઓનીમાં ઉતર્યા હતા તે પણ મજાની છે. ખબર ન હોય, તપાસ ન કરીએ તો કેટલા છેતરાઇએ તેનો અહીં ખ્યાલ આવ્યો. સાંજે આવી હોટેલવાળાને પૂછ્યું તો લીરાના ભાવ પાઉન્ડના ૧૩૮ કહ્યા. અમે છાપામાં ઘણા વધારે વાંચેલા એટલે તુરંત કુકની ઓફીસમાં જઇ ૧૪૬ ના ભાવે પાઉન્ડ વટાવ્યા. અસલ લીરાના ભાવ ઘણા હશે પણ અત્યારે તે પડી ગયા છે, લીરા એટલે અત્યારને ભાવે આપણો દોઢ આનો થાય. લીરાની નોટો આવે છે. સેંટીમના નાના મોટા સીક્કા આવે છે. એક સેંટીમનો સીક્કો ઘણો શોધ્યો પણ મળ્યો નહિ. હાલ એક સેંટીમમાં

કોઇ ચીજ મળતી નથી. એક લીરાના એટલે દોઢ આનાના સો સેંટીમ થાય એટલે પાંચ દશ પચાસ સેંટીમ સાથેજ વહેવાર છે. આખા ઇટાલિમાં ચલણ લીરાનું છે. એનું નામ Lire છે પણ એનો ઉચ્ચાર 'લીરા' છે.

ઇટાલિમાં સ્રીઓને હજુ ચોટલા ઘણા રહ્યા છે. પોપનો હુકમ છે કે ચોટલા રાખવા અને ઇટાલિ ઘણું ખરૂં રોમન કેથોલીક છે એટલે ચોટલા રહ્યા છે. પોપનું જોર હજુ ઘણું છે. કેટલાક મંદિરમાં ટુંકી બાંહ્યના કપડાં (સ્કાર્ફ) પહેરેલી સ્રીઓને દાખલ થવા દેતા નથી એટલે પછી તેમને રૂમાલ બાંધી હાથ ઢાંકવા પડે છે. આ દેખાવ બહુ રમુજ ઉત્પન્ન કરે છે.



## પીઝા pisa.

બુધવારે સવારે (તા. ૪–૮) ક. ૭–૧૦ ટ્રેનમાં બેસવાનું હતું. વખતસર તૈયાર થઇ ટ્રેન પર ગયા. આજે પીઝા (pisa) થઇ સાંજે રોમ પહોંચવાનું હતું અને રોમ એટલે તો આખી દુનિયાનું અજબ શહેર અને તેનો ઇતિહાસ ઘણો ભણેલો એટલે બહુ રસ પડશે એવી આશામાં ચાલ્યા.

તેજ સવારે ૮–૫૨ પીઝા પહોંચી ગયા. પીઝા ફ્લોરેન્સથી ૪૯ માઇલ છે. અને જીનોઆથી ૧૦૨ માઇલ થાય છે. સ્ટેશન પર કલોક રૂમમાં સામાન મૂકયો. દરેક સ્ટેશન પર ક્લોક રૂમ હોય છે.

થોડી ફી લઇ સામાન રાખે છે અને રસીદ આપે છે. ત્યાં સામાન મૂકી ગામમાં હોટેલ નેટુનો 'Hotel Nettuno'માં ગયા. ત્યાં અમારે માટે ખાવાનું તૈયાર કરવાનો ઓર્ડર આપવાનો હતો. ત્યાં જરા બેસી એક હોશીઆર ગાઈડને લઈ પીઝા જોવા ચાલ્યા. એ માર્ગ દર્શક, લડાઇમા લગડો થયેલો હતો પણ હુશિયાર હતો. પીઝા નાનું ગામ છે પણ ઘણું ચોખ્ખું છે. હોટલ ઘણી સારી અને નદીના કાંઠા ઉપર આવેલી છે. નદી પણ મોટી અને મજાની છે.

પીઝામાં થોડા કલાકજ રોકાવાનુ હતું, એટલે ગાડીમાં બેસી ગાઇડને સાથે લઇ ચાલ્યા. પછી મોડી મોડી સમજ પડી કે ગાઇડ વગર પણ ચાલે તેવું હતું.

પ્રથમ ત્યાનુ મોટું દેવળ જોયું. તે ઘણ પુરાણું અને વિશાળ છે. એની પછવાડે ૬૮ થાંભલા છે. અંદરનો ભાગ સાધારણ રીતે સારો છે, એનાં બારણાં ઘણાં મજબૂત અને કારીગિરીવાળા છે. એ મદીરના આગલા ભાગની બરાબર સામે બાપ્ટીસ્ટ્રી (Baptistry) છે. એ પણ ૧૨ મા સૈકાની છે અને ઘણી વિશાળ છે. બાપ્ટ્રીસ્ટ્રીનો ખ્યાલ એવો છે કે જ્યાં સુધી એક ક્રીશ્ચીઅન બાળકને Baptism એટલે ક્રીશ્ચીઅન ધર્મની દિક્ષા આપવામા આવી ન હોય ત્યાં સુધી તે મોટા દેવળમાં જવાનો અને ત્યા જઇ પ્રાર્થના કરવાનો અધિકાર મેળવી શકતો નથી. એટલા માટે એને પ્રથમ બાપ્ટીસ્ટ્રીમાં લાવી ત્યાં બાપ્ટીઝમ આપવામા આવે છે અને પછી તેના ઉપર છાંટા નાખે ત્યાર પછી તે ક્રીશ્ચીઅન થાય છે અને વરઘોડામા દેવળનું દર્શન કરે છે. આ પીઝાની બાપ્ટીસ્ટ્રીમાં ભીંતો ઉપરનાં ચિત્રો–ફ્રેસ્કો–મજાનાં હતા. તેનો ઘુમટ બહુ ઊંચો અને તેમાથી નીકળતો

પ્રતિધ્વનિ ( echo ) બહુ લાંબો વખત ચાલતો હતો. ત્યાં અવાજનું દશવાર પુનરાવર્તન થતું હતું. મારા મિત્રે પણ ગળાના અવાજ કર્યા. બરાબર લાંબો પડઘો પડતો હતો. એમાં એક કરારા આરસનું પુલ્પીટ બહુ મજાનું છે. તેની કારીગિરી સુંદર અને ભાવવાહી છે.

પણ પીઝાની સુંદર ચીજ તો એનો **ઢળતો મિનારો** Leaning tower ( **લીનીંગ ટાવર** ) છે. એને Campanile પણ કહેવાય છે. એ ઘણો આડો ટાવર છે. એના આઠ માળ છે. કુલ પગથીઆ ૨૯૭ છે. ત્રણ માળ સુધી તો માળની સપાટ ભૂમિ પણ આડી છે પણ ચોથા માળથી સપાટ ભાગ સીધો આવે છે. એટલે ટાવર બન્યા પછી નમી ગયો કે બનાવ્યો જ વાંકો તે સમજાતુ નથી. જમીનમાથી ધરતીકંપ સામે બચાવ માટે પણ તેમ કર્યું હોય એમ ધારવામાં આવે છે. કડીઆની દોરી (પ્લમ લાઈન) મૂકીએ તો ૨૫ ડીગ્રી વાંકો છે. તેર ફીટ આડો જાય છે. અતિ આશ્ચર્યકારક ચીજ છે. ઉપરથી આખા શહેરનો અને દૂર આવેલો કરારાનો પર્વત જેમાંથી કરારા આરસ નીકળે છે તેનો વ્યુ–દેખાવ–મજાનો છે. સડક, રેલવે, ખેતરો, અને ગામ બહુ મજાનાં દેખાય છે. આ ટાવર પર ચઢતા દરેક માગે એક ફેરો મારીએ એટલે બહુ થાક લાગતો નથી. ઉપર સાત મોટા ઘટા છે તેના દરેકના સુર બહુ ભિન્ન પણ સાંભળવા ગમે તેવા છે અને તેમાં વાજાં વાગે છે. એમાંનો એક ઘટ વજનમાં ૭ ટન છે એમ કહ્યું. લીનીંગ ટાવર દુનીઆભરની એક અજાયબી છે અને જરૂર જોવા લાયક છે. ગેલીલીઓએ આ ટાવરનો આકાશ ગ્રહચારના અભ્યાસને અંગે ઘણો ઉપયોગ કર્યો હતો એમ કહેવાય છે.

બાપ્ટીસ્ટ્રીની પડખે બાજુમાં એક સુંદર કબ્રસ્તાન cemetery છે. એનું નામ કેંપોસાંરો છે. એને બાંધવામાં પવિત્ર મનાતી જેરૂસાલેમની ૬૩ વહાણ ભરીને ધૂળ લાવવામાં આવી હતી. એ સેમીટરીમાં ઘણાં પુતળાં અને કબરો છે. એના ફ્રેસ્કો બહુ સુંદર છે. એમાં સ્વર્ગ નરક અને લાસ્ટ જજમેન્ટનાં ચિત્રો અતિ સુંદર છે. Triumph of death નું ચિત્ર ખાસ જોવા લાયક છે. એ ગરીબને સતાવતો નથી પણ સત્તાવાળીને કેવો ભય ઉપજાવે છે તે જરૂર જોવા લાયક છે. સૃષ્ટિનાં સર્જન Creation નું ચિત્ર–fresco–પણ બહુ ભાવવાહી છે. બીજા કેટલાંક પુતળાં અને કબરો જોવા લાયક છે.

અહીં ઘણો સખ્ત વર્ષાદ પડયો. અરધો કલાક ખોટી થવું પડયું. હિંદુસ્થાનમાં આવે તેવો મારમારનો આ વર્ષાદ હતો.

એક સુંદર પુતળાંઓનું કારખાનું અને તૈયાર પુતળાંઓ જોયાં. બહુ સારી કારીગિરી પીઝામાં થાય છે. એની કિંમત પણ ઘણી રીતસરની લાગી.



## રોમ Rome-Roma.

હોટેલમા આવી લચ લઈ સ્ટેશન આવ્યા કતોક રૂમમાથી સામાન લઇ લીધો ૧-૨૨ બપોરે ગાડી ઉપડી રોમ ૬ ૭-૫ રાત્રે આવ્યુ.

બોસ્ટન હોટેલ ('Hotel Boston')મા ગયા સ્ટેશનથી દશ મીનિટને રસ્તે છે રસ્તો ઘણો સારો છે. વચ્ચે બે ત્રણ ઘણા મઝાના ફુવારા આવ્યા.

રોમ શહેરની વસ્તી અત્યારે સવાચાર લાખની ગણાય છે. એને Eternal City 'સવકાળનુ શહેર' કહે છે. એના સબંધમા લખતા એક કર્તાએ લખ્યુ છે કે રોમને એક દિવસમા બાન્ધવામા આવ્યુ નહોતું અને રોમ એક દિવસમા જોઇ શકાય તેવુ નથી. **Rome was not built in a day & Rome cannot be done in a day.** આ હકીકત તદ્દન સાચી છે. રોમ ઘણું પુરાતન અને ઐતિહાસિક શહેર છે અને તેમા જોવા તથા સમજવા જેવી વસ્તુઓ એટલી બધી છે કે એનો જોતા પાર આવે તેમ નથી. એની સાથે રોમનો આખો ઇતિહાસ અને યુરોપના ખ્રિસ્તિ ધર્મનો ઇતિહાસ એવી રીતે ગુંથાયેના છે કે એને જોતા અને સમજતા દિવસો નીકળી જાય. ઓછામા ઓછા ૭ દિવસ રહીએ તો માત્ર બહુ અગત્યની ચીજો રોમમા

જોઈ શકીએ અને એક માસ પણ અધુરો લાગે એવું રોમ શહેર છે. અમારે ત્રણ દિવસ અને ત્રણ રાત રહેવાનું હતું તેમા જે જોયુ અને ગાઇડ વિગેરે પાસેથી સાંભળ્યુ તેનો કાઇક અહેવાન અત્ર લખી નાખ્યો છે.

**રોમ** ઇટાલિની રાજધાનીને રોમ કહે છે. ઇટાલીઅન ભાષામા એ **રોમા Roma** કહેવાય છે. એની વસ્તી સવા ચાર લાખ મનુષ્યની ગણાય છે. એમા ટ્રામની સગવડ સારી છે. એની ઇટાલીઅન ભાષા એવી છે કે આપણે જરા પ્રયત્ન કરીએ તો તુરત આવડી જાય. અમારા વખતમા શબ્દના ધાતુઓ roots શીખવતા હતા એટલે લેટીન શબ્દો ઘણા આવડે અને અંગ્રેજી ભાષામા જુજ રૂપાતર પામતાં ઘણા શબ્દો તો ઇટાલીઅનમા પરિચિત લાગે તેવુ છે. રોમન ભાષા સામળવામાં આનદ આપે તેવી છે.

**મુસોલિનિ** અત્યારે ઇટાલિમા મહાન વ્યક્તિ છે. એના જીવન ઉપર ઘણાં આક્રમણ થયા છે પણ એ પૂર જોસથી આગળ વધ્યે જાય છે. એ અસાધારણ મનોબળ ધરાવનાર વ્યક્તિ સબંધી કેટલીક હકીકત આગળ આવશે તેથી તેનુ નામ ધ્યાનમા રાખવા જેવું છે. રોમમા હોટેલની સગવડ ઘણી સારી છે. અમે એસ્ટન હોટેલમા રહ્યા હતા ત્યા અમને એક બાથરૂમ અને બે સુવા બેસવાના ઓરડા ઉપરાત એક સ્ટેટરૂમ આપ્યો હતો. તેનુ ફરનીચર અને તેની લાઇટ રાજવશીને પણ શરમાવે તેવાં હતાં. એ હોટેલમા શેફ (મુખ્ય રસવતીકાર) ઘણો હુશિયાર હતો એટલે જે વસ્તુ વેજીટેરીઅન તરીકે તૈયાર કરવાનુ કહીએ તે બહુ

સારી કરી આપતો હતો અને ખાવા પીવાની સગવડ ઘણી સારી હતી.

રોમ શહેર, ટાઇબર (Tiber) નદી પર આવેલુ છે. આખા ઇટાલિમા તે મોટામા મોટી નદી છે અને રોમની બરાબર વચ્ચે થઇને પસાર થાય છે. અસલ રોમને **સાત ટેકરીનુ શહેર** કહેવામાં આવતુ હતુ. તે સાતે ટેકરીઓ હાલ દેખાય છેઃ કેપીટોલાઇન Capitoline, કવીરીનાલ Quirinal, વીમીનાલ, Viminal, એસ્કવીલાઇન Esquiline, પેલેટાઇન Palatine, એવેન્ટાઇન Aventine અને કેલીઅસ Cælius. આ સાતે ટેકરીઓને દૂરથી પણ જોઈ અને એની નજીક પણ ગયા હતા. આ સાતે ટેકરીઓનો અને રોમનો આખો ઇતિહાસ મારા અભ્યાસમા આવી ગયો હતો એટલે વિસ્મૃત થતા જતા સસ્કારો તાજા થયા, અભ્યાસનો સુંદર સમય સ્મરણમાં આવ્યો અને ત્રણે દિવસ બહુ મજા પડી. બાળકાળની ચિંતા વગરની નિર્દોષ જીંદગી અને તે વખતે મગજ પર પડેલી છાપો તાજી થઇ અને ઘડિભર બહુ આનદ અનુભવ્યો. **ते हि नो दिवसा गता ।** એ દિવસો તો ખરેખર ગયા !

સદર સાતે ટેકરીઓ ઊંચાઇમા લગભગ ૧૭૫ ફીટ છે અને હારબંધ આવેલી છે. રોમમાં પોપનુ રાજ્ય હતુ તે સને ૧૮૭૦ માં પુરૂં થયુ, પણ હજુ પણ પોપની વેટીકન અને રોમનાં દેવળોપર પોપની સત્તા છે, અને તે empirium in emperio 'રાજ્યમાં રાજ્ય'—આંતર સંરાષ્ટ્ર ગણાય છે. તેના ઉપર ઇટાલિના રાજ્યની સત્તા ચાલતી નથી અને તેમા જે ગુન્હા થાય તેની સજા વિગેરે પણ પોપની કોર્ટ કરે છે. ખ્રિસ્તીઓના

રસ્તે જતાં મોટા ભવ્ય મકાન સામે Unknown Soldier અજાણ્યા સિપાઇની એક બહુ સુંદર કબ્ર બનાવી છે. છેલ્લી લડાઇનું એ સ્મારક છે. ઇટાલીઅનો એ કબ્રને ઘણું માન આપે છે. આ આખો ચોક અને કબ્ર ખાસ જોવા લાયક છે. નેપ્ચુન દરિયાનો દેવ એનું મંદિર ઘણું પુરાણું અને જોવા લાયક છે રસ્તામાં ચાલતાં સાત જગ્યાએ મોટાં મોટાં સ્મરણ સ્તંભો આવે છે. એને ઓબેલિસ્ક Obelisk કહે છે. એ દરેકનો ઇતિહાસ જાણવા લાયક છે એની ઊંચાઇ ૫૦-૬૦ ફીટથી વધારે હોય છે. એના પર જનાવરના ચિત્રો જેવું લાગે છે, પણ પૂછતાં સમજાય છે કે એ ચિત્રો નથી પણ ઇજીપ્ટીઅન ભાષામા લખેલા લેખો છે. ઇજીપ્ટીઅન લોકોની અમલ લિપિની એવા પ્રકારની હતી. એ દરેક કોલમ-થાભલા બહુ ઊંચા અને ભવ્ય લાગે છે. ઇજીપ્તમાંથી એને રોમમા લઇ આવ્યા છે. અસલના વખતમા આટલા મોટા થાભલા રોમમાં આટલે દૂર કેવી રીતે લઇ આવ્યા હશે તેનો ખ્યાલ થવો જરા મુશ્કેલ લાગે છે, પણ વેટીકનમાં ચિત્રો છે તેમા એવા મોટા ઓબેલીસ્કોને કેવી રીતે વહાણમા ચઢાવવા ઉતારવામા આવતા હતા તેની વિગત નજરે જોઇએ ત્યારે રોમ ક્રિસ્તીસનની પૂર્વે પણ અનેક કળાનો ભંડાર હતું એમ જરૂર લાગે છે. એનો સમજવા યોગ્ય ઇતિહાસ છે.

રસ્તામાં Marcus Aurelius માર્કસ ઓરેલીયસનું ઘોડા પરનું પૂતળું (Equestrian Statue) બહુ સુંદર છે. ઘોડા પરના જે અમુક પુતળાઓ વખણાય છે તેમાનું એક એ છે. એ પુતળાને બહુ બારિકીથી જોવા લાયક છે. એમા સારી રીતે બારિકીથી કારીગિરી કરેલી છે. અને ક્રિસ્તીસનના ચકની

શરૂઆતમાં પણ મનુષ્ય અને ઘોડાના શરીરનો બારીક અભ્યાસ તે બતાવી આપે છે. આ છેલ્લો રોમન શહેનશાહ મોટો Imperial philosopher તત્ત્વજ્ઞાની સમ્રાટ્ હતો અને બહુ વખણાઇ ગયો. એનું આત્મમંથન વાંચવા યોગ્ય છે, પણ અહીં તે અસ્થાને છે. પહેલા ક્રીસ્ચીઅન રાજા કોન્સ્ટેન્ટાઇનનું આ બાવલું છે એમ ધારવામાં આવતું હતું તેથી તે જળવાઇ રહ્યું.

એની બાજુમાં હાલના ઇટાલીઅન નરવીર મુસોલિનિની ઓફીસ છે. એ જરૂર પડે ત્યારે પોતાની ઓફિસમાંથી હજારો રોમન લોકોને સંબોધીને ભાષણ આપે છે, અને રોમનો તેને સાંભળે છે. એની બાજુની બારીમાંથી એના ઉપર બોંબ ગોળા વડે આક્રમણ થયું હતું તે બતાવવામાં આવે છે. એ જરા પણ ગભરાયો નહોતો.

## કેપીટોલ Capitol

**Palatine પેલેટીન.**

આ પુરાણા રોમનાં જૂનાં ખંડેરો બહુ જોવા લાયક છે. એને પ્રથમ રોમ્યુલસ અને રીમસે (Romulus & Remus) ઇ. સ. પૂર્વે ૭૫૪ માં બાંધેલાં. એ અસલનું રોમ શહેર હાલ જીર્ણાવસ્થામાં પડયું છે. બાજુમાં મોટું કોલીસીઅમ છે જે હવે પછી જોવાનું છે. આ પેલેટાઇન જોવામાં ગાઇડની ખાસ જરૂર છે. એ સર્વ ઐતિહાસિક સ્થાનો બતાવે છે. ગાઇડ વગર આપણે તો ઉજડ ગામની જાત્રાએ ગયા હોઇએ એમજ લાગે. એના ચાર દરવાજા છે તેને portus કહેવામાં આવે છે. જુની હારી-

રોમન કૅથોલિક સંપ્રદાયના ઉપરી એ ધર્માધ્યક્ષનું અસલ જેટલું રાજ્ય હવે રહ્યું નથી છતાં એ સત્તા ગણાય છે. એની જમાવટ અને એનો વૈભવ ઘણો જબરો છે, તે આગળ એના સ્થાનાદિ સંબંધી વર્ણન આવશે ત્યારે જણાશે. રોમના આ ધર્મસ્થાન, તેની ગતિની વિવિધતા અને તેના પતનનો ઇતિહાસ વિચારવા લાયક છે; અને તેટલીજ મહત્વની બાબત રોમના પ્રજા સત્તાક રાજ્યના ઇતિહાસની અને સામ્રાજ્યના ઇતિહાસની, તથા તેના પતન અને નાશના ઇતિહાસની વિચારવા યોગ્ય છે. આ લેખ ઐતિહાસિક નથી પણ ધર્મ અને ઇતિહાસની નજરે રોમનો બરાબર અભ્યાસ કરવાથી વિશેષ રસ આવે છે એ જણાવવા પૂરતુ આટલુ વર્ણન જરૂરી છે.

ગુરૂવારે સવારે (તા. ૫ ઓગસ્ટ) કુકની સહેલગાહમાં જોડાયા. ઇતિહાળકાળથી અમારા જોવાનો આરંભ થયો એટલે કેટલાક અનભિજ્ઞને જે ઉજડ ગામની યાત્રા જેવું લાગે તેવું હતું–કારણકે એ ઐતિહાસિક જગ્યાઓ અત્યારે તો ખંડેર પડી છે–તેમાં અમને તો શરૂઆતથી અસાધારણ રસ પડયો.

પેન્થીઅન Pantheon.

રોમમાં આ જૂનામાં જૂનું સારી હાલતનું મકાન છે. રોમના પહેલા શહેનશાહ ઓગસ્ટસના જમાઇ એમા એગ્રીપા (Agrippa) એ એને બંધાવ્યું હતું, એટલે એને લગભગ ૨૦૦૦ વર્ષ થયા છે. એની ભીંત ૨૨ ફીટ જાડી છે અને બારણા સીસા જેવાં મજબૂત છે. એનો ઘુમટ ૧૫૨ ફીટ ઉંચો છે. એનો અર્થ very sacred–ઘણું પવિત્ર થાય છે. રોમન

લોકો ઘણા દેવોને પૂજતા હતા તેથી એનો અર્થ ઘણા દેવોનું સ્થાન (Temple of all Gods) એમ પણ થાય. એ સ્થાનમાં સાર પછી પાંચમા સૈકામાં ખ્રીસ્તી ધર્મ આવ્યો અને એનું નામ Santa Maria Rotonda સાંટા મારીઆ રોટોંડા પડ્યું છતાં હજુ પણ એ Pantheon પેંથીઅનના નામથીજ સારી રીતે પસિદ્ધ છે. જુના મકાન તરીકે એ જોવા લાયક છે. એમાં વીક્ટર ઇમેન્યુઅલ ધિ સેકન્ડની કબ્ર ખાસ જોવા જેવી છે. અહીં પ્રસિદ્ધ ચિત્રકાર રાફેલની કબ્ર ખાસ જોવા લાયક છે. એ સોળમા સૈકાનો મહાન શિલ્પી થઈ ગયો અને રોમને મગરૂરી આપનાર જે સીંકવીસેન્ટો (Cinquecento: sixteenth century)–સોળમી સદીના ત્રણ મોટા કળાધરો થયા તેમાંનો તે એક હતો. એ ત્રણ વ્યક્તિઓ તે બ્રેમાન્ટે (Bramante) માઈકલ એન્જેલો (Michael Angelo) અને રાફેલ Raphael ગણાય છે. ઈટાલીના પ્રવાસમાં આ ત્રણેનાં નામો બહુ વાર સાંભળ્યાં. પોપ પાંચમા નિકોલાએ, મેડિસિ ડયુકોની હરિફાઇમાં કળાને બહુ ઉત્તેજન આપ્યું તે તેના પછી આવનાર બીજા પોલ (Paul II) નામના પોપે વધાર્યું. છેવટે જુલીઅસ સેકન્ડે (Julius II) રોમનો જે ખરો સુવર્ણકાળ કળાને અંગે ઉત્પન્ન કર્યો તેની સાથે સદર ત્રણે વ્યક્તિઓનાં નામ જોડાયલાં રહેશે. એને Renaissance નવજીવનનો સમય કહેવામાં આવે છે. પોપે બીજું ગમે તે કર્યું હોય તેની સાથે આપણને અત્યારે સંબંધ નથી, પણ એણે કળાને બહુ ઉત્તેજન આપ્યું અને અત્યારે જે કારીગિરીના નમુના તરીકે ચિત્રો અને પૂતળાંઓ લભ્ય થઇ શકે છે તેનું ઘણું માન પોપે કળાને આપેલા ઉત્તેજનને આભારી છે. રાફેલની કબ્ર ઉપર ૧૮૮૩ માં પૂતળું કરવામાં આવ્યું હતું.

ગીરી જીર્ણ સ્થિતિમાં તે પર દેખાય છે. રોમ ઉપર અનેક આક્રમણો થઇ ગયાં છે એટલે અત્યારે જુના રોમનો જે ભાગ દેખાય છે તે તદ્દન નષ્ટપ્રાય સ્થિતિમાં છે. હાલ થોડા વર્ષથી બહુ સંભાળથી ખોદી તેમાંથી જૂનાં ઘરો મહેલો અને ઘણી ચીજો શોધી કાઢેલ છે તે દરેક જોવા લાયક છે અને તે વસ્તુ અમુક વસ્તુજ છે એમ કહેવામાં આવે ત્યારે બહુ કુતુહલ થાય છે.

રોમ પહેલાં monarchy–રાજસત્તાક રાજ્ય હતું, પછી પ્રજાસત્તાક Republic રાજ્ય થયું, પછી Empire શહેનશાહત બન્યું અને પછી પડયું. એના દરેક પથ્થર અવાજ કરી બોલી રહ્યા છે. શોધનારને ત્યાં ઘણું જાણવા લાયક મળે તેવું છે. પ્રથમ ઓગસ્ટસનો મહેલ આવે છે તે ખોદી કાઢેલ છે. બાજુમાં Tiberius ટાઇબીરિયસનો મહેલ છે. દૂરથી Rostrum રોસ્ટ્રા (વ્યાસપીઠ) દેખાય છે, જેના ઉપર ઊભા રહી Romans! Citizens! Countrymen! એવા સંબોધનપૂર્વક ભાષણો થતાં હતાં.

પછી House of Livia–Domus Liviae આવે છે. એ શહેનશાહ ટાઇબીરીઅસની મા લીવિયાનો મહેલ છે. બહુ જીર્ણ છે. ઓગસ્ટસનો મહેલ ૧૮૯૮ પછી ખોદી કાઢયો છે. કાળની અસર નીચે મોટી મહેલાતોના શા હાલ થાય છે તે જરૂર જોવા લાયક છે. શહેનશાહ કેલીગુલાનો મહેલ પણ તેવી જ સ્થિતિમાં છે. અહીં કલોડીઅસ, નિરો અને બીજા બે શહેનશાહો રહેતા હતા.

પછી Palace of Nero આવે છે. આ સ્થાન અસલના રોમનું બરાબર કેંદ્ર (centre) હતું અહીં નિરોએ વૈભવ

ભોગવ્યો હતો અને રોમ તેની નજરે બરાબર આકર્ષક નહોતું તેથી તેને બાળી નાખ્યું. રોમ બળતું હતું ત્યારે પોતે અગાશી ઉપર બેઠા બેઠા ફીડલ વગાડતો હતો. રોમન લોકોમા જાનવરની સાઠમારી અને ગ્લેડીએટર-મલ્લોની લડાઈ ઘણી ઘાતકી રીતે થતી હતી. તેઓ એમ માનતા હતા કે એવી રીતે લોકોને કેળવવાથી લડાયક જુસ્સો જાગ્રત રહે છે.

એની બાજુમાં જ પછી સ્ટેડીઅમ (Stadium) ખોદી કાઢયું છે. એનું ખોદકામ બહુ હુશિયારીથી કર્યું છે. એ ચોરસ ૧૭૬×૫૨ વાર છે. એમા અસલ Olympic games થતી હતી. ત્યાં Circus maximus છે તેની ઊંડાઇ લગભગ ૭૫ ફીટ હશે. તેમા સાડા ત્રણ લાખ માણસો સાઠમારીની રમત જોઈ શકતા હતા. એમા ઑગસ્ટસ અને નિરોની બેઠકો કયા હતી તે બતાવવામા આવે છે.

ત્યાર પછી મોટો Triclinium ટ્રીક્લીનીયમ-જમવાનો હોલ આવે છે. એ ઘણો વિશાળ પણ તદ્દન જર્જરિત હાલતમાં છે એની બાજુમાં Nympheum ઉનાળામા જમવાનો ખંડ છે. રોમન લોકો વચ્ચે ટેબલ પર જમવા નહોતા બેસતા પણ ભીંતને અઢેલીને બેસતા એટલે પીરસનારને સામેથી પીરસવાની સગવડ ઘણી પડતી. આ મકાન અસલ આકારમા જળવાઈ રહ્યું છે. નિરોના વખતમાં લીફ્ટ હતી તે અહીં જણાય છે. એની પદ્ધતિ જૂની પણ સુંદર હતી.

લીવીઆનું ઘર જેતાં અસલ રોમનાં ઘરો કેવા હતાં તેનો બરાબર ખ્યાલ આવે છે. વચ્ચે ચોક હોય છે. હિંદુસ્તાનના

ઘરોનું એની સાથે સામ્ય ઘણું લાગ્યુ. સીઝર ક્યાથી નીકળ્યો, એને શુકન કેવા ખરાબ થયા, ક્યા મરાયો, ક્યા પડ્યો–એ સર્વ સ્થાનો દેખાય છે સેનેટ હાઉસની જગ્યા પણ દેખાય છે વેસ્ટલ વરજીનનું–કુમારીઓનું પવિત્ર સ્થાન ( Temple of cybele) દેખાય છે. તેમનો ન્હાવાનો કુંડ પણ સરસ છે. એક મોટી જગ્યા આવે છે તે સીઝર પસાર કરી ગયો અને પછી ક્યા તેનુ ખૂન થયુ અને Thou too Brutus ! એ બોલ્યો એ જગ્યા પણ બતાવે છે. જે સ્થાને એનો રાજ્યારોહણ સમારંભ થવાનો હતો તે જોઇએ છીએ, ત્યા પહોચવા પહેલા એ ખલાસ થઇ ગયો અને ન જાને જાનકીનાથ ! પ્રભાતે કિં ભવિષ્યતિ–જેવી હકીકત બની ગઈ, રાજ્યના અભિષેકને બદલે લોહીની નદીઓ ચાલી. એ સર્વ ઇતિહાસપ્રસિદ્ધ વાતનું સ્થાન બરાબર બતાવાય છે. એની સામે એક બાજુ ભાષણ કરવાનું રોસ્ટ્રા (Rostrum) બીજી બાજી સેનેટ હાઉસ અને સામે વેસ્ટલ વરજીનનુ સ્થાન–એ સર્વ જગ્યાઓ દેખવામા આવતા મનુષ્યનો સંહાર, જીવનની અસ્થિરતા કીર્તિના કિલ્લાઓ, કાળની ગહનતા અને લોભની પરિસીમાના હૃદયદ્રાવક પ્રસંગો મગજમાથી પસાર થાય છે.

કિલ્લાને–પેનેટાઇનને જોતા બે કલાક થયા અનેક વાતો સાભળી. માથે સૂર્ય પ્રકાશી રહ્યો હતો ગાઇડ ઘણો હુશિયાર અને માહિતગાર હતો લંચ લેવાનો સમય થયો હતો ઇતિહાસની વાતો છોડી હોટલને માર્ગે પડ્યા

## બુરઘીસ ગાર્ડન્સ અને સંગ્રહસ્થાન

**Borghese Gardens & Museum**

હાનમા એને Villa Umberto Primo કહેવામા આવે છે સત્તરમા સૈકામા એને સ્થાપવામા આવ્યુ છે. પ્રીન્સીઅન ગેટ ( Princian gate )મા થઇને એમા જવાય છે એ ઘણો સુદર બગિચો અને સગ્રહસ્થાન છે દાખલ થતા વીક્ટર હ્યુગો નુ સુદર બાવલું છે, બાજુમા Goethe ગોથેનુ બાવલુ સારૂ છે. બુરઘીઝ સાથે નેપોલીઅન પહેલાની બહેન પરણી હતી. એ મ્યુઝિયમ ૧૯૦૨ મા પ્રજાકીય થયુ જમીનપર બાવલા આરસના છે અને ઉપર પહેલે માળે ગેલેરી છે પીક્ચર ગેલેરીમા રાફેલ, ટીશીઅન ( Titian ), સોડોમા અને કોરેજીઓના ભાવવાહી સુદર ચિત્રો છે અને રોમમા વેટીકન પછી બીજે નબરે આ ગેલેરી આવે છે બાવનામા બરનીનિ ( Bernini ) નુ Apollo & Daphne નું બાવલુ અસાધારણ છે એમા અગ પ્રત્યગ બહુ સુંદર ગોઠવેલ છે મનુષ્ય શરીરના ઘાટનો તો એવો સારી રીતે અભ્યાસ કરેલો દેખાય છે કે એનું વર્ણન કરવુ મુશ્કેલ છે. બીજા બાવના પણ બહુ જોવા લાયક છે —

પીક્ચર ગેલેરીના ૧૧ ઓરડા છે સોડોમાનું પવિત્ર કુટુબ ( રૂમ ૧ લામા ), ૪ થા રૂમમા રાફેલનુ entombment, તેજ રૂમમા Van Dyck વાનડાઇકનુ પાએટા ( Pieta ), માઇક્લ એન્જેલોનુ' Crucifixion–એ ચિત્રો બહુ સુદર છે. લગભગ સર્વ ઇટાલીઅન સ્કૂલોને અહીં સ્થાન છે. સગ્રહસ્થાનમા સ્ટેચ્યુ અને પેઇન્ટીંગ બહુજ સુદર છે અને અભ્યાસ ન કરેલા સાધારણ

માણસને પણ જોતાં બહુ આનંદ થાય તેવી ચીજો એકઠી કરેલી છે. મેડોનાનું ચિત્ર પણ ઘણું ભવ્ય છે. એના મુખ પર નિર્દોષતા છવાઈ રહેલી છે. આખી ગેલેરી બહુ જોવા લાયક છે. અભ્યાસી હોય તે તો અહીં દિવસો પસાર કરી શકે તેવી સુંદર વ્યવસ્થા છે. અનેક ચિતારાઓને આ જૂના ચિત્રોની કોપી કરતા અમે જોયા. કેટલીક સ્ત્રીઓ પણ પુરાણા ચિત્રોની નકલ કરતી હતી. ખાસ પરવાનગી મેળવી એ કાર્ય કરી શકાય છે. ચિત્રોમા મુખ્યત્વે બાઇબલની વાતો સર્વત્ર જોવામા આવી ડાન્સીંગ સેટર્નનું ચિત્ર અમને બહુ પસંદ પડયુ.

ત્યાંથી એક બગિચામા દાખલ થયા તેમા પાણીથી ચાલતુ બહુ મજાનુ ઘડિયાળ જોવામા આવ્યુ. કવિ શેલી (Shelley) અને કીટ્સ (Keats)ના ઘરો બહારથી જોયા આ બન્ને કવિઓ અંગ્રેજ હતા પણ ઇટાલિના સૌંદર્યપ્રેમથી તે દેશમા રહેતા હતા

ઈન્જીનીઅરીંગ સ્કૂલ બહારથી જોઇ. ચોકમા મોટુ ઇજીપ્શી અન ઓબેલી ( ઘણા મોટા એક પથ્થરનો થાભંનો ) છે તે ઇ સ. પૂર્વે ૧૪૭૩ નો છે એમ અમારા ગાઇડે કહ્યુ. લેટેરેનો (Laterano)નું દેવળ ઘણું જુનું ગણાય છે. એને mother & head of all Churches કહેવામા આવે છે, કારણ કે પહેલા ક્રીસ્ચીઅન રાજા કોન્સ્ટેન્ટાઇને તેને બંધાવ્યું હતું તે ઠીક છે. પીન્સીઓ (Pincio)માથી આખા પુરાતન રોમનો વ્યુ-દેખાવ જોઈ શકાય છે એ બગિચામા ગેલીલીઓ વિગેરેના પુતળાં જોવા લાયક છે. અસલ આ બગિચો લકલસ (Lucullus)નો હતો. એ ઘણો પ્રસિદ્ધ છે.

સેંટપીટરના દેવળના એક વિભાગ (St. Pietro in

Vincole )માં માઇકલ એન્જેલોનું મોઝીસનું આરસનુ બાવલુ ખાસ જોવા લાયક છે. એ એન્જેલોએ એટલુ સુદર ઘડયુ કે એના દરેક અગ ઘાટસર અને સૌંદર્યથી ભરપૂર દેખાય છે. કવિ, શિલ્પી, ચિત્રકાર–એન્જેલો એના મોહમા પડી ગયો, એને બોલાવવા પ્રયત્ન કર્યો અને ઉત્તર ન મળ્યો ત્યારે પોતાની હથોડી (chisel) તેને ડાબા પગ પર લગાવી એમ કહેવાય છે. ડાબા પગ પર હથોડીના ઘા દેખાય છે. સેટ પીટરનું દેવળ આવતી કાલે જોવાનું છે.

સરગ નીસરણી

આજે એક ઘણી મઝાની, આનંદ આવે તેવી ચીજ છેવટે જોઈ. એનું નામ Scale Santa. Church of Sacred Staircase. એનુ નામ 'સરગ નીસરણી' કહેવાય. એ ઘણું નાનું મદિર છે પણ જરૂર જોવા જેવું છે. અંદર ગયા પછી લગભગ ૩૨ પગથીઆં દેખાય છે. દરેક પગથિયુ દશ ઈંચ ઉચુ હશે. દાદરની પહોળાઈ લગભગ ૩૦ ફીટની. એના પર દરેક પગથીઆ ચઢવા પહેલાં કાંઇ ભણવુ પડે અને ઉપર પહોચતા તો દિવસો નીકળી જાય. મારા સમજવા પ્રમાણે પોપની રજા વગર તે ઉપર ચઢી શકાતુ નથી. કેટલીક બુઢી સ્ત્રીઓ ઉપર ચઢતી હતી, કોઇ ત્રીજે કોઈ પાચમે છઠે પગથીએ ચઢી હતી અને આખો બંધ કરી પ્રાર્થના કરતી હતી. આવી અનેક બાબતો ખ્રીસ્તી ધર્મમાં પણ ચાલે છે. આસ્થા હોય તે કબૂલ રાખે, અહારનાને હાસ્યાસ્પદ અથવા વહેમ જેવુ લાગે, પણ આવા ક્રિયાવિભાગમાં ઘણીવાર તર્ક ને અવકાશ હોઇ શકતો નથી. સ્વર્ગ પર ચઢવું હોય તેણે આ મદિર અવશ્ય ભેટવું જોઇએ. એમ

રોમન કેથોલીકો માને છે અને તેમ પોપ તેમની પાસે મનાવે છે. જે પ્રજાને સુધરેલી માનવામાં આવે છે તેમા આવા આવા અનેક વહેમો ચાલે છે. કોઈ માદુ હોય તો મંદિરનું જળ લાવીને છાટવામા આવે છે, દાણા છટાય છે, વિગેરે ઘણી બાબતો છે. પણ અત્ર તે અપ્રસ્તુત છે. આ સ્ટેરકેસ (દાદર) નું ચિત્ર અને તેને અંગે ચાલતી માન્યતાનુ અંગ્રેજી વિવરણ મેં લઇ લીધુ છે તે જરૂર વાચવા જેવુ છે. આ પ્રમાણે આ સુંદર ઐતિહાસિક શહેરને આજે પ્રથમ દિવસે જોયુ. ઇતિહાસની ઘણી વાત ઇરાદાપૂર્વક લખી નથી અમારો ગાઈડ ઘણો કાબેલ હતો તેથી તેના વર્ણનમા મને ઘણી મજા આવતી રોમમા તો એટલુ જોવાનુ છે કે આવા કળા વૈભવવાળા દેશમા માત્ર જોવામા જ અમારો વખત ગયો અને અમને કાંઈ ખરીદી કરવાનો જરા પણ સમય મળ્યો નહિ.

---

### રોમમાં બીજે દિવસ (૬-૮-૨૬)

**પ્રોટેસ્ટન્ટ અંગ્રેજોનું કબ્રસ્થાન.**

**English Protestant Cemetory**

અંગ્રેજોએ ઇ સ. ૧૮૨૫ મા આ સીમેટરી બધાવી છે. એ બહુ જોવા લાયક છે. ઘણા અંગ્રેજો જેઓ રોમમા ગુજરી ગયા હોય તેમનુ અહીં સ્મારક છે એમા બે સ્મારક ખાસ ધ્યાન ખેચે તેવા છે. શેલી ( Shelley ) ૧૭૯૨ મા જન્મ્યો, ૧૮૨૦

માં ધણી નાની વયે દરિયામાં ડૂબી ગયો. એની કબ્ર જરૂર જોવા લાયક છે. એની બાજુમાં એનો મિત્ર Trelamny દટાયો છે.

કીટ્સ (Keats), બીજો અંગ્રેજ કવિ, ક્ષયરોગથી મરણ પામ્યો. તેનું સ્મારક ન કરવુ, તેનુ નામ ન લખવુ એમ તે કહી ગયો હતો તેથી તેની કબ્ર ઉપર લખ્યું છે કે—

"Here lies one whose name lies writ in water."
1821, Young English Poet."

આ કવિ પણ બહુ નાની વયમાં મરણ પામ્યો.

એની કબ્રથી થોડે દૂર એક મિત્રે નીચે પ્રમાણે કવિતા લખી છે. ટુંબપર તો તેનુ નામ ન જ લખ્યું પણ દૂર લખ્યુ.

Keats! if thy cherished name be "writ in water"
Each drop has fallen from some mourners chick,
A Sacred tribute, such as heroes seek
Though oft in vain-for dazzling deeds of slaughter
Sleep on! not honoured less for Epitaph so week

બહુ ઊડો ભાવાર્થ છે. ટુંબ પર લખવાના લેખને 'એપીટાફ' કહેવામાં આવે છે. બીજા ધણા અગ્રેજોનાં સ્મારકો છે પણ તે સર્વની નોધ લેવાની ખાસ જરૂર નથી. આવા નાની વયના, અસાધારણ પ્રતિભાવાળા કવિરત્નની નોધ જરૂર લેવી જોઇએ.

સીઝરે બાંધેલા શહેરની ભીંતો અને કીલ્લો બાજુમાં છે અને તેની પડખે Pyramid of Cestius છે તે બહુ ઉંચી– પિરામીડના આકારની છે અને બરાબર જળવાઈ રહેલ છે. ઇ. સ. પૂર્વે ૧૨ ની શાલમાં તે બાંધેલી છે. એ બહુ ઊંચી દેખાય છે, જોવા લાયક છે.

સેંટ પૉલ St. Paul. ચર્ચ (રોમનું).

કોરીન્થીઅન સ્ટાઈલમાં બાંધેલું આ દેવળ ઘણું જબરૂં દેખાય છે. એમાં થાંભલાઓ ઘણા સુશોભિત અને ઊંચા છે. એની કારીગિરીમાં આડી કમાન આવે નહિ અને કોરીન્થીઅન સ્ટાઇલમાં ચિત્ર વિચિત્રતા (ornamentation) વધારે હોય. એની ડાબી બાજુએ Marconi નું વાયરલેસ સ્ટેશન છે. આખી દુનિયામાં મારકોનિના હાથમાં એ એકજ સ્ટેશન રહ્યું છે. મહાન્ વ્યક્તિએ આ અસાધારણ મોટી શોધ કરી તેને એનો કાંઈ જીવ જેવો લાભ મળ્યો નથી. સેંટ પોલના દેવળમાં બીશપના ૨૬૫ ચિત્રો છે. એને Medalions કહે છે. એ મંદિરમાં એકજ આરસના ઘણા ઊંચા ૧૮૦ થાંભલા અંદર છે અને ૧૨૦ બહારના ભાગમાં છે.

St. Paul & St. Peter ના આરસનાં બાવલાં બહુ સુંદર અને મોટા કદનાં છે. એ ઉપરાંત અત્યાર સુધી થયેલા બધા પોપનાં અઢી ફીટ ઊંચા મોઝેઇકનાં ચિત્રો છે. એ ચિતરેલાં નથી પણ મોઝેઇકનાં છે. દૂરથી જોતાં એ ચિતારાએ ચીતરેલાંજ લાગે.

Maryના Coronation નું રાફેલનું ચિત્ર ઘણું પ્રશસ્ય છે અને બહુ વખણાય છે. આ દેવળની નીચેના ભાગમાં સેંટ પૉલની કબ્ર છે. આખું દેવળ ઘણું વિશાળ અને ખાસ જોવા લાયક છે.

ટાઈબર નદીના ઘાટ પર.

ત્યાંથી ટાઈબર નદી પર ગયા. ત્યાં હોરેશીઅસનો પુલ જોયો. જે પુલ ઉપર હોરેશીઅસની પ્રસિદ્ધ વાર્તાની ઘટના રચા-

ચલી છે અને જેના ઉપર મર્હુમ મહારાજા શ્રી ભાવસિંહજીએ નાટક લખ્યુ લખાવ્યુ હતુ એ હોરેશીઅસનો પુલ જોયો. એ નાટક મે પ્રાગધરામાં જોયુ હતું. આજે એ પુલ નજરે જોયો. આ બનાવ ઈ. સ. પૂર્વ ૩૦૦ મા બન્યો હતો.

ટાઇબિરનો પુલ ઘણો મોટો છે પણ એમા ખાસ નૂતનતા કાંઇ નથી. એની આસપાસ ઘણો ઇતિહાસ છે તે જોવા અમે આવ્યા હતા. ત્યા એક નશીબ દેવીનુ મદિર છે. (Temple of Fortune ). ત્યા રોમન લોકો ભવિષ્ય જાણવા માટે દેવીને પૂછવા આવતા હતા. આ પુલની બાજુમા ગટર છે ઇસ્વીસનની પૂર્વે ગટરનુ કામ કેવુ થતું હતુ તેના પુરાણા નમુના તરીકે જોવા લાયક છે.

બારમા સૈકામાં બાંધેલો ટાવર પણ તે પુલની નજીક બતાવવામા આવે છે. પુરાણી ચીજ તરીકે ઠીક છે, ખાસ વિશિષ્ટતા તેમાં કાંઈ દેખાઈ નહિ.

જ્યુ લોકોનુ દેવળ.

આ સર્વ હકીકત ટાઇબિર નદિના પુલ ઉપર અને આજુ બાજુમાં ફરીને જોઇ. રસ્તે Jewish Synagogue-જ્યુ લોકોનું દેવળ જોયુ. જ્યુ લોકોના દેવળના ઉપરના ભાગનો આકાર ખાસ પ્રકારનો હોય છે. જેમ રશિયન દેવળ ઉપર સોનાના ઘુમટ હોય છે તેમ જ્યુ લોકોના ધર્મસ્થાન ઉપર જરા જૂદો પડતો આકાર હોય છે. એ તો ગાડીમાં બેઠા બેઠા જ જોઇ લીધુ, કારણ અદર જઇ કાંઇ ખાસ વિશેષ હકીકત જોવાની હતી નહિ.

ત્યાથી Museum of Municipality મા ગયા. એનુ આખું નામ—

Museo Nazionale Romano Delle Terme Diocleziane. રોમમાં ગમે તે ઘરના પાયા ખોદે તેમાંથી ઘણી ચીજો પુતળાંઓ વિગેરે નીકળી આવે છે, તે કોની મિલ્કત ગણાય વિગેરેના કાયદા છે. નવી શોધખોળ અથવા અકસ્માત મળી આવતી સર્વ પુરાતની ચીજોનો આ મ્યુઝીઅમમાં સંગ્રહ થાય છે અને દરરોજ કાંઇ કાંઇ નવી નવી ચીજો અને નમુનાઓ આવ્યા કરે છે. આમાં નીચેના આરસનાં બાવલાં ખાસ જોવા લાયક છે.

Dying Gaul મરતો ગોલ. બહુ સુંદર.

Dying Athlete મરતો એથીઆટીર-બહુ ભાવવાળી છે.

Flora ફ્લોરા.

Amazon. Alexander the Great.

માર્કસ ઓરેલીઅસનું ઘોડા ઉપરનું પુતળું-બ્રોન્ઝનું-નીચે ચોકમાં દેખાય છે. મ્યુઝીઅમમાંથી પણ એનો વ્યુ જરૂર જોવા જેવો છે.

Pugilist resting વાત કરતો દેખાય છે.

Greek Philosopher બહુ સુંદર દેખાય છે.

Cicero. સીસેરો.

Cœsar. રોમના બધા રાજાઓ 'સીઝર' કહેવાતા અને જુલીઅસ સીઝરનાં પણ ઘણાં પૂતળાં છે.

એક સુંદર આરસના Vas ઉપર ૧૨ ડીવીનિટીઝનાં ચિત્ર છે.

Venus. આ પૂતળું સર્વથી સુંદર છે. એનો ભાવ અજબ છે.



સેંટ પીટર દેવળ (રોમ ઇટાલિ) [પૃ. ૨૯૬.

ત્યાંથી માઉન્ટ જેનીકયુલમ (Mt. Janiculum) ગયા એ લામી મુસાફરી હતી ત્યાંથી રોમનો વ્યુ જોયો ત્યાં ગેરિબાલ્ડીનું ઘોડાપરનું બ્રોન્ઝનું પૂતળું મજાનું છે. ત્યાંથી સાતે હીલો, રોમ શહેર, ફોરમ વિગેરે દેખાય છે ત્યાંથી સેંટ પીટરના દેવળનો ઘુમટ બહુ સુંદર દેખાય છે આખા રોમનો વ્યુ-દેખાવ દૂરથી જોવા લાયક છે

<u>સેંટ પીટર્સનું દેવળ</u>

રોમની સુંદર ચીજ St. Peter નુ દેવળ જોવા ચાલ્યા એની સામે બે મોટા ફુવારા છે, એ બહુ સુંદર રીતે વહે છે અને દાખલ થતાંજ મનમા એક જાતનો સૌંદર્યનો ભાવ પેદા કરે છે આખા યુરોપમા આ દેવળ વગર શકે પ્રથમ દરજ્જો ધરાવે છે અને જોતા કળાની નજરે બહુ આનંદ આપે તેવુ છે. એનું લેટીન નામ San Pietro In Veticano છે. એનું પ્રવેશ દ્વાર બ્રોન્ઝનું છે, બહુ સુંદર છે, ૨૨×૧૪ નું છે અને તેના ઉપર બાઇબલ ઉપસાવીને બતાવ્યુ છે આ સેંટ પીટરનો ઇતિહાસ ઘણો જૂનો છે.

એની લબાઇ ૨૦૫ વાર એટલે ૬૧૫ ફીટ છે. એ મંદિરમા દાખલ થયા પછી યુરોપના મોટા મોટા દેવળોની લબાઈ એ સેટપીટર્સના દેવળના ગર્ભદ્વારથી કેટલી છે તેનો ખ્યાલ આપવા જમીન પર આરસમાં લેખ કોર્યો છે, તેમા લડનનું સેંટપૉલ, મીલાનનું ડોમો, સ્પેનનુ મોટુ ચર્ચ, ફ્રાન્સનું રીમ્સનુ દેવળ વિગેરે ક્યા પૂરા થાય છે તે બતાવ્યુ છે એણે ૧૮૦૦૦ વાર જગ્યા રોકી છે, એટલું વિશાળ એનુ ક્ષેત્રફળ છે.

એના ફેસેડ–બહારનો દર્શન ભાગ ૧૨૩ વાર પહોળો અને ઊંચાઇમા ૧૪૫ ફીટ છે અને એને આઠ થામલા છે તે દરેક આરસના છે. એનો પોરચીકો–આગળનો બહાર પડતો ભાગ ૭૮×૧૪½ વાર છે, અને ઊંચાઇમા ૬૬ ફીટ છે.

આ મંદિરની વિશાળતા અને ઊંચાઇનો ખ્યાલ અંદર આગળ વધતા વધતાજ આવી શકે તેમ છે. એની વચ્ચે ઊભા રહીએ ત્યારે અંદર પેસતા માણસો દૂરથી કેટલા નાના લાગે છે એ જોઇએ ત્યારે એની વિશાળતાનો ખ્યાલ આવે છે. એનો આકાર ક્રોસનો છે અને માથે વિશાળ ડોમ–ઘુમટ છે. બ્રેમેન્ટીએ એની છેલ્લી રચના ઘડેલી એમ કહેવાય છે. અંદર પેસતા બે પવિત્ર જળ (holy water)ના આરસના સુંદર ફુવારા–કુવા આવે છે. સેંટ પીટરનુ પુતળુ પાયમા સૈકાનુ છે. ડોમની ઊંચાઇ ઘણી છે. એનુ ડાયામિટર ૧૧૮ મિટર છે. જે ચાર મીનારા ઉપર તેને ટેકવેલ છે તેની ગોળાઈ circumference ૨૩૪ ફીટ છે તે ઉપરથી તેની વિશાળતાનો ખ્યાલ આવશે. એની ઉપર ઊંચે અક્ષરો લખ્યા છે તે પ્રત્યેક અક્ષર ૬ ફીટ ઊંચાઇમા છે. નીચેથી જોઇએ તો તે અક્ષર એક ફુટનો લાગે. તેરમા ક્લેમેન્ટો નામના પોપની ટુમ્બ ઘણી ભવ્ય છે. આ મંદિરમા પેઇન્ટીંગ નથી પણ મોઝેઇક કામના ઘણા પીકચરો છે જે બહુ સુંદર છે. એના મધ્ય ઘુમટ (ડોમ)નું ડાયામિટર ૧૫૦ વારનુ છે. એની નીચે આવવાથી એ માપી શકાય તેમ છે.

એમા નીચે એક દેવળ છે જે બહુ ભવ્ય અને જોવા લાયક છે. એમા પોપ દશમા પાયસ (Pius X)ની ટુમ્બ છે. બેનીડીકટાઇન સોળમાની ટુમ્બ પણ જોવા લાયક છે. આ બન્ને અંદરના ભાગમા નીચે છે પણ જરૂર જોવા લાયક છે.

Mosaic માં પક્ષીઓને ચીતર્યા છે. તે પણ બહુ ભાવવાહી છે.

જુલીઅમ સીઝરનુ મોટું પુતળું છે.

માઇકલ એન્જેલોનો રૂમ ખાસ જોવા લાયક છે.

આ સંગ્રહસ્થાનમા પૂતળાઓ એટલા બધા છે કે એનુ વર્ણન થઈ શકે નહિ. કેટલાક તો ખાસ જોવા લાયક છે.

શુક્રવારે બપોરે પ્રથમ St Maria Dagli Angeli જોયુ. એ અસલના મકાનમાં માઇકિલ એન્જેલોએ મોટા ફેરફાર કર્યો છે. અસલનુ મકાન છઠ્ઠા સૈકાનું છે એનો ક્રીપ્ટ-અંદરનો નાનો વિભાગ ઘણો સુંદર છે અને ઉપરની કેનોપી (છત) બહુ આકર્ષક છે.

એ મકાનની પછવાડે એક ઘણો ઊંચો સુંદર સ્મરણસ્તંભ (Obelisk) છે. રોમમાં એવા ૧૪ સ્મરણ સ્તંભો છે, તેમાનો આ એક છે.

**Trevi fountains ટ્રેવી ફુવારા.**

આ ચાર મોટા ગંજાવર ફુવારા છે, તે બહુ જોવા લાયક છે. એનું આખું નામ Abbadia delle Tre Fontane છે. અહીં અસલ સેંટ પોલનું ખૂન કરવામા આવ્યુ હતું તેમ કહે છે. તેના ખૂન વખતે તેણે ત્રણ કુદકા માર્યા તેથી ત્રણ ફુવારા ચાલતા થયા એમ વાત કહેવાય છે. લોકો એ ફુવારામાં પૈસા નાખે છે. ભક્તિથી નાખતા હશે એમ લાગ્યુ. ફુવારાઓ આર્ટની નજરે ખાસ જોવા લાયક છે.

પહેલી આઇલ (Aisle)મા માઇકલ એન્જેલોનું Pieta નું ચિત્ર બહુ વખાણવા લાયક છે. રાફેલનું Transfiguration નું ચિત્ર પણ બહુ સુંદર છે.

માઇકલ એન્જેલોનું બનાવેલું Leo XI પોપનું બાવલું માસ્ટરપીસ છે, બહુ સુંદર રીતે કોરી કાઢ્યું છે, આરસનું છે. અંદર પેસતા જમણી બાજુએ માઇકલ એન્જેલોનું ચિત્રેલું મેરીના મરણ પામેલા ક્રાઇસ્ટને લઇ જતી બતાવે છે તે મોઝેઇકનુ ચિત્ર ભારે ખૂબિદાર અને ભાવવાહી છે.

ત્યા અનેક પોપોના પૂતળાં છે. સાતમા આઠમા પાયસ પોપના પૂતળા ઘણા સુંદર છે.

દશ જૂદી જૂદી ભાષામા 'કન્ફેશન' કરવાના નાના ગૃહો મૂક્યા છે તે દરેક જોવા લાયક છે. ભીંતપર અને ખાસ કરીને પછવાડેના ભાગમા કાચનુ કામ બહુ સુંદર કર્યું છે. માર્યેની કેનોપી-છત અજબ છે.

આખુ દેવળ જોતા ઉદ્‌ગાર નીકળી જશે કે grand! Majestic! Beautiful! Superb! Magnificent! આવી ચીજ અન્યત્ર જોવા મળવી મુશ્કેલ છે, જરૂર જોવા જેવી છે. શીલ્પનું અને કળાનુ કામ કેટલી હદ સુધી થઇ શકે છે તેનો ખ્યાલ કરવાનુ આ અજબ સ્થાન છે. આખી મુસાફરીની જેહ-મતનો બદલો આ એક દેવળ જોતા વળી રહે છે એની ઊંચાઇ કે એની વિશિષ્ટતા માટે આખા યુરોપમા બે મત નથી. એ પોપના તાબામા છે અને ખ્રિસ્તિ ધર્મના રોમન કેથોલિક સપ્ર-દાયનુ મુખ્ય સ્થાન છે. એક નવાઇની વાત એ જોઇ કે એમા ટુંકી બાંયવાળા કપડા (સ્કાર્ફ) પહેરેલી આજની અમેરિકન કે યુરોપની

સ્રીને દાખલ થવા દેતા નથી. જોયા વગર ચાલે નહિ એટલે એમને પોતાના હાથપર રૂમાલ બાધવા પડે છે.

પોપના હુકમથી માથાના ચોટલા પણ હજુ ઇટાલિ અને જર્મનીમાથી ગયા નથી, એ Shingling Bobbing કે Eton Crop જેનો પ્રચાર હાલ યુરોપીઅન અમેરિકન સ્રી-સમાજમા ઘણો થયો છે તેને એણે ફરમાન કાઢી અટકાવ્યો છે એટલે રોમન કેથોલિક સપ્રદાયવાળા ક્રિશ્ચિઅનો-સ્રીઓ પોતાના બાલને ત્રણમાથી એકે રીતે કપાવતા નથી, પણ બે વર્ષ પહેલા હતું તેમ માથે ચોટલા રાખે છે અને બાલને ઓળે છે.

Palace of Justice ન્યાયમંદિર.

ભવ્ય મકાન છે. બહારથી જોયુ. ઘણુ મોટુ છે

<u>કેપુસિનિ</u>

**Church of Cappucine** વિચિત્ર !

બધા બીશપના હાડકા અને ખોપરીઓ-૧૬૨૩-૧૮૭૩ સુધીના બધા બીશપોના. આ ઘરો ખરાબ દેખાવ લાગે એમાં હાડકાના તોરણો, હાડકાના દીવાઓના સ્ટેન્ડ, ખોપરીઓના ઢગના, બીજો હાડકાની અને બધી રચના હાડકા તથા ખોપરીની આનો હેતુ પણ સમજાયો નહિ. હાલ પચાસ વર્ષથી કોઈ નવુ શરીરનું અગ કે હાડકા દાખલ કરવામા આવ્યુ નથી પાંચ ઓરડા આ હાડકાં તથા ખોપરીના છે. જોતા ચીનરી ચડે તેવુ છે. આવો હૃદયદ્રાવક ખેદકારક (Gruesome) બિભત્સ દેખાવ શા માટે રાખ્યો હશે તેનો ખ્યાલ આવ્યો નહિ અને નવાઈ તો એ લાગી કે હજારો માણસ તે દરરોજ જોવા આવે છે.

માઇકલ એન્જેલો એ બાંધેલું સેંટ મેરીઆ St. Maria degli Angeli નું દેવળ જોયું અને કુકની ઓફીસે પાછા ફર્યા. આજના દેખાવોમાં સેંટપીટર સૌથી સરસ અને કેપુસિનિ સૌથી ખરાબ. છેલ્લાની અસર મગજપર બહુ બેસી ગઈ. એનો ખુલાસો મેળવવા યોગ્ય છે. ગાઈડ બુકમાં એનો કાંઇ ખુલાસો અને મળ્યો નથી.

ત્રીજે દિવસે શનિવારે સવારે વખતસર ઉઠી ૯ા સવારે કુકની ઓફિસમા ગયા, ત્યાંથી પ્રથમ—

**Quirinal Palace–રાજાનો મહેલ**

જોયો. ત્યાંથી સાત ટેકરીમાંની એક ટેકરી દેખાય છે એ મહેલ બહારથી જોયો. એ મહેલમાં ૨૫૦૦ ઓરડા છે. હાલ તો તે પરદેશી રાજકર્ત્તા વિગેરેના ઉતારામા વપરાય છે. ત્યાંથી વેટિકન જોવા ચાલ્યા.

---

<u>પોપસ્થાન.</u>

**Vetican વેટકન.**

રોમનું આ મોટુ ધામ છે. સને ૧૩૭૭ પછી બધા પોપ ત્યા રહે છે તેનું રાજ્ય હાલ વેટિકન ઉપરજ છે. ૧૮૭૦ થી પોપનું ઇટાલિપરનું રાજ્ય ખલાસ થયુ. સેંટ પીટર્સનું દેવળ કાલે જોયુ તે આ વેટિકનનો એક વિભાગ છે. દરેક પોપને યુરોપના રાજ્યો અને મહાન પુરુષો તરફથી સારી ચીજોની ભેટ મળેલી તેનો આમા સંગ્રહ છે. એણે મોટા ગામ જેટલી જગ્યા રોકી છે અને એક એક વિભાગ (વીંગ) જોતાં દિવસો લાગે એટલી એ

વિશાળ જગ્યા છે. જૂદા જૂદા પોપોએ એના વિભાગો બંધાવ્યા છે અને તે સર્વ હકીકત ગાઇડ સમજાવે છે. આપણે વેટિકનનું વર્ણન પ્રથમથી વાચીને ગયા હોઇએ તો બહુ મજા આવે છે. હાલ એ સ્થાનમાં ૨૦મોટા ચોક છે અને એક હજાર ઓરડા છે. મોટા ભાગમાં સુંદર સંગ્રહ અને મોટા મોટા ઓરડાઓ છે અને એક વિભાગમાં પોપની કોર્ટ બેસે છે. ૧૮૭૧ ના એક કાયદાથી પોપને વેટિકનને લેટરનને અને પોપના વીલાને extraterritoriality નો હક મળ્યો છે એટલે એના ઉપર ઇટાલિની સત્તા ચાલે નહિ. પોપની રાજસત્તાનો વિસ્તાર હવે એટલોજ રહ્યો છે.

પોપની લાઇબ્રેરીમાં ૧૬૦૦૦૦ પુસ્તકો છે. રજા મેળવી પુસ્તકો માગી શકાય છે એમ કહ્યું. લાઇબ્રેરી હોલ ૩૧૨ મિટર લાંબો છે.

પોપને ભેટ મળેલી ચીજો એટલી બધી છે કે એનું વર્ણન થઈ શકે નહિ. ઘણી ચીજો જોવા લાયક છે. એક સોનાની ચાની ખાસ જોવા લાયક છે.

'સ્વીસ ગાર્ડ' એ વેટીકનને અંગે ખાસ સંસ્થા છે. પોપની ચોકી કરનાર મોટા ઉમરાવોના છોકરાઓ હોય છે તેને સ્વીસગાર્ડ કહે છે. એ બહુ બળવાન હોય છે. પહેરેગીરનું કામ એવા કનૈયા જેવા યુવાનો કરે છે એ એમની ધર્મભાવના છે. એ સ્વીસગાર્ડે ભેટ કરેલ 'સિંહ' જોવા લાયક છે. સ્વીસગાર્ડના યુવક સ્વયંસેવકોની વય ૨૦-૨૫ વર્ષની હોય છે.

પોપને પહેરવાના 'રાજમુગટ'-ક્રાઉનની ટોપીનો ક્રાઉન જોવા લાયક છે.

જીનોઆની લેડીએ આપેલ ભેટ બહુ સુંદર છે.

ફ્રેન્ચ રિપબ્લીક તરફથી મળેલ ચાઈના વાઝ બહુ સુંદર છે.

સીઆમના રાજા તરફથી મળેલો સોનાનો વાઝ ઘણો મજાનો છે.

નેપોલીઅને આપેલ ભેટ તેમજ રશીઅન ઝાર તરફથી આવેલ 'વાઝ' જોવા જેવા છે. હાથના સુંદર ચિત્રો સાથે લખેલુ બાઇબલ બહુ મજાનું દેખાય છે. તેને એક ઘણી સારી ફ્રેમમાં રાખેલ છે. એવા અનેક બાઇબલો છે. આપણા બારસા (કલ્પસૂત્ર) ના સોનેરી છબીવાળા પાના જેવું લાગે છે. પુસ્તકાકારે છે.

રશીઆના ઝારે પોપ સોળમા લુઇને ભેટ આપેલ 'વાઝ' કારીગિરીનો નમુનો છે. ઝાર તરફથી એક મોટો આરસ ભેટ મળેલ છે. એટલો લાંબો અને પહોળો સુંદર આરસનો ટુકડો અન્યત્ર અલભ્ય છે.

ઓસ્ટ્રીઆના રાજા તરફથી ઇજીપ્શીઅન આલાબસ્ટર મળેલ તે બહુ રોનકદાર છે.

એક જુઇશ બાઇબલ છે–મોટામા મોટી બુક છે. એક ફુટ ઉચી છે.

પોપ તેરમા લુઇને મળેલી અનેક ભેટની ચીજો બહુ ગમે તેવી છે.

એક ક્રોસ બહુ સુંદર રત્નનો બનાવેલ છે. તેમા જીસસ ક્રાઇસ્ટનું સૂક્ષ્મશરીર (Ghost) રહે છે એમ કહેવામા આવ્યુ-

અગીઆરમા સૈકાનું હાથીદાંતનું કામ બહુ સુંદર છે અને સુંદર રીતે ગોઠવીને જોવું ગમે તેવા આકારમા રાખ્યુછે.

પોપને માનનારાંની સહી એક પોપે લીધેલી તે સહીના કાગળોની ચોપડીઓ બાંધી એક રૂમમાં ખડકી રાખી છે; તેમાં ખાસી ૪૦ મીલીઅન–ચાર કરોડ સહીઓ એકઠી કરી છે.

'બોરજીઆના ખંડ વિભાગો.' વેટિકનના આ વિભાગમાં પેઈન્ટીંગ બહુ સુંદર છે. પીન્ટો, રીચલીઓ અને બેટીનું કામ ઘણું સુંદર છે.

વેટિકનમાં ત્યાર પછી ચિત્રસંગ્રહ આવે છે. દરેક ચિત્ર જોવા લાયક છે. કોઈ કોઈનું વર્ણન લખી લીધું છે તે નીચે પ્રમાણે—

એની ભીંતીપર ફ્લોરેન્ટાઇન ચિનારાઓએ બહુ સારૂં ચિત્રકામ કર્યું છે. રાફેલે એમાં ત્રણ રૂમો બનાવ્યા છે. આ ત્રણે ઓરડા બહુ સુંદર છે. ચિત્રકામ જેમ જોઈએ તેમ અભિનવ લાગે છે. માથે છત ઉપરના પેઈન્ટીંગ પણ જોવા લાયક છે. બાઈબલની હકીકતના દેખાવો બહુ સુંદર રીતે ચીતર્યા છે.

ભીંતપર બોટિસેલ્લી વિગેરેનું ચિત્રકામ આદર્શ છે.

માઈકલ એંજેલોએ ભીંત ઉપર અને ખાસ કરીને છત ઉપર Creation (ઉત્પત્તિ), the Fall. (પતન) Hope of redemption (તરણ આશા)નાં અદ્દભુત ભાવવાહી ચિત્રો બનાવ્યાં છે. દરેક ચિત્ર ઘણું લાંબુ પહોળું હોય છે.

રાફેલનું કવિઓના ચિત્રનું અને Meeting of Philosophers (તત્ત્વજ્ઞાનીઓનું મીલન)નું કામ અત્યંત સુંદર છે.

કોન્સ્ટેન્ટાઇન રાજાનો હોલ રાફેલે ચીતર્યો છે. એની છતપર લોરેટનું કામ છે.

સોલ ચેપેલો (નાના મંદિરો) ૧૪૭૧ મા સ્થાપવામા આવ્યા. એને Sistine chapels કહે છે. સીસ્ટાઇન એટલે સોળ એમા માઇકલ એન્જેલોનુ 'લસ્ટ જજમેન્ટ'નુ ચિત્ર અસાધારણ છે આ બધા ચિત્રો જોવા માટે ત્યા બાકડા છે એ ગૃહમડપ ઘણો મોટો છે. એના દશ વિભાગ માઇકલ એન્જેલોએ ચિતર્યા છે અને ૭ વિભાગો બોટિસેલીએ ચિતર્યાં છે બેસીને જોવા લાયક છે આખો વિભાગ સમજતા અરધો કલાક થાય છે પણ સમજવા જેવો છે આ ચિત્રકામ અસાધારણ છે બીજી કોઈ જગ્યાએ ભાગ્યેજ જોવા મળે તેવુ છે મડપની ઊંચાઇ પણ ગજાવર છે ગાઈડ આપણને સમજાવે ત્યારે શિશાળના મારતા જેવુ લાગે છે અને એવા ઘણા વર્ગો એક સાથે ચાલતા જણાય છે

આ સોળ ચેપલના ચિત્રનુ વર્ણન પણ કોઇ સારી ચોપડીમાથી વાચવા લાયક છે સૃષ્ટિને કેવી રીતે બનાવી અને છેવટે એડમ અને ઇવ કેમ બન્યા એનુ જીવતુ ચિત્ર અહિ જોવાનુ છે એમા કળાકાર કલ્પનામાથી કેવી કળા ઉપજાવી શકે છે એનો ખ્યાલ કરવા જેવો છે પ્રથમ વિભાગમ પ્રભુ (God) પ્રકાશ અને અધકારને જૂદા પાડે છે, બીજામા તે સૂર્ય અને ચદ્ર ઉત્પન્ન કરે છે, તેમાજ તે પૃથ્વીને વનસ્પતિ ઉત્પન્ન કરવા ફરમાવે છે ત્રીજા વિભાગમા જનાવરની ઉત્પત્તિ બતાવી છે, ચોથામા મનુષ્યની ઉત્પત્તિ બતાવી છે, પાચમામા એડમની બાજુમાથી ઇવની ઉત્પત્તિ બતાવી છે, છઠ્ઠામા દાનવ-ડેવીલનો દેખાવ આપ્યો છે, સર્પાકારે તે એડમ અને ઇવ સાથે વાતો કરે છે અને ફળ આપે છે, સાતમામા નોઆ અને આઠમામા પ્રલયકાળનુ પૂર (flood) બતાવ્યુ છે. નીચે અનેક Prophets બતાવ્યા છે. જેરેમીઆ

અને સીમીતો મજાના છે. આ આખુ ચેપલ બહુ ધારીને-મમ જીને કળાની દષ્ટિએ ખાસ જોવા લાયક છે. આગળ વધતાં વેટિકનમા Max Gallery આવે છે,

ઈટાલીના નકશા ભીંત પર ચીતર્યા છે. વિભાગના શહેરના અને બીજા નાના મોટા સેકડો નકશાઓ છે

'ગેલેરી ઓફ ટેપેસ્ટ્રી'. અતિ ઊંચા કામની ટેપેસ્ટ્રીઓ બતાવી છે.

આમા ગફેલની ટેપેસ્ટ્રી ખાસ વખણાય છે.

પછી આરસકામનો વિભાગ આવે છે.

અનેક જાતના આરસના જનાવરો બતાવ્યા છે

કેનોરાના આરસના ત્રણ પુતળા બહુ આકર્ષક છે.

બેલ્વેડારનો એપોનો (Appollo) જેનો હાથ તૂટી ગયો છે તે પ્રસિદ્ધ આરસનુ બાવલુ અહીં છે-બહુ સુદર છે. એના તૂટેલ હાથના સ્થાન અને આકારનો નિર્ણય કરવામા ઘણા શિલ્પીઓ તર્ક કરી રહ્યા છે. **લી**ઓનાર્ડો વીન્ચીના રૂમમા બહુ ભાવનાઓ છે એનો એનેટામીનો-શરીરરચનાનો અભ્યાસ બહુ સુન્દર ગણાય છે, એટલે જ્યા સ્નાયુ વિગેરે વધો બનાવવ હોય તે તે આરસ કામમા બહુ સારી રીતે બતાવી આપી શકે છે. આ વિભાગમા પુતળાઓ એટલા બધા છે કે વાત નહિ, ઘણા જોવા લાયક છે અને તેના બનાવનાર વિગેરેની હકીકત આપેલી હોય છે. ગાઇડ પણ એગના વિષે ઘણી જાણવા લાયક હકીકત કહે છે.



**Vatican Picture Gallery.**

અહિં બહુ સારો ચિત્રસંગ્રહ છે. એ બહારના ભાગમાં, પણ મકાનને લગતો, અલગ વિભાગ છે. જેટલાં છે તેટલાં ચિત્રો ઘણાં સુંદર છે. આમાં રાફેલનું Transfiguration આ આખા સંગ્રહમાં અતિ સુંદર છે.

રાફેલ અને તેના શિષ્યનું કામ ઘણું સુંદર છે.

વેનિશિયન સ્કૂલ માટે એક આખો જૂદો વિભાગ છે.

---

ત્રીજે દિવસે બપોરે નીચેનાં સ્થળો જોયાં.

કોલોઝિયમ

**Colosseum.**

આને અસલ Amphitheatrum Flavium કહેતા હતા. આખી દુનિયામા એ મોટામાં મોટું થીએટર છે. અને અગાઉ પૃ. ૨૮૫ માં જેનું વર્ણન આવ્યુ તે કેપીટોલની બરાબર સામે છે. સને ૮૦માં ટાઇટસે એ પૂરૂ કર્યું. એના છ માળ ગોળાકારે છે. ૧૮૮ મીટર ઉંચું છે. એમાં Plebeans સામાજિક આમવર્ગને, સ્ત્રીઓને, સેનેટરોને, લડવૈયાઓને અને નાવીકોને બેસવાની જૂદી જૂદી જગ્યા છે. વચ્ચે Arena (મેદાન) છે. એમા અસલ gladiators ( મલ્લો ) ની લડાઇ થતી હતી, જનાવરોની સાઠમારી થતી હતી અને એમાં ગોઠવણ એવી સુઘડ હતી કે બધા માણસો દશ મીનિટમા પોતપોતાની જગ્યા પર બેસી જાય અને રમત પૂરી થાય ત્યારે દશ મિનિટમાં આખું ગૃહ ખાલી કરી જાય.

એમ કરવાની યુક્તિ હતી તેથી છ માળ સુધીની બધી બેઠકો દશ મીનિટમા એક સાથે ભરાઇ જતી અને ટીકિટ વગર કોઇ બેસી શકતો નહિ. ટીકીનો તે વખતે સવાલ નહોતો પણ વ્યવસ્થા ઉત્તમ પ્રકારની હતી એનો ઉપરનો એક માળ તોડી નાખી તેના કાટથી ચાર દેવળો બાધ્યા છે છતા ઉપર એક માળ હતો એમ દેખાઇ આવે છે એમા ૪૦ થી ૫૦૦૦૦ પ્રેક્ષકો એક સાથે બેસી શકતા હતા. આ કોલોઝિયમની બહારના ભાગમા ૨૪ કેદ ખાના હતા જવા આવવાનો રસ્તો (passage) પ્રત્યેક વિભાગ માટે જૂદો હતો એની બાધણીમા ખુબિ એ છે કે એમા ચુનો વાપર્યો નથી પણ એક પથ્થર ઉપર બીજો પથ્થરજ ગોઠવી દીધો છે. દાખલ થવાના ૮૦ દરવાજા છે દરેક ચોથી કમાને એક દાદર આવે છે, કમાનની બાજુએ કોરીન્થીઅન જાતના થાભના છે અગાડીના ભાગમા Vestal Virgins ને બેસવાની જગા હતી અત્યારે તો રોમન સામ્રાજ્યના સમયમા શુ હતુ તે જોવા પુરતુ જ આ ઉપયોગી છે, બાકી અત્યારે એ જળવાઈ રહેલ પુરાતન ખડેર છે.

નીચે રમવાની જગ્યા (arena)નું માપ ૯૪×૫૯ વાર છે એના ઉપર અદરના ભાગમા જગલી જનાવરોને રાખવાના પાજરા હતા લોકો એના ઉપર ગાડા થઈ જત. કહે છે કે દર વખતે ૫૦૦૦ જગલી જનાવરોની સાઠમારી તેમા થતી હતી. અત્યારે આ જબરજસ્ત મકાનનો કે ભાગજ રહ્યો છે, છતા જે રહ્યો છે તે ઘણો મજબૂત દેખાય છે એને માટે એમ કહેવાય છે કે—

While stands the colosseum, Rome shall stand,

When falls the colosseum, Rome shall fall,
And when Rome falls, with it shall fall the world.

આ તો સામ્રાજ્યવાદી મનુષ્યોની ધૃષ્ટતાનું એક દૃષ્ટાન્ત માત્ર છે. એ કોલોઝીયમ ચારે બાજુ ફરીને જોવા જેવુ છે. અસલના વખતમાં પણ કેવાં મકાનો બની શકતાં હતા, ઇજનેરી જ્ઞાન કેટલુ હતું તેનો ખ્યાલ આવે તેમ છે.

<u>કોન્સ્ટેન્ટાઇનનું પ્રવેશદ્વાર.</u> Arch of Constantine.

રોમમા પહેલો ક્રીસ્ચીઅન રાજા કોન્સ્ટેન્ટાઇન થયો. તેની વિજય કમાન બાજુમા છે તે ત્યાર પછી બતાવવામા આવે છે.

પછી એપીઅન વે Applan way આવે છે. એ ૩૬૭ માઇલ લાંબો રસ્તો છે. એ રોમથી બ્રીંડીઝી સુધી જાય છે. એનો બાંધનાર રાજા Apian Claudius હતો. રોમના સામ્રાજ્યના સમયમા રસ્તા કેટલા મોટા અને કેવા બંધાતા હતા અને તેને કેટલી અગત્ય આપવામા આવતી હતી તેનો ખ્યાલ આ રસ્તા ઉપરથી આવે છે.

<u>કારાકેલાના હમામખાનાં.</u>

**Baths of Caracalla**

આ સ્નાનગૃહો ઈ. સ. ૨૧૨ મા કારાકાલાએ બાંધેલા છે. લોકોને રમત ગમતો અને હમામખાનાઓ રાજ્ય તરફથી પૂરા પાડવામા આવતા હતા. એમા એણે ૨૦ લાખ આરસના પૂતળા ગોઠવ્યા હતા. એને માટે એમ કહેવાતું હતું કે એની પ્રજા બે પ્રકારની છે એક આરસની અને બીજી માસ (flesh)ની. જેટલી પ્રજા એટલા બીજી બાજુએ એના પૂતળા હતા. અહીં ચિત્ર, રમત ગમત,

લાઇબ્રેરી, વિગેરે આનંદનાં અનેક સાધનો ઉપજાવ્યાં હતાં. અત્યારે એ સ્થાનજ જોવાય છે. પૂતળાંનો નાશ થઇ ગયો છે.

**સેંટ સેબેસ્ચીઅન ગૃહ.**

ત્યાંથી Arch of Drusus, જેને હાલ st. sebastian's Gate કહેવામાં આવે છે તે જોયું. આગળ ચાલતાં, Quo Vadis ચર્ચમાં ક્રાઇસ્ટનાં પગલાં જોયાં; જેવાં આપણે ત્યાં પગલાં હોય છે તેવાંજ. સેટપીટરને અહીં પકડયો એમ કહેવાય છે. દેવળ સાધારણ છે.

<u>કેટેકોંબ,</u>

પછી Catacombe જોયું. કેટેકોમ્બ ઓફ સેંટ કેલીકસ્ટસ (Calixtus)માં ગયા. ત્યાં અમને ત્રણ લીરા લઇને હાથમાં મીણબત્તીઓ આપી. મીણબત્તી સળગાવી અંદર ગયા. જમીનની અંદર આ જગા કોરી કાઢી છે. એ રોમની બાજુમાં છે. પ્રથમ એક ઇંટનું નાનું ઘર આવે છે. પછી અંદર ઉતરીએ એટલે કેટલુંક ચાલવાનું આવે છે. નવાઇ જેવી રીતે જમીનની અંદર આ દાટવાની જગ્યા બનાવી છે. આખો વખત સેંકડો લોકો હાથમાં મીણબત્તી લઈ નાના રસ્તામાં ચાલે છે. એક પાદરી રસ્તો બતાવે છે. પછી તે ઊભો રહી ભાષણ કરે છે. કોઇ જગ્યાએ હાડકાં પડેલાં છે, કોઈ ભીંતમાં જૂના વખતના ઘંટ વિગેરેનાં ચિત્રો છે. આખી એક ફુટ લાંબી અને પાતળી બત્તી હતી તે પૂરી થઈ એટલો વખત જમીનમાં ફર્યા. આમાં કેટલાક પાદરીઓ, અસલ, ધર્મને માટે મરણ પામેલા એમ કહેવાય છે. આને One of those early christian subterranean

burial places (અસલનું જમીનની અંદર આવેલું ખ્રિસ્તિઓનુ કબ્રસ્તાન) કહેવામા આવે છે ઘણી મહેનત પછી એને શોધી કાઢવામા આવેલ અને જાળવી રાખેલ છે આ એક નવીન પ્રકારની ચીજ છે.

'સેનેકાનું ઘર' દૂરથી જોયુ

રોમ-અકીર્ણ

આવી રીતે રોમ જોયુ છેલ્લે રોમનો આખો 'વ્યુ' દૂરથી જોયો જૂનું રોમ અને નવુ રોમ બારીકાઇથી જોયુ દૂરથી એની ભવ્યતા સાથે એનો ઇતિહાસ ચીતરાતો દેખાતો ત્રણ દિવસમા અનેક ચીજો જોઈ અને ઘણુ જોવાનું બાકી રહ્યુ એની ઘોડા ગાડી ટ્રામવે અને ટેક્સીનો અહીં જોઇએ તેટલો ઉપયોગ થાય છે અને ભાડા સાધારણ છે

રોમમા લીરાનુ ચલણ છે હાલ પાઉન્ડના લગભગ ૧૪૬ લીરા આવે છે એટલે ચલણનો અહીં પણ બેવડો લાભ હતો

વખતના સંકોચને કારણે Naples નેપલ્સ અને પોંપીઆઇ ન જઇ શકયા વીસુવીયમ જોવાની તક ન મળી

રાત્રે ઇન્ટરનેશનલકારમા બેસી વેનિસ ગયા એ ગાડીનું વર્ણન આગળ આવશે તા ૭-૮-૨૯ રવિવારે સવારે સાત વાગે વેનિસને સ્ટેશને ઉતર્યા ત્યારે ઝરમર વરસાદ આવતો હતો ઐતિહાસિક શહેર છોડી હવે romantic શહેરમા આવ્યા

## વેનિસ

Venice. ઇટાલીઅન Venezia.

પશ્ચિમ પ્રદેશમાં પૂર્વના સૌંદર્યનું ભાન કરાવતું, અનેક કવિ-ઓને આશ્રય આપતું, એડ્રીઆટિક સમુદ્રના એક લેગુન (અખાત)માં આવેલું આ શહેર ઇટાલિના એક પ્રાંતની રાજધાની છે. Lagoon or Lagune એટલે એડ્રીઆટિકનો એક છાછરો અખાત. એની વસ્તી ૧૪૮૦૦૦ ની છે. એનામાં વિચિત્ર રમણીયતા છે. એ જળમય પ્રદેશ છે, સમુદ્રના કાંઠા પર છે અને એની શેરીઓ જળની છે. વાંચતાં માનવામાં ન આવે તેની તેની રચના છે. એમાં જવા આવવાના રસ્તા જળના બનાવેલા છે અથવા જળમાર્ગની બાજુના ભાગમાં ધરો બાંધેલાં છે. રસ્તાઓ લગભગ ૧૫૦ છે. એને કેનાલ કહેવામાં આવે છે, પણ એ રસ્તાનું કામ બજાવે છે. શહેરમાં એક ભાગમાંથી બીજા ભાગમાં જવા માટે આ રસ્તાઓમાં એક વિચિત્ર જાતની ગોન્ડોલા (Gondola) નામે બોટો વાપરવામાં આવે છે. એ બોટો આપણી બલામડીથી સહજ મોટી હોય છે, માત્ર હલેસાંથી ચાલે છે અને એક જ ખલાસી એને ચલાવી શકે છે. અંદર પાંચ છ માણસ બેસે છે. કેનાલના રસ્તાપર આવ જા કરવાનું એ સાધન છે અને એમાં બેસવાની ભારે મજા આવે છે અને તદ્દન નવીન જાતનોજ અનુભવ થાય છે. એના ટેરીફના ભાવો સરકારે મુકરર

કરેના છે એટલે ટેક્સી અથવા વીકટોરીઆ બીજા શહેરોમા જે કાર્ય કરે છે તે અહીં ગોંડોના કરે છે. એ ઉપરાત એક grand canal or canalazza છે જે ઘણી મોટી છે એમા સ્ટીમરો ચાલે છે સ્ટીમરના ભાડા અને ભાવ મુકરર કરેલા હોય છે. સ્ટીમરો વખતસર જાય આવે છે એ આપણી લોકલ ટ્રેન સર્વિસ સાથે બરાબર સરખાવી શકાય તેવી છે. એમા એક સાથે ૨૦૦-૩૦૦ માણસો બેસે એક માઇલે અરધો માઇલે સ્ટેશન આવે ત્યા ટીકિટ લઈ માણસો ચડવા માટે હાજર હોય, ઉતરનારા પ્રથમ ઉતરી જાય, પછી નવા અંદર આવે અને બધુ કામ એક મીનિટમા પતી જાય એટલે સ્ટીમર ચાલવા માંડે ગ્રાંડ કેનાલમા એના દરેક સ્ટેશનો છે અને લિડો (Lido) જવાનું પણ એ મુખ્ય સાધન છે લિડોનું વર્ણન હવે પછી આવશે

વેનિસના આ નવાઇ જેવા રસ્તા કેવા હશે તેનો ખ્યાલ મગજમા આવતો નહોતો વેનિસના સ્ટેશને ઉતરીને તુરતજ સામાન ગોંડોલામા મૂક્યો ગોંડોલાની બહારના ભાગમા એક બાજુ બરછીનો આકાર હોય છે તેમા છ વિભાગ પાડ્યા છે તે વેનિસ પ્રાતના છ વિભાગનું દૃશ્ય છે એમ અમને કહેવામા આવ્યુ પછી અમારી ગોંડોલાના એક માણસે હલેસાથી ચલાવી નાની નાની અનેક કેનાલો પસાર કરી બન્ને બાજુ ઘરો અને વચ્ચે ૩૦-૩૫ ફીટ પહોળી કેનાલ આ જળમાર્ગો અને બાજુએ ઊંચા ઘરો-તે આપણા હિંદુસ્તાનના ઘર જેવાજ-ઈંટ ચુનના અને દેખાવ પણ પૌર્વાત્ય શહેરનો ફેર માત્ર રસ્તા જળમય લાગે એટલોજ છે લગભગ પોણા કલાકે grand canal પર આવ્યા. વચ્ચે એક મોટી કેનાલ પણ આવી બાકીની કેનાલ

તો નાની હતી. જળમાર્ગોમાં સ્થાનપર પહોંચવા માટે આડા અવળા આંટાફેરા ગોંડોલાએ ખૂબ માર્યા. આખરે લગભગ ૫૦ મીનિટે હોટેલ રેજીના (Hotel Regina)માં પહોંચ્યા. આ કેનાલો જોવાની મજા એટલા માટે આવી કે અમારે માટે એ તદ્દન નવીન હતી. નાની કેનાલો ૩૦ ફીટ પહોળી લગભગ હોય તે ગંદી ખરી, ઓટ વખતે તેમા વાસ આવે.

વેનિસમાં ૧૫૦ કેનાલ છે. તેના ઉપર ૩૭૮ પુલો છે. જવાઆવવાના, માણસો ચાલી શકે તેવા ચાર પાંચ ફીટના રસ્તાઓ છે અને કેનાલ આવે ત્યા પુલ ઓળંગવાનો હોય છે. મુખ્ય વ્યવહાર નાની કેનાલોમાં ગોંડાલાથીજ ચાલે છે. ગોંડોલા જોવા લાયક છે. એનો રંગ કાળો હોય છે.

એ ઉપરાંત નાની મોટરથી ચાલતી સ્ટીમબોટો ભાડે મળે છે પણ તેના ભાડા આકરા છે. એક કલાકના ૫૦ લીરા (લગભગ પાંચ રૂપિયા) લે છે. મોટી કેનાલમાં સ્ટીમરથી વ્યવહાર ચાલે છે.

વેનિસનો ઇતિહાસ જૂનો છે. એની કળા ઉપર પૌર્વાત્ય છાપ દેખાઇ આવે છે. એનાં ઘરોની બાંધણીમાં આપણા જેવા છાપરા વિગેરે સર્વ દેખાય છે. ટીશીઆન, ટીન્ટોરેટો, વીરોનીઝ વિગેરે એના ખાસ કલાકારો પંદરમા સૈકામા થયા.

અમારી હોટેલ ગ્રાંડ કેનાલ પર આવેલી હતી. ન સમજાય તેવી ભાષા બોલતો ગોંડાલાનો હાંકનાર ડોસો અમને ત્યાં લઇ આવ્યો. સામાન બોટમાં સાથેજ હતો. હોટેલમા ગયા પછી નિરાંત થઇ પણ અહીં અમારા સબંધી પત્રવ્યવહારમાં કુકની ઓફિસની કાંઇ ગેરસમજ થયેલી એટલે અમને રૂમો મળતા બે કલાકનો વખત લાગ્યો. અમે બ્રેકફાસ્ટ (નાસ્તો) લીધો. મોટી કેનાલના

નાકા ઉપર હોટેલ આવેલી એટલે સુંદર લાગતી હતી. દરિયે જોઇએ ત્યારે ઘણો આનંદ આવતો હતો. આખો દિવસ મોટી સ્ટીમરો આવજા કરતી હતી અને ગોંડોલાઓનો તો પાર નહોતો.

<u>લિડો.</u>

આજે રવિવાર હતો એટલે અમે લિડો જઇ આવવાનો વિચાર કર્યો. લંચ લઇ સ્ટીમરનો રસ્તો શોધી કાઢયો. એક સ્ટીમરમાં ટીકિટ લઇ બેઠા. જવા આવવાની ટીકિટનો દર માત્ર લીરા–૧૫. અમે બેઠા ત્યારે લગભગ બસો ઉતારૂઓ સ્ટીમરમાં હશે. સ્ટીમર અરધા પોણા માઇલને અંતરે આવેલા છ સ્ટેશને ઊભી રહી. પછી બે માઇલ લગભગ આગળ વધી એટલે લિડો (Lido) આવ્યું. આ ઘણી ફેશનેબલ જગ્યા છે. એને માટે છાપામા ઘણું વાંચ્યુ હતું. એમાં પાર વગરની હોટેલો છે. ત્યાં સ્ટીમરમાંથી ઉતરીએ એટલે પાયર–બંદર–પર જવા માટે ટ્રામો અથવા ઘોડાગાડી મળે છે. અમે ઘોડાગાડી કરી.

રસ્તો ઘણો સુંદર. બન્ને બાજુએ બહુ સુંદર દુકાનો અને હોટેલો આવી રહેલી. હોટેલો બહુ ઊંચા પ્રકારની હોય એમ લાગ્યું. આજે વરસાદ હતો. ઝાડની ઘટા તળે અમે આગળ વધ્યા. એક મોટું કાફે–રેસ્ટોરાં આવે છે તેમા પછી જવાનું રાખ્યુ. આગળ ન્હાવાના કેબીનો જોયાં. પાંચ હજાર કેબીનો હશે. તેમાં કપડાં બદલી ન્હાવાનાં કપડાં પહેરી સામે દરિયામાં લોકો ન્હાય છે. હજારો સ્ત્રી પુરૂષો ન્હાય છે તેના ફોટા છાપામા જોયા હતા. આજે વરસાદ અને ઠંડીને લઇને ન્હાવાનું બંધ હતું. જગ્યા જોઇ એટલે ખ્યાલ આવી ગયો. આ ન્હાવાના કેબીનો અને મોટી હોટેલો ઓકટોબરમાં બંધ થાય છે. સ્ત્રીઓ અહીં

ઘણા જરૂરી કપડાજ પહેરે છે. બધા દેશની સ્ત્રીઓ અને મુસાફરો અહીં મોજ કરવા આવે છે

ન્હાવાની જગ્યા સર્વને માટે ખુલ્લી છે. કેબીનનું ભાડુ બેસે છે. કાફેમા ચા કાફી પીવા જવા માટે પણ દાખલ થવાની ફી આપવી પડે છે. એ કાફે બહુ સુંદર છે. અંદર ફેન્સી ચીજોની પચાસ દુકાનો બે હારમા છે. પછી એક સાથે ૫૦૦ માણસ ચા પી શકે એવો મોટો હોલ છે આખો દિવસ ઇટાલીઅન બેન્ડ વાગ્યા કરે છે. ઇટાલીનુ સગીત ઘણુ વખણાય છે. ખાસ કરીને વાયોલીન તેઓનુ શ્રેષ્ઠ વાજિત્ર ગણાય છે. એ હોલની અગાડી દરિયાની ઉપર મોટો પ્રોમાનેડ છે. એની ઉપર પણ સેંકડો માણસો ચા કાફી પીએ છે અને દરિયો નિહાળે છે. આજે તો વરસાદ હતો એટલે એ ભાગ ખાલી હતો પણ ત્યાથી વરસાદ અને દરિયો જોવાની મજા હતી. ચા પીધા પછી કેટલુક જોયુ. દુકાનમા ચીજોના ભાવ જોયા તો બહુ આકરા લાગ્યા ગાડીમા બેસી બંદરપર આવ્યા સ્ટીમરમા બેસી કાંઠે ઉતરી રસ્તો શોધવા લાગ્યા, પણ હોટેલ જલ્દી જડે નહિ અને ભાષા આવડે નહિ થોડા આડા અવળા રખડયા પછી આખરે હોટેલનો રસ્તો જડયો. લિડોમા એક એકસેલ્સીયર હોટેલ છે તે ખાસ જોવા જેવી છે. એ સર્વથી વધારે 'ફેશનેબલ' કહેવાય છે. ત્યા એક કોન્સર્ટ હોલ છે તેમા કોન્સર્ટ સારા થાય છે એમ અમને કહેવામા આવ્યુ. રાત્રે ડીનર લઈ સુઇ રહ્યા.

કુકની ઓફિસ પીઆઝા ડી' લીઓન્સીનિમા છે ત્યા એકઠા થયા સવારે તો બધુ ચાલીને જોવાનુ હતુ. આજની અમારી પાર્ટી મોટી હતી. લગભગ ૭૫ સ્ત્રી પુરૂષો હશે બાજુમા—

## સેંટ માર્કનું દેવળ.

**St. Mark Cathedral & Piazza.**

જોવા લાયક છે. એની સામેનો આખો સ્ક્વેર ઘણો વિશાળ છે. વચ્ચે બહુ મોટો ચોક છે તેમાં કબુતરને ચણ નાંખવામાં આવે છે. ત્રણ બાજુ લગભગ ૬૦ દુકાનો છે તેમાં ફેન્સી માલ પૂરતા દામે મળે છે અને કેટલીક ઓફિસો પણ છે. દુકાનની શોભા ઘણી સારી અને દુકાનની બહારની બારીમાં માલ બતાવવાની રીત યુરોપના જેવી. ભાવ કોઈ જગ્યાએ એક નહિ. આઠસો લીરાનો ભાવ કહી પાંચસેએં આપે એટલે આપણા જેવા ભાષાના અજાણ્યા માણસોને તકલીફ પડે. લગભગ દરેક દુકાને અંગ્રેજી બોલનારા હોય છે. આ સ્ક્વેર જેવો મોટો સ્ક્વેર ઇટાલિમાં એકે નથી અને અસલ વેનિસ ઘણું વિશાળ અને મોટો વેપાર કરનારૂં શહેર હશે તેની એ પ્રતીતિ કરાવે તેટલો એનો વિસ્તાર છે. એની લંબાઇ ૧૯૨ વાર છે અને પહોળાઇ ૯૦ વાર છે. એની પૂર્વ બાજુએ સેંટમાર્કનું દેવળ ઘણું વિશાળ છે. અજવાળીઆમાં આ સ્ક્વેર બહુ સુંદર દેખાય છે.

'સેંટ માર્ક' વેનિસનો રક્ષકદેવ કહેવાય છે. નવમા અને દશમા સૈકામાં આ દેવળ બાંધ્યું અને અલેક્ઝાંડ્રીઆથી આણેલાં સેંટમાર્કનાં હાડકાનું તેમાં સ્થાપન કરવામાં આવ્યું છે—એમ અમને ગાઇડે કહ્યું. એક ભયંકર આગ પછી અગીઆરમાં સૈકામાં એને તદ્દન ફરીવાર byzantine બાઇઝેન્ટાઇન સ્ટાઇલપર બાંધવામાં આવ્યું છે. એમાં પાંચસો થાંભલા આરસનાં છે અને એનું મોઝેઇક કામ સુંદર છે. રસ્તા ઉપર ચાર સોનેરી ઘોડા છે તે બહુ સુંદર છે. અંદરનો ભાગ પણ મજાનો છે. એની ફરસબંધી સુંદર

છે. આખુ મદિર બહુ જોવા લાયક છે પણ સેંટ પીટરનું રોમનું મદિર જોયા પછી કાંઈ વિશેષના લાગતી નથી. એનુ સુદર ચિત્ર કામ અને બાધણી જોવા લાયક છે. એની બાપ્ટીસ્ટરી અને એમાનો ઓલ્ટરપીસ ખાસ સુન્દર છે. એમા કેટલાક આરસના પુતળા પણ જોવાલાયક છે.

એની બહારના ભાગમા સેંટ માર્કનો લાયન (Lion સિંહ) જોવા જેવો છે અને સેંટ થીઓડૅાર (વેનીસના અસલના રિપબ્લીકના પેટ્રન સેઈન્ટ)નુ પુતળુ પણ મજાનુ છે ત્યાથી લેગુન-દરિયો, ગ્રાંડ કેનાલ સામે દેખાય છે. એ પીઆઝાનો ભાગ પણ ઘણો સુદર લાગે છે અને આખો દિવસ હજારો માણસો ત્યા આવજા કરતા દેખાય છે. એ વિભાગ ખાલી, મનુષ્ય વગરનો-નિર્જન ભાગ્યેજ દેખાય છે.

ડોગીસ મહાલ

બાજુમા Palace of Doges (Palazzo Ducale) બહુ ભવ્ય છે. ફી લઈને દાખલ કરવામા આવે છે. પ્રથમ Giant Staircase આવે છે. તેને માથે માર્સ અને નેપ્ચ્યુનના આરસના બહુ જબરા રાક્ષસી કદના બાવલા આવેલા છે-તે પરથી તેનુ એ નામ પાડયુ જણાય છે અદર વળી grand staircase મોટો દાદરો આવે છે. અસલ ત્યથી ઉમરાવ વર્ગ જ અદર દાખલ થઇ શકતો હતો તે પરથી એ નામ પડયુ જણાય છે. અહીં ડોગીસ અને ત્યાર પછીના રાજ્યોના કાઉન્સીલ હોલ છે, કોરટ છે અને નીચે કેદખાનામાથી કેદીઓને ઉપર લઇ આવવામા આવતા હતા તે બતાવે છે. બીજા માળ ઉપર પ્રજા સત્તાક રાજ્યની ઓફિસના રૂમો છે મહેલમા અનેક સુદરચિત્રો

છે. વેનિસની સ્કૂલનો અહીં ખ્યાલ આવે છે અહીં દશની અને ત્રણની કાઉન્સીલના રૂમો છે તે ખાસ જોવા લાયક છે

પછી કેદખાના બતાવવામા આવે છે ત્યારપછી Bridge of sighs–નિસાસાનો પુલ આવે છે સન્ર કેદખાનામા રાજ દ્રોહી કેદીઓને પૂરવામા આવતા હતા અને તેમને ત્રાસ આપ વામા આવતો હતો જૂના વખતમા કેવી આપત્તિઓ હતી તેટલા પૂરતુજ એ જોવા લાયક છે મનમા ગ્લાનિ થવા સિવાય વિશેષ લાભ આ કેદખાનાને કે સદર પુલને જોતા થતો નથી

બપોરની સહેલગાહ ગોંડોલોમા કરવાની હતી ગોંડોલા કુક તરફથી કરવામા આવી હતી દરેક ગોંડોલામા પાચ પાચ સહેલાણી- ઓને બેસાડવામા આવતા હતા પોતાની ગોંડોલાનો નબર યાદ રાખવાનો, કારણ કે ચાર પાચ વખત બેસવાનુ અને ઉતરવાનુ હતુ સેંટ માર્કની સામેના કાઠા (લેગ્યુન) પરથી અમે ગોંડોલામા બેઠા

સેટા મારીઆ Santa Maria della saluta

એક બેટપર દરિયાની વચ્ચે ગ્રાડ કેનાલમા 'સાટા મારીઆ' નુ દેવળ જોયુ વેનિસમા અગાઉ મોટી મરકી થઈ હતી ત્યારે આ દેવળ બાધવામા આવ્યુ હતુ ખાસ કરીને એની બાજુના ભાગમા બહુ સુદર આરસના પુતળા છે અને ડોમ પણ ઘણો વિશાળ છે એનું સ્થાન ઘણુ સુદર અને શાત છે ગ્રાડ કેનાલ પર એ આવેલ છે અને સુદર દેખાય છે દૂરથી અમારી હોટેલમાથી પણ તે દેખાતુ હતું કારણ કે તે બરાબર સામે આવેલુ હતું એમા ટીન્ટોરેટો (Tintoretto) અને ટીશીયન (Titian) નામના ચિત્રકારોનું અસાધારણ ચિત્રકામ જોવા લાયક છે જમીનપરની ફરસબધી ખાસ જોવા લાયક છે

**Church of Frari**

ફ્રારીનું દેવળ સુંદર છે. એમાં ટીશીયનનું મોન્યુમેન્ટ બહુ જોવાલાયક છે. અહીં કબ્ર છે.

**Church of Jesuits.**

જેઝયુઇટોનું દેવળ આરસના નકશી કામનો નમુનો છે અને ખાસ જોવાલાયક છે.

એ ઉપરાંત s. s. Giovanni બનાવવામાં આવે છે.

'રીઆલટો બ્રીજ' (Rialto Bridge) બાયરને સુપ્રસિદ્ધ કરેલો છે, ત્યાં ગેડોલા જાય છે. તેની બાજુમા એક ઘર છે તેને શાયલોક (Shylock)–મરચન્ટ ઓફ્ વેનિસના ઘર તરીકે બતાવવામાં આવે છે. વાસ્તવીક રીતે શાયલોક શેકસપીઅરની કલ્પનાનું પાત્ર છે; એટલે વેનિસના ગમે તે ઘરને શાયલોકનુ ઘર કહી શકાય !!

વેનિસમાં આ ઉપરાન યુનિવર્સિટિ અને ગેલેરી જોવા લાયક છે. અહીંથી સ્ટીમરમાં ઘણી જગ્યાએ મોજ (એક્સકર્ઝન) કરવા જઇ શકાય છે.

<u>વેનિસ માટે અભીપ્રાય.</u>

વેનિસમાં ગેડોલામાં ફરવાનુ પાર્ટી સ યે થાય છે ત્યારે ઘણી મજા આવે છે. ઠેકાણે ઠેકાણે ચઢવા ઉતરવામા વખત ઘણો જાય છે પણ જોવાની મજા બહુ આવે છે. અમારી ગેડોલામાં ગાઇડ અમારી સાથે બેઠો હતો એટલે અમને એણે ઘણી માહિતી આપી.

સાંજના ' પાઉલી કંપનીનુ આરસ અને વીજળીના કામનું કારખાનું ' બતાવ્યું. સવારે 'લેસ વર્ક' બતાવ્યુ. લેસ વર્ક છોડીઓ

હાથે કરે છે. બહુ મઝાનુ કામ કરે છે. લખનૌમાં જેવા ફ્રોક ખેસ વિગેરે બનેજ તેવું, પણ વધારે બારીક કામ દોરાથી અહીં કરે છે.

કાચનું કામ તો કમાલ હતું. કાચનાં ઝુમર, કાચનાં વેલસેટ, કાચના દ્રાક્ષમંડપો–અનેક જાતની કાચની શોભાઓ જોઈ. વસ્તુ મોકલવાની અને કસ્ટમ્સની અગવડ બતાવી, તેનો સીધો મુંબઈ મોકલવાનો ઉપાય તેણે બતાવ્યો. પેક તો એવું કરે કે ગમે તેવું કાચકામ હોય તો પણ વાંધો નહિ અને ભાંગતોડના વીમા ઉતરે. આ કાચ કામ જોતાં બહુ આનંદ થયો. દ્રાક્ષના વેલામાં વીજળીનું કામ એવું દીપે કે વાત નહિ અને તેમાં પાછી અનેકવિધ વિવિધતા દેખાડી. ઉપરાંત બીજાં ઘણી જાતનાં કાચકામો બતાવ્યાં. ભાવ એક, પણ કમીશન આપે ખરા.

આજે રાત્રે એક મોટરબોટ ભાડે કરી દરિયામાં ખૂબ ફર્યા. ફરીવાર લિડો જઇ આવ્યા. બીજાં બંદરોની દીપાવલી જોઇ. એક બેટ ફરતો તો આખો ફેરો (ચક્કર–પ્રદક્ષિણા) મારી આવ્યા. મોટી સ્ટીમર બાજુમાંથી પસાર થાય ત્યારે મોટરબોટ કેટલી ઉછળે છે અને પાણીમાં કેવા મોટા ડુંગરા ટેકરા થાય છે તેનો ખ્યાલ થયો. લિડોમાં ઉતરી ત્યાંની લાઇટ અને હોટેલો જોયા. રાત્રે ત્યાં માણસો ફુટપાથ ઉપર ખૂબ ફરે છે અને આનંદ કરે છે. પીજામા સુટ પહેરીને સ્ત્રીઓ ફરે એ દેખાવ સાંજ જોગો. આપણી નજરે એમાં ઘણી વિચિત્રતા લાગે.

બીજે દિવસે અમારે સ્વતઃ વેનિસ જોવાનું હતું. મારી ટુર અહીં પૂરી થતી હતી અને મારી સાથે મારા મિત્ર મી. નંદલાલ હતા તે અહીંથી પેરિસ જવાના હતા. મેં કુકની ઓફિસમાં જઇ બરલીન બોન એન્ટવર્પની ટુર મુકરર કરી. તેઓએ પણ આજને

આજ રીઝર્વ મળશે કે નહિ, તેની શંકા બતાવી. મારે કાંઇ ખાસ કાર્ય નહોતું અને એકલા ફરવાનું ગમે તેમ પણ નહોતું.

કેટલીક ચીજો જોઈ, કાંઈ ખરીદી. રીઝર્વબર્થ ન મળે તો ૨૬ કલાકની મુસાફરી કરવામાં અડચણ પડે અને ખાસ કરીને એકલા જવાનું હતું એટલે પૂરતાં સાધનની જરૂર હતી. સાડાનવ વાગે ખબર મળ્યા કે રીઝર્વબર્થ મળે છે. કાંઇક ખરીદી કરી, ચાલવાની તૈયારી કરી અને ગોંડોલામા બેસી સાંજે છ વાગે વેનિસના સ્ટેશનપર આવ્યો.

વેનિસ શહેર એક વખત જરૂર જોવા લાયક છે. એની ખૂબિ તદ્દન ન્યારી છે, એના જળમાર્ગો અભિનવ છે, એની ગોંડોલા નવન છે, એની કળા આનંદ ઉપજાવે તેવી છે અને એની વિવિધતા આશ્ચર્યચકિત કરે તેવી છે.

વખતના સંકાચને કારણે મારે વીએના, મ્યુનીચ, લાઇપઝીગ, બેડન અને હેમ્બર્ગ—એટલાં શહેરો છોડી દેવા પડયા. એ દરેક સ્થળે મારે સ્કોલરોને મળવાનું હતું. મને ટાઇમ નહોતો અને પ્રોફેસરો ઉન્હાળાની રજાને કારણે બહાર ફરવા નીકળી ગયા હતા.

જો તા. ૨૭ મી ઓગસ્ટની સ્ટીમર ન પકડું તો એક માસ વધારે થતો હતો અને જોવાનું તો આમ પણ ઘણુ રહી જતું હતું: રોમની નજીક નેપલ્સ અને વીસુવિયસ છોડયા, ઉપરાંત સ્વીડન, નોર્વે, કોન્સ્ટાન્ટીનોપલ અને કેરો એલેક્ઝાન્ડ્રીઆ પણ છોડી દેવાં પડયાં હતાં. બને તો ફરીવાર આવવાનું થાય ત્યારે આ શહેરો જોવાની અભિલાષા રાખી ટુકી નવી ટુર ગોઠવી દીધી.



## જર્મની.

સાંજે ૭—૨૦ વેનીસ છોડયુ વાગોની કારમા જગ્યા મેળવવા માટે કુકને મહેનત પડી, પણુ સાંજે પાચ વાગે ખબર આપી, કે વાગોની કાર મળી છે એટલે એકદમ તૈયારી કરી જમવાનુ પતાવ્યુ અને હોટેલનું બીલ કાંઇ હોય તો તે આપી પાદરશીખ (ટીપીંગ) કરી હોટેલમાથી ચાલતી વખતે આપણા રૂમના એટેંડ ટને, લીફટમેનને, પોરટીઅરને સામાન અને ભાણા ઉપરના વેટરને 'ટીપ' કરવાનો રિવાજ પડી ગયો છે એટલે બેવડો ભર પડે છે એક તો હોટેલવાળા દશ ટકા 'સરવીસ'ના (ખીજમતના) લે છે તે તો કુકના બીલમા આવી જાય અને પાછી ફરી વખત ટીપ આપવાની તો રહેછેજ આ ટીપનો રિવાજ ઘણો વિચિત્ર છે પણ આપણે તો તીર્થયાત્રા વિગેરેમા દેવાઇ ગએલા એટલે 'શીખ' આપીએ તેવી આ ટીપ હોય છે વળી અમારે તો વેજીટેરીઅન તરીકે ખાસ ગોઠવણો કરાવવાની રહી એટલે 'ટીપ કરવાની પણ તેટલીજ જરૂર વેજીટેરીએન તરીકે આપણે જે માગીએ તે કરી આપે તેનું કાંઈ જૂદુ બીલ આપવુ પડતુ નથી એ વાત ધ્યાનમા રાખવાની છે

મારા મિત્ર આજે બપોરે પારિસ ગયા એટલે હુ એકલોજ હતો પણુ હવે મુસાફરીમા એકલો રહેવામા પણુ આનદ લઇ શકુ તેમ હતું એટલે કશી ચિતા નહોતી

સાંજે સાડા છ વાગે ' ગોંડોલા 'માં સામાન મૂકાવી હું બેઠો. એક માણુસ આખી ગોંડોલો ચલાવે. સુકાન વગર દિશાઓ પણ ફેરવે. અનેક શેરીઓ—જળમય રસ્તાઓ છોડી આખરે સ્ટેશને આવ્યો. સ્ટેશને પહોચતા પોણો કલાક લગભગ થાય છે. ગોંડોલાનું વર્ણન અગાઉ કર્યું છે એટલે ફરીવાર લખવાની જરૂર નથી. સ્ટેશને આવી ફર્સ્ટક્લાસમાં બેસી ગયો. વાગોલી કાર તો મને રાત્રે દશ વાગે વેરોના સ્ટેશને મળવાની હતી, ગાડીમા બેસી વાચવા માંડયુ ત્યાં ગાડી ઉપડી. વેનિસ શહેરની ભવ્ય રચના અને સમુદ્ર કિનારો છેલ્લા છેલ્લા જોઇ લીધા. આજે સૂર્ય પ્રકાશી નીકળ્યો હતો એટલે હવાનો વાંધો નહોતો.

લગભગ સાડા આઠ વાગ્યા પછી સૂર્ય અસ્ત થયો. દશ વાગ્યે વેરોના ઉતરી ગયો. કલાક પછી ગાડી આવી. વાગોલી કાર ( Wagons-lit ) ઇન્ટરનેશનલ છે. આખા કોંટીનન્ટ (યુરોપ) પર તે જાય છે અને જ્યા જવું હોય ત્યાંની ગાડીમા બેસવાનુ હોય છે. પછી ટ્રેનો બદલાય પણ આપણે જે ડબ્બામા બેઠા હોઇએ તે ઠેઠ સુધી જાય. એ ડબ્બાના દરેક ખાનામાં બે બર્થ હોય છે એક ઉપર અને એક નીચે. ડબ્બા સલૂન જેવા મોટા હોય છે અને સગવડનો પાર નહિ.

સુવા માટે મોટી તળાઈ હોય છે, તે પર ઓછાડ પાથરેલો હોય છે, ઓઢવા માટે ઋતુ પ્રમાણે હોય છે પણ સુતરાઉ કવ-રીંગ અને રગ તો જરૂર હોય છે. કપડા મૂકવાની પૂરતી ખીટીઓ, ઘડિયાળ ટાંગવાની નાની હુક, પછવાડે પોતાને રાખવો હોય તો સુતા સુતા વાંચી શકાય અને સાથેના પેસેન્જરને નડે નહિ તેવો વધારાનો દીવો, ઉપર વાળાને પણ એવીજ સગવડ, વચ્ચે બે

લાઇટ પણ રાત્રે તે બંધ કર્યા પછી નાઇટ લાઇટ, અંદર મ્હોઢુ ધોવાનું ગરમ ઠંડા પાણીનું સુંદર ટબ, ચાર ટુવાલ, સાબુ, પાણી પીવાનો કાચનો કળશો, પાણી ભરેલું, બે ગ્લાસ પાણી પીવા માટે, નીચે સુંદર ગાલીચો અને માથેનાં બે ઓશીકા તદ્દન સુકોમળ, વાચવા માટે ફોલ્ડીંગ ટેબલ, ઉપર ચડવા માટે સુંદર નાનો દાદરો, ડ્રેસીંગ ગાઉન મુકવા માટે ઝોળો અને આ સર્વ ઘણી થોડી જગ્યામાં એવી આકર્ષક રીતે ગોઠવેલા હોય છે કે વાત નહિ, પણ સુવાનો ચાર્જ ઘણો જબરો અને તે પણ ફર્સ્ટ ક્લાસના ભાડા ઉપરાંત ગણવો. આવી કારમા ઉંઘીએ ત્યારે એક રાત ઉંઘવાનુ કેટલું મોઘુ પડે છે તેનો ખ્યાલ આવે. બારણું બંધ કરીને બેસ પછી કોઇ વસ્તુનો ખપ હોયતો રીંગ કરવાથી એટેન્ડન્ટ આવે અને તેને ઓરડર આપી દેવાય. સવાર થાય કે તળાઇ ઉથલાવી નાખી તેનીજ બેઠક (સીટ) બનાવી દે અને ઓશીકા વિગેરે લઇ જાય. બેસવાની જગ્યા પર તદ્દન મખમલ જડેલો અને તેનીજ ઉલટી બાજુએ અંદર તળાઇ સમાઇ જાય. ચેનથી મુસાફરી કરવાની બનતી સગવડ કરી છે.

રાત્રે કાઇ નવો બનાવ બન્યો નહિ સવાર થતા પ્રદેશ જોયો તો જાણે સ્વીટઝરલાંડની સીનેરી દેખાઇ. પર્વતો લીલા કુંજર જેવા અને માથે બરફ અને ચારે તરફ વનરાજી ખીલેલી, ખેતરો વાવેલાં અને જળમય અને લીલો છવતો પ્રદેશ જોઇ આનંદ થયો.

દશ વાગ્યે સવારે **મ્યુનીચ** આવ્યું. એને Munache કહે છે. સ્ટેશને કલાક રોકાઇ બીજી ગાડીમા બેસવાનું હતું એટલે સામાન સોપી સ્ટેશન નજીક ગામ-શહેર જોયુ મ્યુનીચ ઘણું

મોટું શહેર છે. એના સ્ટેશને ૧૬ પ્લાટફોર્મ છે. અહીંથી થોડા અંતરે પહેલાં જર્મન સરહદ શરૂ થાય છે. રાત્રે અમારા પાસપોર્ટ લઈ ગયા હતા અને સામાન માટે તો મ્હોઢેથી પૂછી ગયા હતા. પરદેશીઓને વધારે પડતી સામાનની અગવડ સરહદ ઉપર પણ પડતી નથી પણ સામાન ઘણો હોય અને રજીસ્ટર કરાવ્યો હોય તો ચુથણાં ઘણા થાય છે. મને આ સર્વ બાબતની અગાઉથી ખબર હતી એટલે સામાન તો મેં કોઇ વખત રજીસ્ટર કરાવ્યોજ નહિ. અહીંની રેલવેમાં એક બીજો રિવાજ એ છે કે સામાન રજીસ્ટર કરાવે તો બધાના પૈસા ભરવા પડે, કાંઇ અમુક ભાર માફ મળે નહિ; અને ટ્રેનના ટાઈમ પહેલા પોણા કલાકે સામાન લગેજમાં નાખવો જોઇએ. આ બધી અગવડ જેની પાસે ઘણો સામાન હોય તેને થાય છે. મે તો એક સુટ કેસ અને કોથળો રાખેલો અને નાની હેડ બેગ એટલે કાંઇ અગવડ પડીજ નહિ. મજુર દરેક સ્ટેશને મળે છે પણ અહીં પોતાનો સામાન ઉપાડવામાં જરા પણ શરમ જેવુ ગણાતુ નથી. ગમે તેવી ઊંચી સ્થિતિનો માણસ પોતાનો સામાન હાથે ઉંચકી તુરત ચાલ્યો જાય છે. મજુરીના દર સાધારણ છે. મુબઇથી વધારે તો માત્ર ઇગ્લાંડમાં લાગ્યા. અહીં તો જે આપીએ તે લઇ સલામ કરી આભાર માની ચાલ્યા જાય છે.

મ્યુનીચ શહેર ઘણુ રળીઆમણુ, ટ્રામો ઘણી સુદર, સ્ટેશન-પર હોટેલોનો પાર નહિ અને વખત હોય તો જરૂર એક દિવસ રોકાવા જેવું છે. મારે વખત નહોતો પણ ઉપર ઉપરથી જોઇ સ્ટેશને વખતસર આવી બર્લિનની ગાડીમા બેસી ગયો.

જર્મનીનો આખો પ્રદેશ લીલો અને ફળદ્રુપ દેખાયો. ઝાડી

પણ પુષ્કળ છે. એની ખરી ખૂબી જમીનના ચાસો પાડવામાં છે. જમીન પર જાણે લીલો મખમલ પાથર્યો હોય એવી માઇલો સુધી લીલોતરી દેખાય, પણ તેમાં વર્ણભેદ ઘણા પડે; ચતુષ્કોણ અને સમ ચતુષ્કોણોનો તો પાર નહિ. જૂદાંજૂદાં વાવેતરો એટલાં કે ડુંગરા ટેકરાને પણ વાવ્યા વગર છોડયા નથી. ચારે તરફ નહેરો અને પુલોનો પાર નહિ અને આખો પ્રદેશ ઘણો સુંદર લાગે. મ્યુનીચ મૂક્યા પછી પર્વતો ન આવે પણ નાની ટેકરીઓ અવાર નવાર આવ્યા કરે. ઝાડનાં ઝુંડો તો એટલાં કે જાઉં (જાણું) જેવાં એક સરખાં દેખાવનાં વનો સેંકડો જોયાં હશે. ખેતર ન હોય તો વન હોય અને તેનો પણ લાકડા વિગેરે માટે બરોબર ઉપયોગ કરે છે. લડાઇમાં જર્મનીને જરા પણ નુકસાન થયું હોય તેમ લાગતું નથી, તેની જમીને એક પણ બંદુક કે તોપનો અવાજ સાંભળ્યો નથી અને ચાર વર્ષ સુધી ચારે તરફ ઘેરો હતો છતાં તે પોતાના પગ ઉપર ઊભી રહેલ તે તેનાં કુદરતી સૌંદર્ય અને તેને ખીલવવાના ઉદ્યોગને આભારી હતું એમ એની જમીન અને જમીન ઉપર કરેલ મહેનત જોતાં જણાઇ આવે છે. પાણી તો આખા પ્રદેશમાં વહાંજ કરે છે અને નદીઓ કે નહેરો (કેનાલો) આવે તે પણ જબરી અને તેમાં પૂરતા જોસથી પાણી વહ્યાં કરે. ઇટાલિના ખેડુતો ઉદ્યમી લાગ્યા પણ જર્મનીની રચના, કુદરત, ઉદ્યોગ અને સૌંદર્યને પહોંચે તેવું જમીન જોતાં જણાયું નહિ.

તારના થાંભલા ફ્રાન્સ, સ્વીટઝરલાંડ, ઇટાલી, અને જર્મનીમાં લાકડાના છે. જ્યાં લાકડાં ઘણાં હોય ત્યાં લોઢાના શા માટે જોઇએ ? ઇંગ્લાંડમાં પણ તારના થાંભલા લાકડાનાજ છે પણ

ગરીબ હિંદને તે પાચ હજાર માઇલથી લોઢાના મગાવવા પડે છે. જાણે હિંદમા લાકડું થતુજ ન હોય એ ધોરણે આપણો બધો વહીવટ ચાલે છે. અને રેલ્સ નીચે સ્લીપરો–સલેપાટો–પણ લાકડાનાજ સર્વત્ર હોય છે ત્યારે આપણે ત્યા હવે લોઢાના ઘણી જગ્યાએ નાખવા માડયા છે. એનું કારણ સમજી શકાય તેવુ છે.

આખો હરિયાળો પ્રદેશ જોતી ગાડી આગળ ચાલી. બપોરે વાદળા થયાં. વરસાદ પડયો તેથી પ્રદેશ વધારે સુદર દેખાતો ગયો.

ઘણા સ્ટેશનો આવ્યા પણ ટ્રેન તો બહુ ઓછે સ્ટેશને ઊભી રહે. ખાવાનો ટાઇમ થાય એટલે રેસ્ટોરા કાર જોડાઇ જાય. બધા ડબા વટાવી તેમા જવાનું. ત્યાની સગવડ પણ સારી અને વેજીટેરીઅનને જોઇતી જરૂરી ચીજો મળી શકે. ચાર પાચ વાગે ચા પણ તેમાજ લેવાની. અહીં સ્ટેશને સ્ટેશને ચાની હોટેલો હોતી નથી. માત્ર મોટે સ્ટેશને ફ્રુટ મળી શકે. છાપા દરેક સ્ટેશને મળે અને મારા જેવાને અગરેજી છાપા જોઇએ તે પણ મળે.

હુ લંડન આવ્યો ત્યારથી નિયમિત 'લંડન ટાઇમ્સ' વાચતો હતો અને મુસાફરીમા પણ તે મળ્યા કરે છે છાપા અહીં લાખો ની સખ્યામા નીકળે છે અને તેની વ્યવસ્થા તેમજ વેચવાની પદ્ધતિ જોવા લાયક છે. પણ તેવી ઘણી બાબતો પર જૂદા ઉલ્લેખ કરીશ

જર્મનીના સુંદર ખેતરો અને જગલો જોતા ૮–૪૦ રાત્રે ગાડી બર્લિન પહોચી. ૨૬ કલાકની મુસાફરીમા ૯૦૦ ઉપરાન્ત માઇલ પસાર કર્યા. ફુરસદે ઘણું વાચ્યુ ટ્રેન એટલી ઝડપે ચાલતી હતી કે કાઇ લખી શકાયુ નહિ. જોવાનું પણ ઘણુ હતુ.

## બર્લિન.

બર્લિનના ઉત્તર દક્ષિણ છ સ્ટેશનો છે. બર્લિન જર્મનીના હૃદયસ્થાને છે. બરાબર વચ્ચે આવેલુ છે એને હેંબર્ગ સાથે નદીથી જોડયુ છે અને ત્યાથી માલ આવે છે. હુ બર્લિનના 'આઉન્ટ' સ્ટેશને ઉતર્યો. તે પણ ઘણુ મોટું છે. સામાન, પોર્ટરને આપીએ, તે લીફ્ટમાં આખી લોરી મૂકી નીચે લઇ આવે. કુકનો એજન્ટ સામે તેડવા આવ્યો હતો, તેની સાથે 'હોટેલ બ્રિસ્ટલ'મા ગયો.

હોટેલ બ્રિસ્ટલ મોટુ રાજસ્થાન છે. બર્લિનનો સૌથી મોટો રસ્તો 'લીંડન વેન્યુ' Linden Venue ના નામનો ચાર માઇલ જેટલો લાંબો છે તેની પર આ હોટલ આવેલી છે. એ ઘણી મોટી અને સગવડવાળી છે. એના દરેક રૂમમા બહુ સગવડ, ડાઇનીંગ હોલ ઘણો વિશાળ અને એના પ્રત્યેક માણસો ઘણુ મળતાવડા લાગ્યા. ત્યા ખાસ લખ્યુ છે કે "અમારી હોટેલમા ઘર જેટલી સગવડ ન જણાય તો તુરત ફરિયાદ કરવી અને ફરિયાદનો તુરત અમલ થશે." દરેક હોલમા બે ટેલીફોન હોય છે. ફરનીચર, બાથ, લાઇટ વિગેરેની સગવડ રાજમહેલ જેવી હોય છે. લખવાનું ટેબલ, કોચ, કબાટ બારણાં, ખુરશીઓ વિગેરે પૂરતા હોય છે. કબાટમાં કપડા ટાંગવાની જગ્યા, જૂના કપડા માટે થેલો, વિગેરે વિગેરે પૂરતી સગવડ છે. શાહી, ખડીઓ, હોલ્ડર, નોટપેપર બધુ તૈયાર હોય છે. બર્લિનમાં શુ જોવા લાયક છે તેની મોટી ચિત્રોવાળી બુક, ટેલીફોન બુક–બધુ રૂમમાજ હોય છે અને નીચે સ્મોકીંગ રૂમ તો એવો મોટો છે કે તેમાં એક સાથે ત્રણસો માણસ આસાનીથી બેસી શકે.

અહીં સુવાના પલગ ઉપર અરધી ગાદી જેવી નરમ ઓઢવાની ચીજ હોય છે અરધી રેશમી રજાઇ કહેવાય. એ પાથરી રાખેલી હેય છે અને એ જર્મનીનો ખાસ રિવાજ છે. પણ પડખે જાહેરખબર મૂકી છે કે આ પદ્ધતિએ સુતુ ફાવે નહિ તેણે તુરત ‘વેટર’ને બોલાવવો એટલે અનુકૂળ પદ્ધતિ પ્રમાણે સુવાતુ ઓઢવાતુ ગોઠવી જશે

એ ઉપરાત એક ઘણી મજાની સગવડ જોઇ એક પીળુ લેબલ હતુ, તેમા લખ્યુ હતુ કે—

Hotel Bristol

Do not Disturb

પછવાડે લખ્યુ હતુ કે—

NOTICE.

Guests not wishing to be disturbed for a while *by employees are requested to hang this notice on* the outside latch of the inner door, and to replace it after use

*Also advise* telephone department.

એટલે તમારે ખાસ લખવુ વાચવુ હોય અથવા વિચાર કરવો હોય તો બહાર નોટિસ મૂકવી. નોટિસ એટલે પીળુ લેબલ. એ લેબલ બહાર ટાગ્યુ હોય તો કોઇ ‘અડચણ’ કરતુ નથી. બહારનું બારણુ ડબલ હોય છે.

સુવાના પલગ ઉપર નીચે પ્રમાણે નોટિસ મૂકી છે —

All the comforts of your home, is what we wish

to give you during your stay at the "Bristol." If you do not like the way this bed is made up, please ask the chamber-maid to change it. You may have it with round bolster and with blankets instead of quilt or in any other manner desired

આ હકીકત, મુસાફરોની સગવડો જાળવવા કેટલી ઝીણુ વટથી અહીંના કારીગરો ચોકસાઇ રાખે છે, તે બતાવવા લખી છે. પૈસા ચાંપીને લેછે પણુ હસાવીને લેછે. પૈસા આપવા છતાં સગવડ ન મળે, એવું અત્રે નથી; તેમજ પૈસા છૂટી પડયા એવું કહેવાનો અત્ર અવકાશ નથી. માત્ર તમને યોગ્ય માણસને ફરિયાદ કરતાં આવડતું જોઇએ અને તમારા હકો સમજતા આવડતું જોઇએ. ત્રણુ દિવસ ભૂખ્યા રહો તો કોઇ ભાવ પૂછે નહિ, પણુ ચાલુ રિવાજથી એક ચીજ વધારાની માગો તો ભાણા ઉપર બીલ આવે, તેમાં સહી કરો તો ચાલતી વખત બીલ ચુકાવવાનું અને નહિ તો ખાતા ખાતા પૈસા આપી દેવાના. પૈસાની બાબતમાં શરમ નહિ, પણુ સગવડ કરવામાં પાછી પાની નહિ.

ચાલવાના રસ્તા ઉપર કે રૂમમાં, દાદરો કે લીફ્ટમાં, જમવાની જગ્યાએ કે બાથરૂમમાં—સર્વત્ર ભારે કિંમતની જાજમો બીછાવેલી છે, ઊંચામાં ઊંચી જાતનું ફરનીચર છે, ગરમ ઠંડા અને શાવર બાથ છે, બારી આડા પૂરતા પડદા છે અને કપડાં મૂકવા માટે કબાટ છે. રાત્રે વાંચવા માટે બાજુમાં શેડવાળી લાઇટ છે અને બાજુમાં ઘડિયાળ રાખવાનુ ટેબલ છે તે પર તે રહે છે. ખાનામાં એક વાસણુ રાખવામાં આવે છે જેનો ઉપયોગ રાત્રે લઘુશંકા માટે થઇ શકે છે.

## બર્લિન.

જરમનીનુ મુખ્ય શહેર, કૈસરની રાજધાની, વિદ્વાનોનું ધામ આ શહેર સ્પ્રી (Spree) નામની નદીપર આવેલું છે.

જર્મનીના હાલના પ્રજાસત્તાક રાજ્યનું પણ એ મુખ્ય શહેર છે અને ઘણુ આકર્ષક છે. અત્યારે એની વસ્તી આડત્રીશ લાખની ગણાય છે. પેરિસથી તો એ ચઢે નહિ પણ કેટલીક બાબતમાં એ વધારે સુંદર છેઃ એના રસ્તા ઘણા સારા, એના બગિચા ઘણા આકર્ષક અને એની બજારો તદ્દન સીધી અને બજારમાં પણ બગિચાઓ છે. સ્વચ્છતા મને સર્વથી વધારે જર્મનીમાં લાગી. આ વાત એના મુખ્ય શહેરથી માંડીને નાના ગામડાને પણ લાગુ પડે છે. આખા શહેરને માત્ર નીરખવા માટે પણ એક દિવસ જોઈએ અને બધા મુખ્ય સ્થળો જોતા આઠ દિવસ તો ઓછામા ઓછા થાય. સરસ્વતીના ધામ સમા એ શહેરમાં અનેક પ્રકારનાં સંગ્રહસ્થાનો-મ્યુઝીઅમો છે જેનો અભ્યાસ તો શું થાય પણ ઉપરચોટીઆ નજર નાખતા પણ દિવસો થાય. થોડા વખતમાં જરૂરી ચીજો જોઈ લેવાની પદ્ધતિ મેં રાખી હતી એટલે શું શું જોયુ તેનું ઉપર ટપકેનું વર્ણન કરી જઉં છુ.

અંડર ડેન લીંડન Under den Linden અથવા લીંડન વેન્યુ એ ઘણો મોટો રસ્તો છે. એનાં ત્રણ જૂદા જૂદા નામો છે પણ એને લીંડન વેન્યુ કહે છે તો ઓળખાય છે. એ આખા રસ્તામાં મોટા એવડાં ઝાડો છે અને તે રસ્તાની વચ્ચે છે. બન્ને બાજુ જવા આવવાના ઘણા સુંદર રસ્તા છે. વચ્ચે Frederick the Great નુ મોટુ બાવલુ આવે છે તે ઘણું સુદર છે.

જરા આગળ જતા નેપ્ચ્યુનનો ફુવારો Fountain of Neptune આવે છે. એ ઘણો વિશાળ છે. નેપ્ચ્યુન-સમુદ્રના દેવનું એ પુતળું ખાસ જોવાલાયક છે, બ્રોંઝનુ બનાવેલું છે અને ઘણું જબરૂં છે. પોસ્ટઓરીમ અને સિટિ હોલ (ટાઉન હોલ) પણ બહુ વિશાળ છે. આગળ જતાં Statue of Perolina પેરોલીનાનુ પુતળું આવે છે તે પણ સુંદર છે. એ બર્લિનની અધિષ્ઠાત્રી દેવી છે અને તેનુ સ્થાન રસ્તા ઉપર કરી બાજુ-બાજુ સુંદર બગિચા બનાવવામાં આવ્યા છે. જરા બાજુના રસ્તા ઉપર જતાં બર્લિનનો જૂનો વિભાગ આવે છે. એમા પણ મરખાઇ તો ઘણી છે પણ એ લીંડનના રસ્તા જેવો સારો સુઘડ રસ્તો ન ગણાય. એમા જથાબંધ વેચનાર શાકભાજીવાળાની અને પ્રોવીઝનની દુકાનો આવે છે. બજારો ઘણી મોટી છે. બર્લિનમાં ટ્રામ ઘણી છે અને બહુ સુંદર છે. સ્વીટ્ઝરલાંડ જેવી નાની ટ્રામો છે. અહીં બસનો બહુ ઉપયોગ યતો નથી, પણ હજુ તે થતી અને વધતી જાય છે. જવા આવવા માટે ટ્રામ અને ટેક્સી વધારે વપરાય છે.

સ્પ્રી નદી એ વિભાગમા વહી એક સુંદર મદીરને ટાપુ બનાવે છે. એ મદીરનું નામ dom કહેવાય છે. Spree નદી આગળ જતા હેવલને મળે છે જે એલ્બ Elbe ને મળે છે અને તે આખરે ઉત્તર સમુદ્ર Northern Sea માં દરિયામાં પડે છે. પણ એ હાવેલ નદી વચ્ચે અનેક સરોવરમાથી પસાર થાય છે અને પોતાના જળમાં વધારો કરે છે. સ્વીટ્ઝરલાંડના સરોવરો જોયાં પછી આ સરોવરો જોવાનું કાંઈ ખાસ મન થાય નહિ પણ કહે છે કે એ સરોવરો પણ સારાં છે.

હેમ્બર્ગથી નાની સ્ટીમરમા આવવુ હોય તો એ નદીઓ દ્વારા બર્નિન આવી શકાય છે અને માલ તો મોટા પ્રમાણમાં એ રીતે લાવવામા આવે છે.

અહીંનુ **સ્ટોક એક્સચેંજ** સાધારણ રીતે સારૂ છે. એ Bourse કહેવાય છે. એમા કામકાજ દરરોજ ૧૨ થી ૨ વાગ્યા સુધીજ ચાલે છે બે વાગે એ બધ થઈ જાય છે. એ પણ સ્પ્રી નદીના કાંઠા નજીક છે.

ડોમનુ દેવળ અદર જઇને જોયુ રોમનુ સેટ પીટર અને મિલાનનું ડોમો જોયા પછી આમા કાઇ ખાસ વિશેષતા ન લાગી. છેલ્લા કૈસરે ( વીલીયમ ધી સેકન્ડે ) એ બધાવેલુ છે, એમા બે હજાર માણસો માટે બેઠકો (સીટ્સ) છે, એમા કૈસર અને તેના કુટુબને બેસવા માટે પચીશ ફીટ ઊંચી ગેલેરી છે અને એના ખાસ ઉમરાવોને બેસવા નજીકમા સહજ નીચી ગેલેરી છે એ કૈસરની ગેલેરી પર જનાનો ઘણો સુદર દાદર તદ્દન આરસનો છે અને ઉપર પોર્ટીકોમા બાઇબલમાની વાતોના બહુ સુદર ચિત્રો કરાવ્યા છે આ ચાચે પેઇન્ટીંગો બહુ જેવા લાયક હતા

દેવળમા અદરના ભાગમા માર્ટીન લ્યુથરનુ સુદર બાવલુ છે સાથે કાલ્વીન અને બીજા બે રિફોર્મરોના-સુધારકોના પુતળા છે બાજુમાં Love પ્રેમ, Truth સત્ય અને Hope આશા—ના બહુ સુદર આરસના પુતળા છે. એનાં ચિત્રો મેળવવા પ્રયત્ન કર્યો પણ મળ્યા નહિ. ઘણાજ જોવા લાયક અને પ્રત્યેક ભાવ બહુ સારી રીતે ઘટાવેલા છે. આશાને જોઇએ તો તેના ઉપર આશા દેખાઈ આવે અને પ્રેમ બરાબર પ્રેમ બતાવે. આ મદિર ઇટાલીઅન સ્ટાઇલપર બાંધેલું છે. એની બાજુમા વીલ્હેમ

કૈસરે પોતાના શબને દાટવા માટે બહુ મઝાની સ્તુપ-કબ્ર બંધાવી રાખી હતી અને તે મોજુદ છે પણ એની આશા સફળ થઇ નહિ. હાલ તો એને ડેનમાર્કમા અમુક જગ્યામાંજ રહેવુ પડે છે. બાજુના મ્યુઝોલિયમમાં કેટલાક રાજા અને શહેનશાહનાં અવશેષો લાવીને મૂક્યા છે. પ્રીન્સ બિસમાર્કનું સ્મારક પણ અહીં રાખ્યું છે. એને બીજી જગ્યાએ દૂર દેશમાં દાટેલ છે. અહીંથી રાજ-મહેલ જોવા ગયો. શિયાળામાં કૈસર એ મહેલમા રહેતા હતા. એ મહેલ ઉપર વર્ણવેલાં તે નેપ્ચ્યુનનાં પુતળાની સામેજ છે. બહુ સુંદર છે. અંદર પેસતાં મોટો ચોક આવે છે. એ ચોકમાં એક ઘણું ભવ્ય પુતળું છે. તેનું નામ Sieg fried Dragon personified કહેવાય છે.

મહેલમાં પેસતા ઉપર ચડવાનો આરસનો દાદર છે તેનો ઉપયોગ હાલ થતો નથી બાજુમાં બે માળ સુધી ઘોડાઓને ચડવાનો સ્લોપ-ઢોળાવ કરેલો છે. ત્યાંથી ઉપર જવાય છે. કૈસર જ્યારે અહીં હોય ત્યારે તેની ચોકી કરવા ઘોડાઓ-સ્વીસ ગાર્ડસ ઉપર જતા અને ઘોડા ચઢી શકે તેવી યુક્તિથી એ બળાટ ખાતો ગોળ બાગવાળો ઢોળાવ બનાવ્યો છે. એ યુક્તિવાળા ઢોળાવ ઉપર થઇને બે માળ સુધી ઉપર ઘોડા ચઢી શકતા હતા.

ઉપર ચઢી ગયા પછી પગમાં pantoffel પહેરવાં પડે છે એટલે આપણા બુટ ઉપર એક જાતનાં મોટા felt shoes ચડાવવાં પડે છે. એની સેંકડો જોડી ત્યાં પડેલી હોય છે. એ સ્લીપર જેવા પણ ઘણાં મોટાં હોય છે અને તે પગમા પહેરી પગ ઘસતા ચાલવું પડે છે. જો પગ ઘસીએ નહિ તો પેન્ટોફેલ નીકળી જાય અને બધા પગ ઘસતાં ચાલતાં હોય એટલે આપણે

કાંઇ શરમાવાનું નહિ. એનો હેતુ એ છે કે માળની લાકડાની ફરસબંધી ( ફ્લોરની ફ્લોરીંગ ) બહુજ સારી રીતે ઘસીને–મોઢું દેખાય તેવી રાખી છે, તેના ઉપર જોડાં–બુટ સાથે ચાલવાથી તે ઘસાય તો તેમાં લિસોટા પડી જાય અને જો ઉપર ફેલ્ટ ઘસાય તો વધારે ચળકાટ મારે. આ તદ્દન નવીન રિવાજ જોવામાં આવ્યો. હું પણ પગ ઘસતો ઘસતો અરધો કલાક ચાલ્યો અને આખો મહેલ જોયો. બીજાને પગ ઘસતાં ચાલતાં જોઈ હસવું આવે, પણ આપણા પણ એજ હાલ એટલે મનમાં સમજી જવું પડે. એકંદરે ઘણી રમુજ આવે એવો આ પગ ઘસવાનો દેખાવ છે.

પ્રથમ એક નાનું ચેપલ–ગૃહમંદિર આવે છે તે ખાનગી પ્રાર્થના માટે રાજમંદિર છે. અંદરનો મહેલ જુદા જુદા રાજા અને શહેનશાહોએ બંધાવેલો છે. ફ્રેડરીક ધી ગ્રેટનો બંધાવેલો રૂમ મજાનો છે. એ રાજકારણે એક પ્રીન્સેસને પરણેલ, પણ એની ખરી સ્ત્રી એક ઈટાલીઅન નામે બારબેરિના (Barberina) હતી. એનો ત્યાં ઓઇલપેન્ટ છે. ફ્રેડરીક વીલીયમનો રૂમ ઘણો સુંદર છે.

છેલ્લા કૈસરની પહેલા શહેનશાહો, તે પહેલા રાજા, તે પહેલા ઇલેક્ટરો અને તે પહેલા ડયુકો–તેમનાં પેઈન્ટીંગો અહીં છે.

છેલ્લા કૈસર અને કૈસરીન–શહેનશાહ બાનુ વાપરતા હતા તે રૂમો–એપાર્ટમેન્ટો આવે છે જે બહુ સુંદર કારીગિરીવાળા છે. એમાં ભીંત ઉપર ચામડાની ટેપેસ્ટ્રી બહુ સુંદર છે. ચામડા ઉપર સોનેરી ઉઠાવવાળું કામ કર્યું છે તે મનહર છે. એક મોટો કોન્ફરન્સ રૂમ છે, ત્યાં કૈસર, મંત્રી અને અમાત્યો સાથે ચર્ચા કરતા. એક રાજાને બેસવાનો રૂમ છે. રાણીનો રૂમ, મીજબાનીનો રૂમ, ટી રૂમ, નકશાઓનો રૂમ–એમ અનેક ઓરડાઓ છે. પેઇન્ટીંગનો

તો પાર નથી. લાઇબ્રેરી હોલમા સુદર પુસ્તકોનો સગ્રહ છે અને તે જાળવી રાખ્યો છે.

આખો મહેલ ખાસ જોવાલાયક છે. ચાલીને જોતા અરધો કલાક લગભગ થાય છે. પણ તે બધો વખત આનદ આવે છે. પગ ધમતા પાછા આવી ' પેન્ટેકૂેલ ' કાઢી નીચે આવ્યો અને આર્સીનલ ( શસ્ત્રાગાર ) જોવા ગયો

શસ્ત્રાગાર Arsenal મા પેસતા શરૂઆતમા એક ખરૂ એરોપ્લેન મૂક્યુ છે. એ એરોપ્લેન ઘણી જગ્યા રોકે છે એ શરૂઆતનું એરોપ્લેન છે. એનો બનાવનાર Hoptman Boelka હતો એમ મને તે વખતે કહેવામા આવ્યુ પછી પદરમી સદીની તોપો આવી. શરૂઆતમા તેમાથી મોટા પથ્થરો ઉડાવતા હતા તે પથ્થરો જોયા સેકડો તોપો પદરમા, સોળમા સત્તરમા અને અઢારમા સૈકાની જોઇ. બદુકોનો પણ પાર નહિ ૧૮૭૦ ની લડાઈ વખતે ફ્રેન્ચો પાસેથી મેળવેના સેકડો–હજારો બેનર્સ–વાવટાઓ લડાઇના વિજયચિહ્નો તરીકે ઉપર લટકાવેલા હતા ફ્રેન્ચો પાસેથી પડાવેલી તરવારોનું બહુ મજાનુ એક ઝુમર બટ કાવ્યુ છે એમા તરવારો સિવાય કોઇ પણ ચીજ વાપરી નથી. ૧૯૧૪ ની છેલ્લી લડાઇમા પણ જર્મનોએ હજારો ધજાઓ મેળવેલી પણ વરસાઇલના તહનામાથી ઘણીખરી પાછી આપી દેવી પડેલી

૧૮૭૦ ની લડાઇ વખતે, ફ્રેન્ચો સામે જનરલ મોલ્ટકીએ કેવી વ્યૂહરચના કરી હતી અને ચારે તરફથી ફ્રેન્ચોને કેવી રીતે ઘેરી લીધા હતા તેનો આબેહૂબ દેખાવ એક મોટા ટેબલ ઉપર ગોઠવ્યો છે.

શસ્ત્રો અને અસ્ત્રો તો એટલા જૂના જમાનાના એકઠાં

કર્યા છે કે તેનું વર્ણન થાય નહિ. ડાબી બાજુએ ડુંગર ઉપરથી ઉડવાનું પહેલું બલુન કેવું બનાવ્યું તેનો ચિતાર આપ્યો છે. બોંબ કેવા બનાવ્યા તેની નકલો મૂકી છે. સર્વથી નવાઈ જેવી ચીજ ઝેપેલીનનો નમુનો–મોડલ છે. એ આકાશમાં ઉડવાના મહાન સંહારક સાધનને કોઇ બીજી પ્રજા નીપજાવી શકી નથી. એની ગોઠવણ બહુ નાના આકારમાં બતાવી છે. વરસાઇલના તહનામાથી બધાં ઝેપેલીનો ભાંગી નાખ્યાં, એક નમુના માટે અમેરિકાને આપ્યું અને ભવિષ્યમાં ઝેપેલીન ન બનાવવાનું જર્મન પ્રજાએ લખી આપ્યું છે. હાલ દુનિયામાં એકજ ઝેપેલીન અમેરિકાના યુ. સ્ટેટ્સમાં છે, બાકી બધાં ભાંગી નાખવામાં આવ્યાં છે.

ક્રુપના જગપ્રસિદ્ધ કારખાનાએ, ૧૨૦ માઇલ પર્યંત દૂર ગોળા છોડે એવી જે જંગી તોપો બનાવી હતી તેનો નમુનો અને તેની યંત્રકળાના નમુના અહીં મૂક્યા છે. જે પ્રોફેસરે એ યંત્રકળાની શોધ કરેલી તેને લડાઇના ક્ષેત્રમાં એ તોપ ચલાવવા માટે બોલાવ્યો હતો. કાન ફાડી નાખે તેવો તેનો અવાજ થતો હતો. એ પ્રોફેસર હાલ ગુજરી ગયેલ છે. જર્મન પ્રજાને લગભગ નિઃશસ્ત્ર કરી નાખી છે. ફરજીઆત લશ્કરી નોકરી તહનામાથી બંધ કરી છે અને દશ વીસ વર્ષ પછી જર્મનીમાં લડનાર કોઇ રહેશે નહિ એવી ગણતરી છે. જે પ્રજાનો એકે એક યુવાન લડી શકતો હતો તે થોડા વર્ષમાં લડાયક જુસ્સો ગુમાવી દેશે એમ યુરોપના કારસ્થાનીઓએ માન્યું છે.

લડાઇ વખતે દારૂગોળો લઇ જનારા ઘોડા અને ગાડીઓના નમુના ઘણા મૂક્યા છે. આ બધા નાના આકારમાં ( miniature from માં ) છે.

ઉપરના માળને Hall of Glory કહેવામા આવે છે ત્યા નીચેના personifications (અવ્યક્તના વ્યક્તરૂપો) મને ઘણા ગમ્યા. એ સર્વ આરસના છે અને પ્રત્યેક હકીકતને બરાબર અનુલક્ષે છે. એના ફોટા શોધ્યા પણ મળ્યા નથી

| | |
|---|---|
| Victory–વિજય | History–ઇતિહાસ |
| War–લડાઇ | Fame–કીર્તિ |
| Defence–બચાવ | |

જર્મની જે લડાઇઓ અગાઉ લડયુ હતું તેમાની ઘણીના ચિત્રો આ હોલમા મૂકયા છે દરેક ચિત્ર લગભગ ૪૦ ફીટ લાબુ અને ૩૦ ફીટ પહોળુ હશે દરેક લડાઇની સાલ અને વિગત નીચે આપેલી હોય છે

જર્મનીના શહેનશાહો અને રાજાઓના બ્રોંઝના પુતળા દરેક ચાબલે મૂકયા છે ફ્રેડરીક ધી ગ્રેટનુ પુતળુ ખાસ જોવા લાયક છે

ત્યાર પછી બદુકો અને મનુષ્યના તથા ઘોડાના બખતરનો મોટો સગ્રહ છે દરેક રેજીમેટના યુનિફોર્મનો દેખાવ છે અનેક જાતના ભાલાનો મોટો સગ્રહ છે ફ્રેડરીક ધી ગ્રેટ જે ોજા ઘોડા પર બેસતો હતો તે ઘોડાને સ્ટફ કરી જાળવી રાખ્યો છે ફ્રેડરીકનુ બખતર જાળવી રાખ્યુ છે લડાઇના વાજાનો મોટો સગ્રહ કર્યો છે મહાન અમાત્ય બિસ્માર્કના પોશાક અને બખતર જાળવી રાખ્યા છે દરેક પ્રજાના લશ્કરીનો દેખાવ–યુનિફોર્મનો દેખાવ અહીં છે તેમા હિંદને પણ સ્થાન મળ્યુ જોઇ જરા ગમત આવી

આવા શસ્ત્રાગારો રાખવામા મૂળ હેતુ શો હશે તે કહી શકાય એમ નથી. પ્રજાનો લડાયક જુસ્સો જળવાઈ રહે તે પણ એક ઉદ્દેશ હોય, અથવા મ્યુઝીઅમ-સગ્રહસ્થાનો માટે જર્મનપ્રજા ઘણી શોખીન છે તેથી પુરાતની બાબતના અને ચીજોના સંગ્રહને અર્થે આ ચીજો જાળવી રાખી હશે. લડાઇનો અભ્યાસ કરનારને માટે આ ચીજો બહુ ઉપયોગી ગણાય તેવી છે.

## બર્લિન માટે સામાન્ય.

બર્લિન ઘણુ મોટુ છે અને ખાસ કરીને તેમા મ્યુઝીઅમો તો એટલા છે કે એને એક રીતે City of museams 'સંગ્રહસ્થાનોનું શહેર' કહી શકાય તેથી બપોરે આખુ બર્લિન એક દફ જોઇ લેવુ અને પછી બને તેટલા સગ્રહસ્થાનો જોવાનો વિચાર કર્યો.

બર્લિન શહેર શોભામા લડનથી ઘણુ ચઢી જાય તેવુ છે માત્ર ચાલતો વ્યવહાર (ટ્રાફીક) લડનથી ઘણો ઓછો છે. લડનની પોલીસ જેવી અહીંની પોલીસ ભપકાદાર નહીં, પણ સારી છે લડનની પોલીસ દુનિયામા અજબ ગણાય છે. બર્લિનની દરેક શેરીમા ઝાડ પાન ઘણા, મોટા રસ્તાઓ ઉપર ઝાડો ઘણા, પારિસના બુલવાર્ડ જેવા રસ્તાઓ અને સામાન્ય શોભા બહુ સારી મોટા મોટા બે સ્ટોરો છે અને બાકી વેપાર સાધારણ રીતે સારો ચાલે છે.

એક મોટી મારકેટ છે એને Gendarmen મારકેટ કહે છે આગળ જતા ફ્રેન્ચ અને જર્મન કેથીડ્રલો આવે છે વચ્ચે મોટો બાગ છે. બન્ને દેવળો એક સરખા એક નમુનાના બાંધેલા છે. રોયલ કોમેડીનુ થીએટર ઘણુ મોટુ છે. હાલ બધ છે. પછી

વિક્ટોરીઆ પાર્ક આવે છે તે ઘણો મોટો છે. એથનોગ્રાફી (Eth nography) મનુષ્ય ઇતિહાસનુ મ્યુઝીઅમ બહુ સુંદર છે મકાન જોઈ લીધુ વોર મિનીસ્ટ્રિની મોટી ઓફિસોના મહાલયો આવે છે. અમેરિકન એલચીખાતુ ઘણી જબરી જગ્યા રોકે છે અને મકાન પણ ઘણુ વિશાળ છે. એમ્બસીનો આખો લત્તો બહુ સરસ છે. દરેક રાજ્યના મકાન પર તે રાજ્યની ધજા ચઢાવવાનુ સાધન હોય છે, તે તે રાજ્યના પ્રસંગપર તેનો વાવટો ચડે છે પરરાજ્યના એલચીનુ શરીર પવિત્ર ગણાય છે અને લડાઈ જાહેર થયા પછી તેને સરહદપર સલામત મૂકી આવવામા આવે છે

ચાન્સેલરને–વડા પ્રધાનને–રહેવાની જગ્યા ઘણી વિશાળ છે. પ્રધાનપદ પરથી ઉતરે કે એ જગ્યા ખાલી કરવી પડે છે હાલનો ચાન્સેલર તેમા રહે છે પ્રેસીડેન્ટના સ્થાન પર હાલ સુવિખ્યાત જનરલ હીંડનબર્ગ છે. તે ઘણો લોકપ્રિય છે સ્પષ્ટવક્તા ગણાય છે અને લોકોમા તેનું માન સારૂ છે. ઇંગ્લીશ એમ્બસીની જગા પણ ઘણી વિશાળ અને સુંદર છે.

પાર્લામેન્ટ (Reichtag)નું મકાન ઘણું વિશાળ છે હ.ન પાર્લામેન્ટ રજા હોવાથી બેસતી નથી સામે પ્રીન્સ બિસ્માર્ક નું જબ્બરજસ્ત સ્મારક છે

ત્યાર પછી War memorial of France આવે છે ૧૮૭૦ મા ફ્રાન્સપર વિજય મેળવ્યો તેનું સ્મારક સરિયામ રસ્તા પર કર્યુ છે. તેને Column of Victory 'વિજયસ્તંભ' કહે છે, એ ફ્રાન્સ પાસેથી મેળવેલ શસ્ત્રોને ગાળી તેમાથી બનાવેલ છે. એના ઉપર Victory વિજય દેવતાનું આબેહુબ બાવલુ મૂક્યુ છે અને એ સ્તંભ લગભગ ૧૦૦ ફીટ ઊંચો હશે. ફ્રાન્સને

એ સ્તંભ ઘણો સાલે છે પણ તે દૂર કરાવી શકાતો નથી. ફ્રાન્સનું એમાં અપમાન છે. પણ ૧૮૭૦ માં પારિસમાં જઈ સુલેહના કરાર પર સહીઓ લીધી તે વાતની કોઇથી ના કહી શકાય તેમ નથી.

એ વિજય મેળવનાર Moltke મોટકેનું બાવલું તેની સામે છે. તે બહુ ઓછું બોલનાર પણ વ્યુહરચના અને ગણતરીમાં ઘણો કુશળ સેનાધિપતિ હતો અને તેનું બાવલું પણ, તેને ઘણોજ ડાવકો, ચૂપ રહેનારો, મુદ્દામ રીતે કામ કરનાર હોય, તેવોજ બતાવે છે.

એની સામેના રસ્તાને avenue of victory 'વિજય વાટિકા કહે છે. એમાં રસ્તા ઉપર રાજાનાં પુતળાંઓ મૂક્યાં છે. અને બીજી બાજુ શારીરિક બળના નમુના રૂપે મલ્લોની કસરતો આરસનાં પુતળાંમાં બતાવી છે. આ આખો વિજયમાર્ગ જરૂર જોવા લાયક છે. એ રસ્તો બગીચામય અને પુતળાંમય બનાવ્યો છે અને ઘણો સુંદર દેખાય છે.

આગળ ચાર્લટન બર્ગ એવેન્યુ આવે છેઃ એ ત્રણ માઇલ લાંબો સીધો રસ્તો છે અને બન્ને બાજુ ઝાડો છે એટલે પારિસના બુઆં ડી બુલવાર્ડ જેવો જ એ રસ્તો લાગે છે. બર્લિનની–બાંધણી એવી છે કે એક રસ્તાપર છ માઇલ લાંબી નજર પડી શકે. બર્લિનમાં ભૂલાં પડવાનો ભય બહુ નથી કારણ કે રસ્તા સીધા છે, ભુલ ભૂલામણી જેવું કાંઈ નથી.

આગળ જતાં બર્લીન સ્ટ્રીટ આવે છે તે પણ ઘણો વિશાળ છે.

છેલ્લા કૈસરના પિતા ફ્રેડરીકનું બાવલું રસ્તામાં આવે છે તે

પર પણ નજર નાખવા જેવું છે. છેવટે એક મોટું વાયરલેસ સ્ટેશન બનાવ્યું છે તેનો આકાર સીધો, એફીલ ટાવર જેવો, છે. એ ૧૦૦ મિટર એટલે ૩૨૫ ફીટ ઊંચું છે. એમાં વચ્ચે રેસ્ટોરાં કર્યું છે અને ઉપર પણ રેસ્ટોરાં કર્યું છે. લીફ્ટ ચઢવા ઉતરવાની તૈયાર છે અને ૪૦ ઉપરાંત દાદરાથી પણ ચઢી શકાય છે. હજુએ ચાલુ થયુ નથી પણ શરૂ થયા પછી દરેક મુસાફરને જોવા લાયક થશે. એની ઉપરથી આખું બર્લિન બરાબર જોઈ શકાશે.

પછી માઇલો સુધી grande veldi–green forest 'લીલું જંગલ' આવે છે. હજારો ઝાડથી એ ભરપૂર છે. એ ઝાડો સદા પાંદડાવાળાં રહે છે. ઘણા ખરા pine પાઇનનાં ઝાડો છે. એ ફોરેસ્ટમાં વચ્ચે એક લેક–સરોવર છે. જર્મનીમાં સરોવર તો ઠેકાણે ઠેકાણે છે. ખૂદ બર્લિનમાં પણ બે ત્રણ સરોવરો છે.

એક તદ્દન નવા ઉઘડેલાં રેસ્ટોરામાં ચા પીધી. ત્યાં અનેક જર્મન માણસોને જોયાં. જર્મનો બહુ ચા પીતા નથી. કોફી કોકો વધારે લે છે. નવું રેસ્ટોરા થાય ત્યાં હાજરી વધારે હોય છે. જે શાંતિ ફ્રાન્સમાં જોઇએ છીએ તે અહીં નથી. અહીં ગડબડ વાતચીત ઘણી. જર્મનીમાં જ્યારથી સોનાના ધોરણ પર ચલણ થયુ અને માર્કને સોનાના ગણ્યા ત્યારથી મોંઘવારી ઘણી થઈ ગઈ છે અને કરો એટલા બધા નાખ્યા છે કે લોકોને બહુ ભારે પડે છે. જ્યારે માર્કના ભાવો ગગડ્યા ત્યારે બધા પૈસાદારો લગભગ ગરીબ થઈ ગયા. મકાનનું ભાડું ઠરાવેલું આવે તેમા એક ચાનો કપ મળે નહિ એવી દશા થઈ ગયેલી. હવે તો સ્થિતિ એક સરખી ચાલ્યા કરે છે. સોનાના આકારમાં ભાવ બોલાય એટલે જીવ જેવી વધઘટ થતી નથી.



સાં સુસી મહેલ (પોટ્સડામ, જર્મની)

[ પૃ. ૩૪૫.

## પોટ્સડામ.

બર્લિનથી આજે (તા. ૧૩-૮) પોટ્સડામ જવા નીકળ્યો. પોટ્સડામ બર્લિનથી લગભગ ૨૦-૨૫ માઇલ દૂર છે. ત્યાં રેલવે રસ્તે જતાં ફાસ્ટ ટ્રેનમાં અરધો કલાક થાય છે. નદી માર્ગે સ્ટીમર પણ જાય છે તેને દોઢ કલાક થાય છે. મોટરમાં જવું વધારે અનુકૂળ છે, પણ ખરચાળ ઘણું છે. પોટ્સડામ એ ફ્રેડરીક ધિ ગ્રેટના વખતથી જર્મન શહેનશાહોને રહેવાની ઉનાળાની જગ્યા છે. એ તદન જૂદુંજ શહેર છે. એની વસતી પાંસઠ હજારની છે. સ્પ્રી નદી હાવરને મળે તેનું એક મોટું સરોવર થાય છે જેના કાંઠા ઉપર એ પોટ્સડામ શહેર આવેલું છે. એ ઘણું રળિયામણું લાગે છે. Brandenburg નામના તાલુકાની એ રાજધાની છે.

સવારે ૯-૪૫ હોટેલમાંથી મોટરમાં બેઠા. એક હિન્દી મિત્રની ખાસ ભલામણથી અરધે રસ્તેથી ચાલુ બોટમાં બેસવું એવી ગોઠવણ કુકના માણસ સાથે કરી લીધી. પોટ્સડામનો આખો રસ્તો ઘણો સુંદર છે. બન્ને બાજુએ પુષ્કળ ઝાડો અને સરખી કાપેલી વનઘટા અને સીમામાર્ગો આવે છે. સડક બહુ સારી, મુબઇ જેવી અને સુંવાળી હોય છે એટલે મોટર ચાલી જાય. આખું જર્મની રળિયામણું છે, પણ બર્લિન તો ભવ્ય છે. અરધો કલાક રસ્તે ગાડી ચાલી ત્યાં Wann See Bahn **વાનસરોવર** આવ્યું. see એટલે જર્મન ભાષામાં સરોવર અને દરિયો બન્ને અર્થ થાય છે અને સરોવર નાના દરિયા જેવુંજ હોય છે.

અહીંથી અમે સ્ટીમરમાં બેઠા. દૂર દૂર ઘણાં હમામખાનાંઓ દેખાયાં. એને Strand કહે છે. કેટલાક ખાનગી કુટુંબના

બાથો હોય છે. ઉન્હાળામાં તેમાં ઘણા લોકો ન્હાય છે. બંદરપર સેંકડો નાની નાની યાટો ( yachts ) પડી હતી તે કલાની હતી. લોકો તેમાં બેસી ફરવા જાય. સ્ટીમરનું ભાડું આપી બેઠા. એ સરોવરને Havre નદી મળે છે. સ્ટીમર બરાબર ૧૧ વાગ્યે ઉપડી. દૂર તેમજ નજીક ૭ બંદરે ઊભી રહી. પેસેન્જરો બેસવા તૈયાર હોય, તેઓ ઉતરી રહે કે બેસી જાય એટલે એક બે મીનિટમાં સ્ટીમર ઉપડે, સરોવરમાં લગભગ દશેક માઇલ સ્ટીમરમાં ગયા પછી પોટ્સડામ દેખાયું. દૂરથી વિલ્યમ ટાવર દેખાય છે. સરોવરની ચારે તરફ લીલોતરી ઘણી, પણ સ્કોટલાંડ કે સ્વીટ્ઝરલાંડનાં સરોવરોની પેઠે અહીં બાજુપર મોટા ડુંગરો નથી. જર્મનીમાં-બર્લિન પાસે મોટા ડુંગરો નથી. નીચે મ્યુનીચ પાસે ડુંગરો ઘણા છે. સામેથી આવતી જતી બોટો મળ્યા કરે. સરોવર ઘણું વિશાળ છે.

સરોવરમાંથી નદીમાં આવ્યા. સરોવર પૂરૂં થયું અને બન્ને બાજુએ સેંકડો મહાલયો દેખાયાં. પોટ્સડામ ઘણું શોભાયમાન અને સુઘડ શહેર છે. કાંઠે ઘણા બાથો છે અને લોકો તેમાં ન્હાય છે. નાનાં બાળકો માટે જૂદા બાથ છે.

૧૨-૧૫ મીનિટે સ્ટીમરમાંથી ઉતરી મોટરમાં બેઠા, મોટા આલીશન મકાનો-મહાલયોનું ગંભીર શહેર દેખાયું. પ્રથમ ગેરીસન ચર્ચ Garrison Church જોયું. લશ્કરી દેવળ ખાસ જોવા જેવું લાગ્યું. અત્યારસુધીમાં એટલાં દેવળો જોયાં હતાં કે ખાસ વિશેષતા ન હોય તો હવે દેવળમાં જોવા જેવું લાગતું નહોતું. પણ આમાં ઘણી વિશેષતા દેખાઇ. એક તો એમાં ફ્રેડરીક ધી ગ્રેટનું કોફીન હતું અને બાજુમાં તેના પિતાનું કોફીન હતું. નેપોલિયને જ્યારે જર્મની જીત્યું ત્યારે એણે આ

કારીન ઉઘડાવી તેમાંની તરવાર કેડે બાંધી લઈ ગયો; તે વાત સને ૧૮૧૦ માં બની. પણ ૧૮૧૪ માં જ્યારે પ્રુશીઅન સરદાર બ્લુચરની મદદથી વેલીંગ્ટને નેપોલીઅનને હરાવ્યો, ત્યારે જર્મનો એ તરવાર પાછી લાવ્યા. તરવાર લેતી વખતે બધાની હેટ–ટોપીઓ નેપોલીઅને ઉતરાવી હતી અને કહ્યું હતું કે ફ્રેડરીક ધિ ગ્રેટ હોત તો નેપોલીઅન જર્મનીમાં કદિ આવવાનો વિચાર કરી શકત નહિ.

એ દેવળમાં કૈસરને માળ પર ઊંચે બેસવાની જગ્યા છે. શહેનશાહબાનુ માટે નીચે જગ્યા છે. આખા દેવળમાં લડાઇમાં મેળવેલા સેંકડો વિજયધ્વજો ટાંક્યા છે. એ ચર્ચનો આખો દેખાવ લશ્કરી છે. પુલપીટની પડખે ઘડિ–સેન્ડ કલોક રાખી છે. ફ્રેડરીક ધિ ગ્રેટનો હુકમ હતો કે પાદરીએ બહુ લાંબુ ભાષણ ન કરવું–તેનું વખત માટે ધ્યાન રહે માટે બાજુમાં ઘડિ મૂકી છે.

આખું મંદિર આરસનું છે. આરસ ઘણી ઊંચી જાતનો છે. સામે ફ્રેડરીક ધિ ગ્રેટનું ભવ્ય બાવલું છે. ચર્ચ જોતાં લશ્કરી ચર્ચ કેવું હોય તેનો આબેહુબ ખ્યાલ આવે તેમ છે.

હોટેલ **આઈન્સીડલર** Hotel Einsiedler ઐતિહાસિક છે. એ ૧૭૨૧ માં સ્થપાયેલી છે અને અહીં બધા રાજાઓ આવી ગયેલા. એના હોલમાં કેટલાંક સ્મરણચિન્હો પણ મૂક્યાં છે. લંચ લઇ નાનો પેલેસ જોવા ગયા. ત્યાં વચ્ચે એક **દળવાની ઘંટી** આવે છે. એનો અવાજ ઘણો થતો હતો તે ફ્રેડરીક ધિ ગ્રેટને ગમે નહિ એટલે એણે માલેકને મીલ બંધ કરવા કહ્યું. માલેક મગજનો ફાટેલો હતો. એણે કહ્યું કે બર્લિનમાં જ્યાં સુધી કાયદાની કોરટો છે ત્યાં સુધી કોઇની મગદૂર નથી કે તેને અટકાવી

શકે. ફ્રેડરીકનું કાંઈ ચાલ્યું નહિ. ઘંટી–મીલ ત્યાં કાયમ રહી. તે મહાન શહેનશાહ કેવો ન્યાયી હતો તે હકીકતની યાદમાં આ બનાવ ટાંકવામાં આવે છે.

**સાં સુસી.** અતિ મનોહર બગિચાની વચ્ચે sans souci સાં સુસીનો મહેલ આવેલો છે. એ ફ્રેડરીક ધિ ગ્રેટનું ઉન્હાળાનુ વિશ્રામસ્થાન હતું. રાજખટપટથી કંટાળી તે અહીં દૂર શાંતિ લેવા આવતો હતો :અને શાંતિ મળે તેવો નાનો પણ સુંદર મહેલ બાંધ્યો છે. તેને ભોંયતળીયુંજ છે, માળ નથી. આજુબાજુ બગિચો છે તે અદ્દભુત છે. એવો બગિચો અન્યત્ર જોયો નથી એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. મહેલમાં દાખલ થવાને જરા વખત હતો એટલે બગિચામાં નજર કરી. એમા સારી રીતે કાપીને નવા નવા ગોળાકારના ઝાડોની ગોઠવણ જોઇ ઘણી નવાઇ લાગી. દૂરથી જોઇએ તો કોઇ ગોળ ચક્ર, કોઇ સીધો મંડપ વિગેરે નવા નવા આકાર લાગે. વચ્ચે જગ્યા નહિ. કાપવાની ભારે ખૂબિ દેખાઇ. જમીનપરના લીલા ઘાસના ચાસો પણ એક એકથી જૂદા પણ નવા નવા આકારના અને સુંદર. ઉપરાંત સમરહાઉસ–મ્યુઝીક પ્લેસ–બેન્ડસ્ટેન્ડ જેવું અને વચ્ચે સુંદર પુતળાઓ હતાં. એ જોતા હતા ત્યા મહેલમા દાખલ થવાનો સમય થયો.

અંદર મહેલ સાધારણ, પણ શાંતિ મળે તેવો. ફ્રેડરીકને બેસવાની ખુરશી જેના પર બેસી તે મરણ પામ્યો હતો, તેને લખવાનું ટેબલ વિગેરે અસલી ચીજો જાળવી રાખી છે. એને ગાયનનો અને પાવો વગાડવાનો ઘણો શોખ હતો. તે પાવો પણ ત્યા પડ્યો છે. આ નાના મહેલમા ફ્રેન્ચ પેન્ટર વાંટુઆના પેન્ટીંગ ઘણા છે, સુંદર છે. થોડાં પુતળાં પણ છે.

મ્યુઝીકહોલ મજાનો છે. આરસનો છે. એના દરેક ઓરડામાં ઝુમર બહુ સુંદર છે. એ Mountain crystal ના અને બહુ શોભાયમાન છે, એના કાચમા લીસોટાજ નથી અને બહુ ચોખ્ખા લાગે છે. દરેક હોલમા એવા ઝુમરો છે. બહુ શોભતી રીતે ગોઠવ્યા છે.

છેવટે એક Voltairs નો રૂમ આવે છે. એ કવિ હતો અને ફ્રેડરિક ધિ ગ્રેટનો મિત્ર હતો. એને ચીડવવા માટે એની ગેરહાજરીમાં એના રૂમમા પશુ પક્ષી રાજાએ ચીતરાવ્યા. એ બહુ સુદર ચિત્રો છે. એમા વાંદરો પણ ચીતરાવ્યો પણ એથી વોલ્ટેર ગુસ્સે ન થયો.

બાકી આ મહેલ સાધારણ ગણાય. શાંતિ ખરી. Sans Souci **સાં** એટલે નહિ અને **સુસી** એટલે શોક. આ નામ ઘણુ પ્રસિદ્ધ છે. મહેલ કરતા બગિચો અદ્ભુત છે અને તે મહેલની સામેજ આવેલો છે અને ખાસ જોવા લાયક છે. અમે તે જોવા ચાલ્યા—

બગિચો ચડ ઉતર ઘાટનો છે એટલે ઢોળાવથી નીચે ઉતરાય છે. લગભગ ૨૫૦ પગથીઆ છે પણ તે દરેક ચાર ઇંચના અને દાદર માત્ર વચ્ચેના ભાગમા છે. બે બાજુને છેડે ઢોળાવથી દોડી ઉતરી જવાનું છે. એક એક ઢોળાવ પૂરો થાય ત્યા સપાટિ આવે છે. તે ઉપર ફ્રુટના ઝાડો અને તે માટે કાચના બોકસો રાખેલા છે. રાજા જમવા બેસે ત્યારે તાજા ફ્રુટ ખાના લેતા બધી જાતનાં ફ્રુટ તેમા છે. ઝાડના કટો તો અજબ આકારના. સાત કે આઠ ઢાગો ઉતરી નીચે જઇ ઉપરનો દેખાવ જોઇએ તો અજબ લાગે. નીચે મોટા ફુવારો છે. ફુવારા ફરતી અગિઆર મનુષ્યાકાર

ધારણ કરનારી શક્તિના પ્રતિબિંબો આરસના છે મારો ગાઈડ નીચેનાં નામો મ્હી શક્યો.

Goddess of War-Minerva—લડાઈની દેવી (હું 'મીનરવા' એટલે સરસ્વતી દેવી સમજતો. ચીત્ર જોતા તેમા ભૂલ હતી. મીનરવા એ લડાઈની દેવી જેવીજ લાગે છે)

Diana, Goddess of Hunting—મૃગયા દેવી.

Venus, Goddess of Beauty—સૌન્દર્યદેવી

Hermes, God of Commerce & Youth—વ્યાપાર અને યૌવનનો દેવ (આ બહુ સુંદર છે એના પગને પાંખો બનાવી છે અને આડો સુતો છે પણ આંખો ચકળ વકળ થતી બતાવી છે

Amphititi, Goddess of Water—જળદેવી

Hephestus, God of Fire & of ron-smiths-અગ્નિદેવ અને લુહારનો દેવ

Juno, Wife of God Jupiter—બૃહસ્પતિ દેવની પત્ની

આ સર્વ આરસના પુતળા છે ઘણા સુંદર છે. એના રંગ બગડ્યા નથી દરેક આકાર અભ્યાસ કરી સમજવા યોગ્ય છે એના પ્રત્યેક અંગ મનોહર અને ભાવવાહી છે.

ફુવારામા સોનેરી અને લાલ રંગની હજારો માછલીઓ છે.

આખો બગિચો ઘણો જોવાલાયક છે.

બાજુમા પૂર્વ દિશાએ 'પીકચર ગેલેરી' છે તેમાં Dicks & Rouben ડીક્સ અને રૂબેનનાં ઘણા પેઈન્ટીંગ બહુ સુંદર

છે. રૂબેન હમેશા સ્રી ચિત્રમાં પોતાની સ્ત્રીનું મોડેલ લેતો એટલે એની મેડોના કે કોઇ પણ સુંદર સ્રીપાત્ર એની સ્રી હતી. ફ્રેડરીક ધિ ગ્રેટ અને બારબેરિનાના કેટલાક ચિત્રો બહુ સુંદર છે. ચિત્રકારોએ આખા બાઇબલને અનેક રીતે ચીતર્યું છે. સુંદર ચિત્ર એટલે બાઇબલનો કોઇ પણ પ્રસંગ લઇ તે પર ભવ્ય કલ્પના સમજવી એટલે એમાં ડ્રેસ અને ભાવ પણ પુરાતનકાળનાજ આવે.

આગળ **નવો મહેલ** Neues Palais ખાસ જોવાલાયક છે. પોટ્સડામમાં એ ખરી ચીજ જોવાની છે. ફ્રેડરીક ધિ ગ્રેટ સાત વર્ષની લડાઈ ( Seven years' War ) લડયો. એનો (ફ્રેડરીકનો) રાજ્ય સમય સને ૧૭૪૦ થી ૧૭૭૬. એ સાત વર્ષની લડાઇ લગભગ સને ૧૭૫૬ માં થઇ. એમા જર્મનીને ઘણું સહન કરવુ પડયુ. જર્મની બધાં રાજ્યોની વચ્ચે છે એટલે એને અવારનવાર ઘણી મોટી લડાઇઓ લડવી પડી છે. છતાં પોતે લડાઇથી પાછો હઠયો નથી એમ દુસ્મનોને બતાવવા મોટો અજબ મહેલ બાંધવા માંડયો. એ ઘણો વિશાળ અને કારીગિરીથી ભરપૂર છે. સામે માણસો માટે અને ઉમરાવો માટે બંગલા છે. ખૂદ મહેલમાં ઘણા રૂમો છે, પણ એક રૂમ તો અજબ છે, અભિનવ છે. એનું વર્ણન એને સ્થાને આવશે. હેલ્મો કૈસર એને ઉન્હાળાના રહેવાસ તરીકે વાપરતો હતો. એનું શિલ્પ Dutch parock કહેવાય છે. parock એટલે mixture. ચોખી ડચ સ્ટાઇલ નહિ પણ મુખ્યતાએ ડચ.

મહેલના ઉપર ત્રણ સુંદરીઓ રાજમુગટ ધારણ કરીને ઊભી છે. એ રાજમુગટ-ક્રાઉન જર્મનીનો છે. એ વખતે ઑસ્ટ્રીઆ અને રશીઆની ગાદીપર સ્ત્રી હતી અને ફ્રાન્સનો રાજા સોળમો લુઇ

( Luis XVI ) હતો તે સ્ત્રી જેવો હતો. એ ત્રણે જર્મનીના દુશ્મનો સ્ત્રીરૂપે જર્મન રાજમુગટને પોતાના હાથવડે ઊંચે ધારણ કરી ઊભા રહેલ છે એમ તેમાં બતાવી જર્મનીએ પોતાના બધા દુશ્મનોની મશ્કરી કરી છે.

જર્મીનતગીયુ ઘણું ઊંચુ છે. રૂમોમા શણગારનો પાર નથી. નબરવાર ઓરડાઓ નીચે પ્રમાણે—

૧. શયનગૃહ—રૂપાનો રૂમ છે એમાં રૂપુંજ ચીતર્યું છે. અને કુલ રૂપુ વાપર્યું છે પણ બધુ સ્ટાઈલથી એ sleeping room કહેવાતો હતો.

૨. કૃતિગૃહ–Working room—ઘણો રોનકદાર.

૩. સંગીતગૃહ–Music room—ખરેખર pictures.-que છે. એનો ફોટો લીધેલો છે. દરેક રૂમમા ઝુમર માઉન્ટન ક્રીસ્ટલના છે, ઘણા નિર્મળ દેખાય છે અને બહુ સારી રીતે જાળવી રાખ્યા છે.

૪. આતિથ્યગૃહ–Reception room—એમા ખુરશીઓ બહુ સારી છે. દરેક રૂમમા પીક્ચરો સારામા સારા કળાવિધાયકો પાસે કરાવી મુક્યા છે.

૫. પર્વણીગૃહ–Festival room—એમાં Mosaicનું એક ચિત્ર અને બીજા ઘણા પેઇન્ટીંગ્ઝ છે. રૂમ મોટો છે. અહીં મોટા પ્રસગો થતા હતા.

૬. ભોજનગૃહ–Big Banquet Hall—ઘણો લાંબો અને વિશાળ. સીલીંગપર ' સવાર, ' ' બપોર ' અને ' સાંજ 'ના ત્રણ ચિત્રો બહુ જોવાલાયક છે, એમા સવાર-પ્રભાત વિગેરેના રૂપકો છે.

૭. પ્રવાલગૃહ-Shell room—પોટ્સડામની આ ખાસ નવીનતા છે. એની ભીંત ઉપર છીપલી છીપલાં Mother of pearls એવી રીતે ગોઠવ્યાં છે કે એનું વર્ણન કરવું અશક્ય છે એ રૂમમાં ચાલતા ફુવારા આરસના છે, બાકી બધે છીપલીઓ છે, પણ એની ગોઠવણ અજાયબીમાં નાખે તેવી છે. પૂરી લાઇટ થઇ હોય ત્યારે એ દેવભુવન જેવું લાગે છે. એની ભીંતો અને છત ઉપર પણ કારીગિરીથી છીપ ગોઠવી છે. એ રૂમમાં દરેક મીનિટ ઊભા રહી જોવા જેવુ છે. એનું વર્ણન કરવું તો અશક્ય છે પણ પીક્ચર જોવાથી કાંઇ ખ્યાલ આવશે. રૂમ ઘણો મોટો છે.

૮. આતિથ્યગૃહ-Reception room—સારું છે. એમાં તુર્કસ્થાનના સુલતાનને કેદ કર્યાનું ભવ્ય ચિત્ર છે તે ખાસ જોવા જેવું છે. બીજા ઘણા ચિત્રો છે.

૯. આતિથ્યગૃહ-Reception room-એમાં પેઇન્ટીંગો ઘણાં સારાં છે.

૧૦. મખમલગૃહ-Velvet room—એમા ટેપેસ્ટ્રી (પડદા) આખી મલમલની છે.

૧૧. સંગીતગૃહ-Music room—ના. ૩ પ્રમાણે. એમાં પીઆનો સુંદર છે.

૧૨. Saloon-અજબ છે. 'Gorgeous' એવો શબ્દ મુખમાંથી નીકળી પડે. એમાં સૂર્યનાં કિરણોનો દેખાવ છે. એની ફરસબંદી ઘણી સુંદર છે. એમા કુલ કામ Mosaic નું કરેલું છે. ફરનીચર બધું જોવાલાયક છે અને ફાયરપ્લેસ (અગ્નિસ્થાન) અજબ છે.

આ સર્વ વર્ણન નવા મહેલના નીચેના માળનું થયું.

ઉપરને માળે નાચ ( ડાન્સ ) માટે ઘણો વિશાળ રૂમ છે. એની ફરસબંદી ઘણી કુમાસદાર સંચાળી અને મોઝેઇક કામની બનાવેલી છે.

બાજુમાં છેલ્લા કૈસરનો મળવાનો રૂમ છે તેમાં સારી ખુરશીઓ અને ચિત્રો તથા ટેબલ છે. બાજુમાં રિસેપ્શન રૂમમાં બહુ સારાં ચિત્રો છે. એની પડખે શહેનશાહબાનુનો રિસેપ્શન રૂમ છે. ડ્રેસરૂમ પણ સુંદર છે. આરસનો રૂમ ( Marble room ) આરસથી બનાવેલો છે. બીજો ડાન્સીંગ હોલ પણ ઘણો વિશાળ છે. એમાં Judgment of Boris નું ચિત્ર ઘણું મોટું અને ખાસ જોવાલાયક છે. ઉપરાંત કેટલાંક રિસેપ્શન રૂમો છે. બાજુમા મોટું થીએટર–નાટ્યગૃહ આવે છે; એ ઘણું સુંદર છે, બેસવાની કુલ જગ્યા મખમલથી મઢેલી છે, ત્રણસો એક સાથે પ્રેક્ષકો બેસી શકે તેવી તેમાં ગોઠવણ છે, બહુ રોનકદાર બનાવ્યું છે. નાટ્યભૂમિ ઊંચી અને સુંદર છે. ઘણી વિશાળ છે. બર્લિનથી ઓપેરા કરવા માટે અહીં બોલાવતા હતા. રાજ્યભુવનમાં નાટકશાળા એ નવીનતા અને તેની આટલી ચોખ્ખાઇ અને ભવ્યતા એ વિશેષ નવીનતા. બાજુમાં લાઇબ્રેરી છે. તે ઘણી વિશાળ છે. છેલ્લો કૈસર ઉન્હાળામાં આ મહેલમાં રહેતો હતો.

મુગલોના વૈભવ સાથે આ વૈભવ સરખાવવા જેવો છે. મુગલોએ જે મકાનો–મિનારાઓ બંધાવ્યાં છે તેના બહારના દેખાવ પાસે આ મહાલયો કાંઈ નથી, પણ અંદરની સગવડ આમાં ઘણી વધારે છે. શિલ્પકળા હિંદુસ્થાનની જરા પણ પાછી હઠે તેવી નથી. અંદરની સગવડની વાત તદ્દન જૂદી છે અથવા મોગલ શહેનશાહો જ્યારે રાજ્ય કરતા હતા ત્યારે અંદરનો

શણગાર કેવો હશે તે જાળવી રખાયો નથી એટલે તે સબંધી કાંઇ કહી શકાય નહિ અહીં તો જે ટેબલપર ફ્રેડરીક લખતો કે ફ્રેડરીક મરી ગયો તે પણ જાળવી રાખ્યા છે એક ઘડિયાળ ફ્રેડરીક ગુજરી ગયો તે વખતે ચાલતુ બંધ કર્યું છે એમ કહે છે એમા રાતના ક. ૨-૨૦ નો ટાઇમ બતાવે છે

નદીકાંઠે મજાનું રેસ્ટોરાં છે સામે તરવાની કનમો છે તેમા અનેક છોડી છોકરીઓ બોટમા બેસી નાના હલેસા મારે છે. રોઇંગ કરે છે અથવા તરતા દેખાય છે વિશાળ તટપર વાજા વાગે છે સેકડો ખુરશીઓ પડી છે લોકો ચા કાફી પીએ છે અને યોગ્ય વખત બેસી બીલ ચુકાવી ચાલ્યા જાય છે આ વૈભવ પોટ્સડામને બર્લીનને અરધે રસ્તે છે નદીના કિનારાની બાજુમા મોટો પુલ છે તેની ઓથે રેસ્ટોરાં છે

બર્લિન (ચાલુ)

બર્લિન આવવાનો રસ્તો પણ ઘણો સુંદર છે

ફ્રેડરીક કૈસર મ્યુઝીઅમ

બહુ મજાનું છે, તે ત્રીજે દિવસે (તા ૧૫-૮-૨૦) મારે જોયુ એમા મને ૧૪૦૦ થી ૧૭૦૦ સુધી એટલે પંદરમા સોળમા અને સત્તરમા સૈકાના ઘણીખરી સ્કૂલોના ચિત્રોનો-પેઇન્ટીંગોનો સંગ્રહ છે એ જોતા વેનીસ, ફ્લોરેન્સ, મિલાન ફ્લેમીશ તથા ડચ સ્કૂલોના ચિત્રકામમા તફાવત શો છે તે સમજી શકાય છે. જર્મન સ્કૂલના ચિત્રો પણ ઘણા છે આ મ્યુઝીઅમના ૬૫ રૂમો છે અને દરેક ચિત્રની નીચે તે ચિતરનારનું નામ અને તેની સ્કૂલ તથા સમય આપ્યા છે. નીચેના ચિત્રો ખાસ જોવા લાયક લાગ્યા —

ફ્રેડરીકનુ બાવલું. આ ફ્રેડરીક તે છેલ્લા કૈસર વીલીયમ ધી સેકન્ડનો પિતા થાય.

**૧૫મી સદી.** ડચ સ્કૂલનાં ચિત્રોમાં લીનન ઉપર ઓઇલ કલર વાપરતા હતા. આ સ્કૂલ ઇ. સ. ૧૪૦૦ થી શરૂ થઇ.

મીડલ રહાઇન પીરીઅડ. ડચની પેઠે તેમાં પણ લીનન ઉપર ઓઇલકલરથી ચિત્રો દોરેલાં હોય છે.

વેન આઇક–Van Eyck Belgian school.

Flemish school એટલે Belgian school–ઉચ્ચાર–બેલ્જીયન સ્કૂલ.

ફ્લેમીશ ચિતારા જીવનના ભાવ બરાબર ઉતારનાર હતા. ઇટાલીઅનો મુખાકૃતિ પર સારૂં કામ કરતા હતા.

ઇટાલીઅનો એક મનુષ્ય ચીતરે, ફ્લેમીશ ઘણેભાગે બહુ ચીતરે.

Last Judgment.

આ ચિત્ર ઘણું જોયુ. એમાં સ્વર્ગ નર્કનો ખ્યાલ આવે છે. ચિત્રમા વચ્ચે જીસસ ક્રાઇસ્ટ બેસી ન્યાય આપે છે.

જર્મન સ્કૂલ. ૫૬રમી સદી.

હોલબીન–Holbein Durer–ડુરર.

Cranoch—ક્રેનો.

એનુ વીનસ અને એમોર–સૌંદર્ય અને પ્રેમ બહુ પ્રસિદ્ધ છે.

Cologne German school.

**સોળમી સદી—**

Dutch school (Roterdam & Amasterdam)

Utrecht & Hock.

Ruben અને તેનો ચેલો (pupil) Van Dych.

વાન ડાઇકમાં ઇટાલીઅન સ્કૂલની અસર છે. એ સોળ અને મત્તરમી સદીમાં આવે છે.

રૂબેનનાં અહીં ઘણાં ચિત્રકામો છે. એની સ્ત્રીની મુખાકૃતિ એણે દરેક જગ્યાએ ચીતરી છે. એની મોડેલ તે હતી.

De nos (Antwerp).

Rembrandt 17th Century.

૧૮મી સદી.

ડચ સ્કૂલ.

ઇટાલીઅન સ્કૂલ.

માઇકલ એંજેલો.

કેરેસીઓ Carraccio ( Venice school).

આ સ્કૂલ જરા Modern અર્વાચીન છે.

Tintoretto. Tizian.

Crivelli (Venice school).

Vittori carpaccio. કેરેસીઓ (Venice school)

**Florence school.**

Della Porta ( ચહેરાનો દેખાવ બહુ સુંદર–face expression Living school).

Venice school looks for details—વેનિસની શાખા વિગત ઉપર ધ્યાન આપે છે.

Florence school for face & light—ફ્લોરેન્સની શાખા મુખાકૃતિ અને પ્રકાશ ઉપર ધ્યાન આપે છે.

Leda (Jupiters daughter) with a swan ( in which form Jupiter approaches her )—

લીડો (જ્યુપીટરની પુત્રી) હંસ સાથે—જે રૂપમાં જ્યુપીટર તેની પાસે આવે છે.

રાફેલ—Raphael (Florence school)

Verona—વેરોના સ્કૂલ

એમણે ફ્લોરેન્સ સ્કૂલ કરતા જરા વહેલું શરૂ કર્યું.

Milan school It is gorgeous

It is also called Lombardi school

મિલાન શાખા ભપકાદાર છે એને લોમ્બાર્ડી શાખા પણ કહેવામાં આવે છે

વીન્ચીનું ફ્લોરાનુ (wax statue) મીણનું પુતળુ

Flora is goddess of flowers—ફ્લોરા એ ફુલદેવી છે

Vinchi (Florence)

Ascention of Christ

Roselli & Botticelli—રોસીલી બન્ને—Florence school—ફ્લોરેન્સ સ્કૂલના છે

<u>નેશનલ ગેલેરી</u>

અહીં ૧૮મી સદીના ઘણા સુંદર ચિત્રો છે

(Neptune & Amphitrite) વરુણ અને જળદેવી મા બહુ સુંદરભાવ મૂકેલો છે.

Ascention of Christ by Arnold—આર્નોલ્ડ ક્રાઇસ્ટનુ સ્વર્ગારોહણ

આરનોલ્ડના ઘણા ચિત્રો જોવાલાયક છે

Island of Happiness—સુખદ્વિપનું અજબ કામ છે

Scurry નું centaur—સેંટૅાર એટલે અર્ધ ઘોડા અર્ધ મનુષ્યદેવ–કિન્નર.

આ આખી ગેલેરીમાં પાંચસે ઉપર જેવાલાયક ચિત્રો છે.

---

શિલ્પ માટે નીચેનું ધ્યાનમાં રાખવું—

Greek school ના ત્રણ વિભાગ છે.

એ દરેકમાં થાંભલા સીધા મોટા હોય છે.

Jonian—શિલ્પ તદ્દન સાદું. જોનીઅન.

Dorian શિલ્પમાં ઓરનામેન્ટલ નકશીકામ. થોડું.

Corinthian માં ઓરનામેન્ટલ નકશીકામ. ઘણું.

એમાં કમાન–આર્ચ કે એવું કાંઇ હોય નહિ.

Gothic style માં કમાન ખરી પણ ∧ આવી અણીદાર. ગોળ નહિ.

Bisantine અથવા Romanasque style માં કમાન ગોળ.

શિલ્પની આટલી વાત જરૂર ધ્યાનમાં રાખવી. વધારે વાંચી માહીતગાર થવું. તો યુરોપનાં દેવળો સમજાશે. શિલ્પનું સાધારણ ગ્નાન યુરોપના મોટા દેવળનાં કામો સમજવા માટે જરૂર છે. ( જુઓ પૃ. ૫ ઉપોદ્‌ઘાત. )

ચિત્રપ્રદર્શન સમજવા હોય તો બાઇબલ વાંચવું. યુરોપમાં જ્યાં ત્યાં ચિતારાઓએ આખું બાઇબલજ ચીતર્યું છે. દરેક વાર્તાને ખીલાવી છે. બહુ બહુ રીતે ચીતરી છે. એમાં ક્રાઇસ્ટ અને મેરી ( મેડોના )ના ચિત્રોનો પાર નથી. ક્રાઇસ્ટના જન્મથી માંડી ક્રાઇસ્ટનું ક્રુસીફીકશન અને એસેન્શન બહુ ચીતર્યું છે. લગભગ દરેક નામાંકિત ચિતારાએ એમાં પોતાની શક્તિ અજમાવી છે.

બપોરે ડૉ. કલેસીનોફને મળ્યો. તેની સાથે બહુ વાતચીત થઈ. એ મોટા ઉમરાવનો પુત્ર છે. એનુ વય માત્ર ૩૫ વર્ષનુ છે. એણે 'જૈનીઝમ'ના ઉપર ઘણું મોટુ પુસ્તક લખ્યુ છે. કર્મગ્રંથ ઉપરથી કર્મની થીઓસોફી ઉપર લેખ લખી ph. Dની ડીગ્રી લીધી છે અને બહુ ઉત્સાહી અને ઉદ્યોગી છે. આવતા સોમવારે એ ભાષણો કરવા અમેરિકા જનાર છે તેથી બહુ વખત ન લીધો. સાથે ચા પીધી અને પછી કેટલીક વાતો કરી એનું જ્ઞાન બહુ સુંદર છે અને એનો અભ્યાસ વિવેચનશીલ (critical) અને વિવેકસરનો છે. એની સાથે ધર્મસબંધી કેટલીક વાતો થઈ.

મારે ડૉ. બ્યુલરનુ લખેલુ હેમચંદ્રનું જીવન ચરિત જે હાલ મળતું નથી તે પુસ્તક મેળવવા એક મોટા બુકસેલરને ત્યા જવાનું થયું. ત્યા ઘણુ જોયુ. સાજે જમી પ્રીસ્ટલ હોટેલમા સુઇ રહ્યો અહીં એક મી વખારીયા નામના પારસી ગૃહસ્થને મળવાનું થયુ. તેણે ઉદ્યોગહુન્નરની ઘણી ચીજો બર્લિનમા જોઈ હતી તેની સાથે હિંદુસ્થાને હવે ઉદ્યોગનો અભ્યાસ યુરોપ પાસેથી કેવી રીતે કરવો જોઇએ તે સબંધી ઘણી વાતચીત થઈ હુ એક કેસમા તેમની સામે હતો, છતા પરદેશમા દેશી માણસ મળે ત્યારે અરસપરસ કેટલો આનંદ થાય છે તેનો ખ્યાલ આવ્યો. ભરૂચ જીલ્લામા રૂની મોટી ફેકટરીઓના એ માલિક છે અને ઉદ્યોગથી પોતે કેટના વધી શકતા છે અને જર્મનો કેટલા ઉદ્યોગી છે તેનો એમણે બહુ સુંદર ખ્યાલ આપ્યો. હિંદુસ્તાનની જરૂરીઆત અત્યારે ઉદ્યોગની કેળવણીની છે તેનાપર એમણે બહુ ભાર મૂક્યો. અત્યારની હિંદુસ્થાનની શિક્ષણપદ્ધતિ સંબંધી પણ તેમની સાથે સારી ચર્ચા થઈ. જર્મની સાચાકામમા અને વિજ્ઞાનના અભ્યા-

સમાં કેટલું આગળ વધ્યું છે તેનાં એમણે જાતિઅનુભવ ઉપરથી ઘણા દાખલા આપ્યા.

જર્મની લડાઇથી નીચોવાઇ ગયું છે છતાં બર્લિનનાં વૈભવ અને સુઘડતા છક કરી નાંખે તેવાં છે. ત્યાં બેકારી (unemployment) નો પ્રશ્ન નહિ જેવો છે. એની સુંદર સંસ્થાઓ અને એના લોકોનો ઉદ્યમ દુનિયાને આશ્ચર્યમાં નાખે તેવાં છે. બર્લિન પારિસથી ઉતરે તેવું નથી. એમાં મોજમજાનાં સ્થાનો પણ ઘણાં છે અને એકંદરે લોકો ઉદ્યોગી વધારે છે. આખું શહેર ઘણું રળિયામણું છે અને રસ્તા મોટા અને સીધા છે.

બર્લિનમાં જ્યારે માર્કસના ભાવની ઉથલપાથલ થઇ ત્યારે બહુ ઘુંચવણ ઉત્પન્ન થઇ હતી. મારો ગાઇડ કહેતો હતો કે તેને એક અઠવાડિયું ભાડું મોકું મળ્યું તે એટલી ઓછી રકમ મળી કે બીરનો એક ગ્લાસ તેમાંથી મળે નહિ. કેટલીકવાર રોટલીના એક મીલીઆર્ડ માર્ક બેસતા હતા. પછી રીસટાગે (જર્મન પાર્લામેન્ટે) સોનાના ધોરણ ઉપર માર્કસ કાઢયા ત્યારથી બધું બંધ બેસતું થઇ ગયું છે. અત્યારે જર્મની ઘણું મોઘું પડે છે. એક પાઉન્ડના ૨૦અને સહેજ ઉપર (લગભગ ૨૦.૪) માર્ક મળે છે અને એક એક માર્કની ૧૦૦ ફેનીગ ( pfennig ) થાય છે. લોકો એને પેની કહે છે. ૫-૧૦-૫૦ ફેનીગના પીતળના સીક્કા અને ૧-૨-૩ માર્કના નીકલના સીક્કા મળે છે. બાકી રીશટાગની નોટો મળે. મે સોનાના દશ અથવા વીશ માર્કનો સીક્કો મેળવવા પ્રયત્ન કર્યો પણ મળી શકયો નહિ. ચલણ સોનાના ધોરણ ઉપર છે, પણ સોનુ લોકોમાં ફરતું નથી.

હોટેલમાં ઇંગ્લીશ છાપા બધા વેચાતા મળી શકતા હતા

અને સ્ટેશનોએ પણ છાપા મળે એટલે દુનિયામાં બનતા બનાવોથી હું માહીતગાર રહી શકતો હતો. જર્મની કે ઇટાલિમા બધી જગ્યાએ અંગ્રેજી છાપા મળે છે. ડેલીમેલની કોન્ટીનેન્ટલ આવૃત્તિ પેરિસથી છપાઇ બધે જાય છે અને " ટાઇમ્સ ", " સ્ટાન્ડર્ડ " વિગેરે ઉપયોગી છાપાઓ યુરોપમા સર્વત્ર મળે છે. અમેરિકનો Newyork Herald પત્ર ઘણુ ખરૂ વાંચે છે, જે પારિસમા છપાઈ આખા યુરોપમા પ્રસરે છે.

બર્લિનના રસ્તાઓ બહુ સારા છે. કોઈ પણ શેરી ( strasse ) ઝાડપાન વગરની નથી રસ્તા પથ્થરના ચોરસાના અથવા ડામરના હોય છે. ટ્રામ આખા શહેરમા છે. બસનો વહેવાર બહુ નથી પણ વધતો જાય છે. ટેક્સી ઘણી મળે છે પણ લંડનની પેઠે મોંઘી ઘણી.

બર્લિનથી કોલન

ચોથે દિવસે ( તા. ૧૫ ઓગસ્ટ રવિવારે ) સવારે ૮ વાગે બર્લિન છોડ્યુ સ્ટેશનપર જરૂરી સર્વ સગવડ કુકનો માણસ કરી આપવાનો હતો, ટ્રેન ટાઇમસર હતી. ગાડી ઘણી ફાસ્ટ હતી. ટ્રેનમાથી દેખાવ બહુ સુંદર, નજરે પડતો હતો. ચારેતરફ ફળદ્રુપ ખેતરો અને વચ્ચે વચ્ચે ઝાડના ઘીચ જગલો આવે બર્લિનમા ગ્રીન ફોરેસ્ટ ( Grinwalde ) છે. આગળ જતા એક બ્લેક ફોરેસ્ટ આવે છે. હું ત્યા (બ્લેક ફોરેસ્ટમા) જઇ શક્યો નહિ પણ વચ્ચે અનેક જંગલો આવે છે તે ગાડીમાથી જોયા જંગલમા વચ્ચે મોટર ચાલી શકે તેવા રસ્તા હોય છે અને તદ્દન નીરવ શાંતિ હોય છે. જગલો રાખવાની જરૂર વરસાદને અંગે છે પણ તેનો ઉપયોગ પણ કેમ કરી શકાય તેનો હિસાબ જગલખાતુ

અને તેનો અભ્યાસ forestry આપે છે. જર્મન પ્રજા એ વિષયમાં ઘણી કાબેલ ગણાય છે. એણે બધો આધાર પોતાના દેશ ઉપર રાખ્યો છે. એને ચારે તરફથી વ્યવહાર બંધ થયો હોય તો પણ એ વર્ષો સુધી પોતાના દેશના પાક ઉપર નિર્વાહ કરી શકે એવો ફળદ્રુપ દેશ છે. આખી લડાઈ દરમ્યાન જર્મનીમાં રેશન (ration) મિતાહારનું ધોરણ હતું. જે લોકો લડવા ગયા ન હોય તેને અમુક માપનું દૂધ અને બ્રેડ મળે. કહે છે કે માંસ તો સાત દિવસે બહુ થોડું મળતું. બાકી લડનારાઓને જોઇએ તેટલો ખોરાક આપવામાં આવતો હતો. આખો જર્મનપ્રદેશ ઘણો ફળદ્રુપ દેખાયો. ઢોળાવવાળી જમીન પણ ઠેકાણે ઠેકાણે ખેતીના ઉપયોગમાં લીધી છે. આપણને તો એ hanging gardens લાગે. અહીં પણ ખેતીવાડીનું કામ બધું ઘોડા પાસે લેવામાં આવે છે. ઘોડા જબરા હોય છે પણ ફ્રાન્સ અને ઈંગ્લાંડ જેવા મજબૂત ન લાગ્યા.

નહેરની સગવડ ઘણી અને નાના ગામડાંમાં પણ વીજળીની ટ્રામ, ગેસ, ગટર અને ટેલીફોન તો ખરાજ. જર્મનીનો આ પ્રદેશ બહુ સુંદર અને તદ્દન લીલો લાગ્યો. અને બાકીનો ભાગ પણ તેવોજ છે એમ કહેવામાં આવ્યું. પૂછતાં ખબર પડી કે આ સર્વ લીલોતરી ઉન્હાળામાંજ ખીલી નીકળે છે. સપ્ટેંબર બેસશે કે બધું ખલાસ. ફ્રાન્સનો દક્ષિણ પ્રદેશ (Riviera નો વિભાગ) અને ઇટાલિજ લીલા રહે છે. શિયાળામાંનો પાણી અને બરફ સિવાય કાંઈ દેખાય નહિ. ઝાડોનાં માત્ર ઠુંઠાંજ હોય છે. એક લીલું પાંદડું નજરે પડે નહિ.

રાહઈન (Rhine) નદી મોટી દરિયા જેવી છે. એ સ્વીટ્ઝરલાંડમાંથી નીકળી આખા પશ્ચિમ જર્મન પ્રદેશમાં પસાર થઈ

હૉલડ આગળ નોર્થસીને મળે છે એ નદીમા મોટી સ્ટીમરો જઇ શકે છે. એની બન્ને બાજુનો પ્રદેશ બહુ રમણીય, જોવા લાયક અને લીલોતરીથી ભરેલો છે એના ઉપર ઘણા મોટા શહેર આવેલા છે ઘણા માણસો સ્ટીમરમા બેસી એમા માઇલો સુધી મુસાફરી કરી શકે છે ચક્ષુસૌદર્ય અને ફળદ્રુપતાને માટે ' ર્‌હાઇનલેન્ડ ' સુવિખ્યાત છે.

કોલન (Cologne) અથવ Koln-German ર્‌હાઇન નદીપર આવેલુ જર્મનના ઉત્તર-પશ્ચિમ વિભાગનુ ઘણુ મોટુ શહેર છે તેની વસ્તી ૮ લાખ માણસની છે નદી ત્યા ઘણી મોટી છે. એ શહેરમા મારે ગાડી બદલવાની હતી હું એકલોજ હતો એટલે કલોક રૂમમા સામાન મૂકી નજીકમા શહેર જોવા ચાલ્યો સ્ટેશન નજીક ઘણુ મોટું કેથીડ્રલ હતુ અદર જઈ જોયુ. મિલાનના રોમો કેથીડ્રલથી સહજ નાનું પણ ઘણું ઊંચુ હતુ આ દેવળ જોના મઝા આવી એમા થાભલાનો પાર નથી ઊંચા ૧૨૫ ફીટ હશે રસ્તાપરના બારણા સાધારણ હતા પણ તેની આસપાસ ઘણુ સુંદર નકશીકામ જોઈ નજીક સેવોય હોટેલ હતી તેમા ચા પી પાછો ટ્રેનમાં બેસી ગયો આવતી વખત કોલન જરૂર જોવુ એવો વિચાર કર્યો

ર્‌હાઈનના કાઠા ઉપર ટ્રેન ચાલી પોણા કલાકમા બોન આવ્યુ ' હોટેલ ગોલ્ડન સ્ટર્ન ' Hotel Golden Stern (સ્ટર્ન એટલે સ્ટાર-તારો )મા ઉતર્યો

## બોન

સવારે ઊઠી નિત્યકર્મથી પરવારી ડો. જેકોબીને મળવા ગયો. એમની ઉમર ૭૬ વર્ષની છે. એમની સાથે મારે પત્રવ્યવહાર હતો અને તેઓ ૧૯૧૨ માં મુંબઇ આવેલા ત્યારે મળેલો હતો એટલે તેમને ત્યાં જવામાં મને સંકોચ નહોતો અને મેં તેમને પ્રથમથી લખી પણ જણાવ્યું હતુ.

તેમની સાથે મારે બહુ વાતો થઇ. એમના જ્ઞાનનું શું વર્ણન લખું ? આટલી મોટી ઉમરે વાંચેલું ઘણું ઉપસ્થિત છે અને એમણે એટલું વાંચ્યુ છે કે જે વિષયપર વાતો થાય તેનાં સંસ્કૃત નામો પણ બધા યાદ અને ઘરમાં લાઇબ્રેરી પણ એટલી વિશાળ કે તુરત પુસ્તકો લઈ આવે અને ચાલતી વાત સાથે સંબંધ ધરાવતાં ટાંચણો કાઢી આપે.

ડો. જેકોબી.

એ જ્ઞાનના ભંડાર અથંગ અભ્યાસીનો કાંઇક પરિચય કરાવવો અસ્થાને નહિ ગણાય. એ સંસ્કૃત ભાષાના મોટા સ્કોલર છે. એમણે હિંદુસ્થાનની વિવિધ ફીલોસોફીનો અભ્યાસ કર્યો છે. છંદ, અલંકાર અને વેદ ઉપર તેઓ પ્રમાણભૂત ગણાય છે. જૈનીઝમના એ મોટા સ્કોલર છે. બોનની (Bonn) યુનિવર્સિટિમાં એમણે ઘણાં વર્ષ પ્રોફેસર તરીકે કામ કર્યું ત્યારપછી એ સાઠ વર્ષની વયે વાનપ્રસ્થ થયેલ છે પણ હજુ પણ એમનો અભ્યાસ ચાલુ છે. સને ૧૮૭૫ માં તેઓ પુસ્તકોની શોધખોળ કરવા ડૉ. બ્યુલર સાથે હિંદુસ્થાન આવ્યા હતા. મને કહે કે " તમારા જન્મ પહેલા હું હિંદમાં આવ્યો હતો અને બહુ જગ્યાએ ફર્યો હતો." એ

